THE BOMBAY EDUCATIONAL DEPARTMENT.

# TRANSLATION

OF

# MORRIS'S HISTORY OF INDIA.

BY


CHOTÁLÁL SEVAKRÁM,

GUJARÁTI TRANSLATION EXHIBITIONER,

EDUCATIONAL DEPARTMENT.


SECOND EDITION.


(*Registered under Act XXV. of* 1867.)

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1872.

*Price One Rupee.*

મુંબાઈ સરકારનું કેળવણી ખાતું.

# મોરિસ કૃત હિંદુસ્તાનના ઇતિહાસનું

ભાષાંતર.

છોટાલાલ સેવકરામ,

ગુજરાતી ટ્રાન્સલેશન એક્ઝિબિશનરે

કર્યું.

આવૃત્તિ બીજી.



મુંબાઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

ઈ૦ સ૦ ૧૮૭૨.

કીમત ૧ રૂપિઓ.

# હિંદુસ્તાનનો ઈતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### હિંદુલોકનો દેશ, તેમના ગુણદોષ, તથા તેમનો પ્રાચીન ઈતિહાસ.

ઈસ્વી સન ૭૭ સુધી.

**હિંદુસ્તાનની સીમા—દેશનું સ્વરૂપ—ઉત્તર હિંદુસ્તાનનું વર્ણન—સિંધુ તથા ગંગાનાં પાત્ર—મોટું રણ—મધ્ય હિંદુસ્તાન—દક્ષિણ—દક્ષિણ હિંદુસ્તાનમાંની નદીઓ—દેશમાં વનસ્પતિની ઉત્પત્તિ—ખેતીના તથા ખનિજપદાર્થ—હિંદુસ્તાનનો વ્યાપાર—હિંદુલોકનો પેહેલાના વારામાં સુધારો—સ્થિરને સ્થિર રાખે એવા તેમના ધારા—મનુસ્મૃતિ—મનુના વારામાં હિંદુ લોકની સ્થિતિ—રાજકારભારની રીતિ—રાજભાગ—મનુના સમયથી થયેલા મુખ્ય ફેરફાર—ગ્રામ્યજન સમૂહ—હિંદુના ગુણ દોષ—હિંદુસ્તાનનો પ્રાચીન ઈતિહાસ—હિંદુની ઉત્પત્તિ—અયોધ્યાનું રાજ્ય—રામ—મહાભારતનું યુદ્ધ—ગંગા નદીના તટ ઉપરનાં હિંદુરાજ્ય—મગધ દેશનું રાજ્ય—વિક્રમાર્ક—રાજાભોજ—દક્ષિણ હિંદુસ્તાનનો ઈતિહાસ—પાણ્ડ્ય તથા ચોળ રાજ્ય—તે કરતાં નાનાં રાજ્ય—શાલિવાહન—હિંદુની સંદેહ પડતી કાળગણના વિદ્યા.**

હિંદુસ્તાન દેશ એશિઆની દક્ષિણે આવેલોછે. એની ઘણું કરી ત્રણ દિશાએ જે સમુદ્ર વીંટાયલોછે તેનું નામ હિંદી મહાસાગર છે. અને ઉત્તરે મધ્ય એશિઆના ઊંચાણના પ્રદેશ અને હિંદુસ્તાન વચે હિમાલય પર્વતનો આંતરો છે. પૃથ્વીમાં ઊંચામાં ઊંચા પર્વત હિમાલયની ઓળમાં જોવામાં આવેછે.

હિંદુસ્તાનના બે મોટા ભાગ વિંધ્યાચળ પર્વતથી થયેલા છે. ઉત્તરના ભાગને હિંદુસ્તાન[1] કહેછે, ને આખા દેશનું નામ પણ કોઈ કોઈ વાર હિંદુસ્તાન કહેવાયછે. બીજો ભાગ જે દક્ષિણ તેને દક્ષિણ હિંદુસ્તાન કહેછે.

હિંદુસ્તાનનું સ્વરૂપ.

સિંધુ અને ગંગા નદીઓના વિસ્તીર્ણ સપાટ પ્રદેશ, સિંધુની પૂર્વે વિશાળ વેરાન દેશ છે તે, અને જે ઉંચા પ્રદેશની દક્ષિણ સીમા વિંધ્યાચળથી થયેલીછે તે પ્રદેશ, એ સર્વે મળીને ઉત્તર હિંદુસ્તાન થાયછે.

ઉત્તરહિંદુસ્તાનનું વર્ણન.

સિંધુ નદીના ખોના પ્રદેશમાં **પંજાબ** તથા સિંધ દેશનો સમાવેશ થાયછે. **સિંધ** દેશ હિંદુસ્તાન અને **બલુચિસ્તાનની** સીમા ઉપર છે.

સિંધુનદીની ખોનો પ્રદેશ.

જે સપાટ પ્રદેશ ઉપર થઈ ગંગા નદીનો પ્રવાહ વહેછે તે આખા દેશ મધ્યે સૌથી રસાળ ભૂમિ છે. આ પ્રદેશમાંજ પેહેલ વહેલા હિંદુ લોક આવી વસ્યા હતા. એમાં [2]હિંદુલોકનાં અનેક પવિત્ર ગામ તથા પ્રિય નદી છે, અને હવણાં એમાં બ્રિટિશ ઇન્ડિઆની રાજધાની અને અત્યંત સંપત્તિવાન પ્રાંતો છે.

ગંગાનદીની ખોનો પ્રદેશ.

મોટું રણ સિંધની પૂર્વે આવેલું છે; અને મધ્ય હિંદુસ્તાનનો ઉંચો પ્રદેશ જે વિંધ્યાચળ પર્વતની ઉત્તરને લગતો પ્રસરેછે એવું અમે કહી ગયા તેમાંનાં હવા પાણી તેની ફરતા ગરમ સપાટ પ્રદેશમાંનાં હવા પાણી કરતાં સરસ છે.

મોટું રણ અને મધ્ય હિંદુસ્તાન.

---

૧. આખા દેશનું નામ પણ હિંદુસ્તાન હોવાથી ગૂંચવણ નપડે માટે ઉત્તરના ભાગને આ ભાષાંતરમાં ઉત્તર હિંદુસ્તાન લખીશું. ગૂ. ભા. ક.

૨. આ દેશનું નામ હિંદુસ્તાન અને એના રહેવાસીઓનું નામ હિંદુ એ બંને પરદેશીઓએ પાડેલાં છે. કોઈ જૂના સંસ્કૃત કે પ્રાકૃત ગ્રંથમાં એ નામ નથી. તેમાં તો દેશનું નામ ભરતખંડ અને પ્રજાનું આર્ય લખ્યાં છે. ફારસી ભાષામાં હિંદુસ્તાન અને હિંદુ એ નામો હોવાથી તથા તે બોલી બોલનારા લોકનું રાજ્ય આ મૂલકમાં સેંકડો વરસ રહ્યાથી એ શબ્દ 'સ્થાન' થઈ ગયો. સંસ્કૃત 'સ્થાન' બોલ, ફારસી 'સ્તાન' ને મળતો છે તે ઉપરથી દક્ષણીઓ તથા આપણામાં કેટલાએક હિંદુસ્થાન લખેછે, પણ એ અમને અશુદ્ધ લાગેછે. સનો અપભ્રંશ હ થયાથી સિંધુ નદીના નામ ઉપરથી હિંદુ બોલ ઉત્પન્ન થયેલો જણાયછે. ગૂ. ભા. ક.

દક્ષિણદેશનું વર્ણન.

દક્ષિણ દેશ વિસ્તીર્ણ સપાટ પ્રદેશ છે. એની ચારે ગમ ભિન્ન ભિન્ન ઊંચાઈની ડુંગરીઓ છે. આ દેશની પૂર્વે તથા પશ્ચિમે જે પર્વતો છે તે પૂર્વ ઘાટ તથા **પશ્ચિમ** ઘાટ કહેવાયછે. **પશ્ચિમ** ઘાટની ઓળ **હિંદુસ્તાન**ના **પશ્ચિમ** કાંઠાને સમાંતર ચાલેછે, ને તેની ઊંચાઈ ઘણે ઠેકાણે પુષ્કળ છે. **પૂર્વ** ઘાટની ઓળ પૂર્વ કાંઠાને ધોરણે **કૃષ્ણા** નદીથી **મદ્રાસ**ના અક્ષાંશ લગી જાયછે; ત્યાં આગળ પશ્ચિમે મરડાઈને **પશ્ચિમ** ઘાટની ઓળને, તેમાંના ઊંચામાં ઊંચા પહાડ **નીલગિરિ** આગળ મળેછે. **કૃષ્ણા** નદીથી ઉત્તર ભણી ડૂંગરાની એક ઓળ પૂર્વ કાંઠાને લગતી **કટક** પર્યંત પ્રસરેછે. આ ડૂંગરા આકારમાં પૂર્વ ઘાટની પેઠે અનિયમિત અને ખંડિત છે.

દક્ષિણદેશનો નીચાણનો પ્રદેશ.

નીચાણનો પ્રદેશ જે પર્વત અને સમુદ્ર વચ્ચે છે તે ઘણો ખરો સમ્પત્તિવાન તથા રસાળ છે. પશ્ચિમ કાંઠે આ પ્રદેશ સાંકડો ને ઊંચો નીચો છે. પરંતુ પૂર્વ કાંઠે **તેમ** નહિ હોવાથી **કર્ણાટક** તથા **ઉત્તર સિરકાર** નામે દેશો વિશાળ છે.

દક્ષિણ હિંદુસ્તાનની નદીઓ.

દક્ષિણ દેશમાં ઘણી મોટી નદીઓ વહેછે; તેમાંની ઘણી ખરીનો પ્રવાહ પૂર્વ દિશામાં ચાલેછે. એમાં મુખ્ય **ગોદાવરી**, **કૃષ્ણા**, **પનાર**, અને **કાવેરી** છે. ઉત્તરમાં **નર્મદા** અને **તાપી** પૂર્વથી પશ્ચિમ દિશામાં વહીને ખંભાતના અખાતને મળેછે.

વનસ્પતિની ઉત્પત્તિ.

**હિંદુસ્તાન**માં અનેક પ્રકારની ઉપયોગી વનસ્પતિ થાયછે. નાળીએરી, ખજુરી, સાગુ,[1] અને બીજાં તૃણ વૃક્ષ[2] દેશમાં ઠામ ઠામ જોવામાં આવેછે. નાળીએરી બહુ કામમાં આવેછે. એનાં ફળ ખાવાના તથા ઊંચા પ્રકારનું **તેલ** કાઢવાના કામમાં આવેછે. તેના કાચલાના પ્યાલાં ને બીજાં રસોઈના કામનાં પાત્ર બનાવેછે. નાળીએરના રેસાનાં દોરડાં કરેછે, અને તેના કાટનાં કોટિયાં ને મોભ થાયછે. સાગ વનમાં પુષ્કળ થાયછે તે વહાણ બાંધવામાં ઉપયોગી છે. તિન્દુક, ચંદન અને સીસવનું લાકડું નકસી કામ કરવામાં વારંવાર ખપ આવેછે,

---

૧. સાગુ ચોખા કિંવા કાંજીનું ઝાડ. ૨. સોપારીનું ઝાડ, તાડ, નાળીએરી, અને ખજુરી એ તૃણ વૃક્ષ છે. ગૂ. ભા. ક.

તેજાનાનાં ઝાડ, સુગંધમય ગૂંદરનાં વૃક્ષ, અને બીજાં અનેક પ્રકારના ઔષધી છોડ જથાબંધ જોવામાં આવેછે.

ખેતીના પદાર્થ.

ખેતીની એક મુખ્ય નિપજ ડાંગેર છે. હિંદુસ્તાનના ઘણા ભાગમાં માત્ર ઉપલા વર્ગના લોકને ખાવાના પદાર્થમાં મુખ્ય ચોખા છે. ઉતરતી પંક્તિના લોક ઘઉં[1] કે રાગી ખાઇને નિર્વાહ કરેછે. કેટલાક ભાગમાં લોક ઘણા ચોખા વાપરેછે ને કેટલાક ભાગમાં થોડા. બીજા ધાન્યમાં ચણા, મકાઈ, તથા બાજરીની મુખ્ય નિપજ છે.

ખનિજ પદાર્થ.

હિંદુસ્તાનના ખનિજ પદાર્થ ઘણા પુરાતન કાળથી પંકાતા આવ્યાછે તેમાં વિશેષે કરી લોઢું,[2] હીરા તથા બીજાં રત્ન છે.

હિંદુસ્તાનનો વેપાર.

પરદેશ સાથે હિંદુસ્તાનનો વેપાર છેક પુરાતન કાળમાં ઇસ્રાઇલિના રાજા સોલોમનના સમયમાં ચાલતો એવું સંભવેછે. એ વેપાર વિશેષે કરીને તેજાના, જવાહીર અને મૂલ્યવાન વસ્ત્રનો હતો. પાછળથી એકલા આરબ લોકે હિંદુસ્તાન સાથે વેપાર ખેડવા માડ્યો. આરબ વેપારી થતા પેહેલાં હિંદુસ્તાનનો માલ પશ્ચિમના દેશોમાં ઘણું કરીને પગવાટે થઈ લેઈ જવામાં આવતો.

હિંદુનો પેહલાના વારામાં સુધારો.

આ બોહોળો વેપાર સાક્ષી પૂરેછે કે હિંદુલોક પુરાતન સમયે ઉત્તમ સુધરેલી સ્થિતિમાં હતા. હિંદુલોકના પ્રાચીન ઇતિહાસ વિષે આપણને માત્ર અલ્પ માહિતી છે, તોપણ આપણે એટલું તો જાણીએ છીએ કે તેઓ, યાહુદી લોકને બાતલ કરતાં, એશિઆના સઘળા દેશના લોક કરતાં વિદ્વત્તામાં, આચાર વિચારમાં, અને સંપત્તિમાં ચઢીઆતા હતા. યૂરોપના અત્યંત પ્રખ્યાત દેશના લોકો ઉત્પન્ન થયા ન હતા, ત્યાર પેહેલાં તેઓએ શિલાટના, તથા કોતરવાના કામમાં, તથા સુતાર આદિ અન્ય શિલ્પી ધંધામા અને કવિતામાં એટલી ઉત્કૃષ્ટતા મેળવી હતી કે તેની આગળ હિંદુસ્તાનની આસપાસના બીજા દેશોના લોકની નિપુણતા હઠી જતી. તેમનામાં આટલી છત છતાં તેઓ તે દહાડે હતા તેવાને તેવાજ રહ્યા. તેમના દેશના વિલક્ષણ સ્વરૂપને લીધે તથા બીજી પ્રજાઓથી અળગા રહેવાના

---

૧. આ વાત ગૂજરાતને લાગુ પડતી નથી.
૨. પણ હાલ લોઢું વિલાયતથી આવેછે. ગૂ. ભા. ક.

તેમના લક્ષણને લીધેં બીજા દેશના લોકોથી ઘણા યુગ પર્યંત ન્યારા રહી તેમણે ઇતર દેશો સાથે વેપારનો વેગળો સંબંધ રાખ્યો, પરંતુ અન્ય પ્રકારનો વિશેષ લાભકારી વ્યવહાર બાંધ્યો નહિ. હરકોઈ હિંદુ ગામ જે આપણે હાલ જોઇએ છીએ તેજ કોઈ પરદેશીએ પ્રાચીન સમયમાં જોયું હોત, તો તેને માલૂમ પડત કે ઘણીક મુખ્ય બાબતોમાં એ લોકની કરણી રહેણી સાંપ્રત કાળમાં જેવી છે તેવીજ પુરાતન કાળમાં હતી; અને જેમાં જેમાં ફેરફાર થયાછે તે સારા નહિ પણ નઠારા[1].

મનુસ્મૃતિ. ઇ. સ. પૂ. ૯૦૦.

પ્રાચીન વારાના હિંદુ મંડળનું વર્ણન મનુસ્મૃતિમાં કરેલું છે. ધર્મશાસ્ત્ર (કાયદા) અને શિખામણોનો આ સંગ્રહ ખ્રિસ્તિ શકના આરંભની પૂર્વે ૯૦૦ વર્ષ ઉપર થયેલો કહેવાયછે. હિંદુલોક સુધારામાં કેટલેક પગથીએ ચઢ્યા, ત્યાર પછી કાંઇક વર્ષે એ પુસ્તક રચાયું હશે એવું સ્પષ્ટ જણાયછે.

મનુના વારામાં હિંદુ લોકની સ્થિતિ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્ર એવી ચાર જાતિઓ તે સમયે હિંદુઓમાં હતી. પેહેલી ત્રણ નાતો દ્વિજ કહેવાતી, અને તેમને કેટલાક વિશેષ હક અપાયા હતા. શૂદ્ર લોક જીતાયલા અને દાસત્વ પામેલા લોકના વંશજ હતા એવું ભાસેછે. બ્રાહ્મણની કરણી રહેણી તથા આચાર વિચાર અને રાજા તથા રાજપુત્રનાં આચરણ વિષે મનુસ્મૃતિમાં અનેક સૂક્ષ્મ આજ્ઞાઓ લખેલી છે.

દેશાની અંદરના કારભાર.

રાજ્યવ્યવસ્થા[2] એકરાજસત્તાક હતી. ઇનસાફ કરવાનું કામ મંત્રી સભાની તથા બ્રાહ્મણ જાતિના મુખ્ય પ્રધાનની સહાયથી ઘણું ખરૂં રાજા કરતો. દેશની અંદરનો કારભાર કેટલાક અધિકારીઓ ચલાવતા. તેમની પદવી, તેમના અધિકારના પ્રમાણમાં, ચઢતી ઉતરતી હતી. તેઓમાંના કેટલાકને હજાર ગામનું ઉપરીપણું હતું; કેટલાકને સો

---

૧. એ અભિપ્રાય કેવળ ખરો જણાતો નથી. કેટલીક બાબતમાં થોડો ઘણો સુધારો થયો છે. ગૂ. ભા. ક.

૨. રાજ્ય વ્યવસ્થા તથા ધર્મશાસ્ત્ર (કાયદા) રચવાં કે રદ કરવાં એ રાજાના હાથમાં ન હતું; તે કામ બ્રાહ્મણોનું હતું. બ્રાહ્મણો પણ નવું કરીએ છીએ એમ કહેતા નહિ, પણ આગળનું જૂનું છે તે બતાવીએ છીએ એમ કહેતા. એથી નવા સારા ધારા કરવામાં અડચણ પડતી ને હજીએ પડેછે. ગૂ. ભા. ક.

ગામનું અને કેટલાકને દશ ગામનું. હરેક ગામનો મુખી તે ગામનું કામ કાજ ચલાવતો. મુખીપણાની મહેનતના બદલામાં ખેડુતો પાસેથી ખેતરમાં જે ઉગે તેમાંથી કાંઈક તેને મળતું, અને બીજા અધિકારીઓને તેમની ચાકરીને પેટે જમીન આપવામાં આવતી.

રાજ્ય કર.

હવણાંના સમય પ્રમાણે કેટલાક વેપાર ધંધા ઉપર અને કૃષિના પદાર્થ ઉપર કર લેવામાં આવતો. ધાન્ય ઉપર ઘણામાં ઘણો ચોથ ભાગ કર લેતા, પણ ઘણી ખરી વાર એક બારાંશથી માડીને એક ષષ્ઠાંશ લગી લેવાનો ચાલ હતો.

મનુના સમય પછીના વિકાર.

**મનુના** સમય પછી સ્વભાવિક રીતે અનેક તરેહના ફેરફાર થયાછે. પરંતુ બ્રાહ્મણનું પ્રાબલ્ય અને જ્ઞાતિભેદ અદ્યાપિ જારી રહ્યાંછે. હાલ બીજા અને ત્રીજા[1] વર્ગના લોક વસ્તિના પ્રમાણમાં આછા છે, અને શૂદ્ર કેવળ અધમ ગણાતા નથી. પરંતુ પાછળથી અગણિત જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ, અને જાતબહારીઆની નવી નાતો બંધાઈ છે[2].

ગ્રામ્યજન સમૂહ.

ગ્રામ્યજન સમૂહ તો આજ પર્યંત જારી છે. દેશના જુદા જુદા ભાગમાં ગામડાના વહીવટમાં વિકાર થયાછે. કેટલેક ઠેકાણે વિઘોટી વિષે પ્રત્યેક માણસ જોડે ઠરાવ કરવામાં આવેછે, અને કેટલેક ઠેકાણે મુખી સાથે; પરંતુ પ્રત્યેક ગામ નોખું મંડળ કે જાણે પ્રજા છે. દેશના રાજકર્ત્તા ઘણા દૂર હોવાને લીધે ગામડાના ભોળા લોકના જોવામાં નથી આવતા, અને તેઓ ઘણીવાર બદલાઈ જાયછે, પરંતુ દરેક ગામ નાની સરખી દુનિઆ હોય તેવુંજ રહેછે. તેઓ ઉપર અમલ કરનારા અધિકારીઓ તેમના પોતાનામાંનાજ હોયછે; ને એ અધિકારીઓ કોને જવાબદાર છે તેની તેઓ થોડીજ દરકાર રાખેછે.

હિંદુના ગુણદોષ.

**હિંદુસ્તાન** દેશ બહુ વિશાળ છે, તેમાં વિવિધ પ્રકારની ધરતી ને હવા જોવામાં આવેછે. એમાં વસનારા લોકને હિંદુ કહેછે. સ્થળ, રીત ભાત તથા ભાષાના કારણથી હિંદુ લોકની ઘણા ભેદ થયેલાછે. ઇંગ્રેજ અને આઈરિશ લોક વચ્ચે જેટલો અંતર છે, તેટલો

---

૧. ક્ષત્રિય અને વૈશ્ય એટલે રજપૂત, વાણીઆ, કણબી, વગેરેને બ્રાહ્મણો શૂદ્રમાં ગણેછે. ઘણાકોએ જનોઈ તજી કંઠીઓ પહેરી છે. ગૂ. ભા. ક.

૨. ચમાર, ઢેડ, વગેરે નાતો એમાં છે. ગૂ. ભા. ક.

અંતર જુદા જુદા ભેદના હિંદુલોક વચ્ચે હોયછે. ભિન્ન ભિન્ન ભાગમાંના લોકનાં લક્ષણ ભિન્ન ભિન્ન હોયછે. બંગાળી લોક નિર્મળ અને રાંડવા છે; રજપૂત શૂરવીર છે. મદ્રાસના તામિલ લોક જેવા ભોળા છે તેવાજ મરાઠા લોક પ્રપંચી છે. તેલંગણ પ્રાંતના લોક અને પશ્ચિમ કાંઠાના લોક જુદી જુદી પ્રકૃતિના માણસ છે. માટે અમારે હિંદુ સમૂહનાં લક્ષણ કહેવાં જોઇએ.

હિંદુલોક રીત ભાતમાં સુજન અને વિવેકી છે; ખાવા પીવામાં તથા ઓઢવા પહેરવામાં સાદા છે. સગાં સ્નેહી ઉપર તેમનું હેત વહાલ અચળ રહેછે. બીકણપણું, અસત્યતા, આળસુપણું અને વિવાદબુદ્ધિ એટલા તેમનામાં અવગુણ છે. જે પુરૂષો ઉપર તેમની પ્રીતિ હોયછે તે પુરૂષો તેમના આગેવાન હોયછે, ત્યારે તેઓ શૂરવીરપણું બતાવેછે. તેમના ઉપર વિશ્વાસ આણી તેમને માલ મતા સોંપ્યાં હોયછે, તો તેઓ પ્રમાણિકપણું રાખેછે. તેઓને ગુણ કર્યો હોય તો તેઓ ઓશીગણ થાયછે. તેમના ઉપર કોઈ માયા મમતા બતાવેછે, તો તેઓ સામી માયા મમતા દર્શાવેછે; પરંતુ તેઓ નીતિના ફલાણા નિયમ પ્રમાણે વર્ત્તેછે એવું જણાતું નથી, તાત્પર્ય, તેઓ અમુક આકીન રાખતા હોય એમ લાગતું નથી.

ઉપલા વર્ગના લોક આચાર વિચારમાં સુઘડતા રાખેછે. તેઓ ઉત્સુક તથા સાહસિક નથી, તોપણ તેમના સર્વ કાર્યમાં તેઓ ધીરા ને આગ્રહી છે. કોઈ કોઈ પ્રસંગે તેઓ પોતાના કામમાં એટલા તનમનથી વળગેછે કે તે જોઇને કોઈ પણ માણસને આશ્ચર્ય લાગે. જે વાતોમાં ઇંગ્રેજ અને હિંદુ વચ્ચે ભેદ પડ્યા વગર રહેજ નહિ, તે વાતો એક કોરાણે રાખી જે વાતોમાં તેમની વચ્ચે ભેદ નથી પડતો તે વાતો જાણવાને કોઈ ઇંગ્રેજ સરળ ભાવે યત્ન કરશે, તો હિંદુ લોકમાં એવા ઘણા ગુણ તેના જોવામાં આવશે કે તે ગુણનાં પોતે વખાણ કરી શકે. અમે અંતઃકરણથી ઇચ્છા રાખીએ છીએ કે ઇંગ્રેજ અને હિંદુ વચ્ચે દિન પ્રતિદિન અધિક અધિક બનાવ થાઓ.

હિંદુસ્તાનનો પુરાતન ઇતિહાસ.

હિંદના પુરાતન ઇતિહાસ વિષે આપણને ઘણી થોડી માહિતી છે, કારણકે પ્રાચીન હિંદુ રાજાઓના જે વૃત્તાંત આપણને મળ્યાંછે તે હિંદુની કલ્પિત વાર્ત્તા અને હિંદુ ધર્મની દંતકથાઓ સાથે એટલાં બધાં મિશ્રિત થઈ ગયાં છે કે એમાંથી દેહધારી શૂરવીર પુરૂષોનું આખ્યાન કિયું અને કલ્પિત દેવોનું આખ્યાન કિયું એ તારવી કાઢવું બહુ કઠણછે.

ઘણા ખરાનો એવો મત છે કે હિંદુ લોક હિંદુસ્તાનનાં વતની નથી. એવું દિસેછે કે તેઓ વાયવ્ય કોણ ભણીથી હિંદુસ્તાનમાં આવ્યા; પ્રથમ હિંદુસ્તાનના છેક ઉત્તરના ભાગમાં વસ્યા; અને ત્યારપછી દક્ષિણ હિંદુસ્તાનમાં પેઠા.

હિંદુની ઉત્પત્તિ.

હિંદુ ગ્રંથકારોએ જૂનામાં જૂનું **અયોધ્યા**નું રાજ્ય લખ્યુંછે. આ રાજ્યમાં ચંદ્ર અને સૂર્ય વંશની ઉત્પત્તિ થઈ એવું ધરાયછે, તથાપિ ઇતિહાસમાં લખવા જોગ પ્રથમ પુરૂષ **રામ** થયા એવું લાગેછે. **રામ** અયોધ્યાના રાજા હતા. **રામ** દક્ષિણમાં સ્વારી કરી પોતાના યુદ્ધ ચાતુર્યથી એટલા પ્રખ્યાત થયા કે પ્રાચીન વારાના લોકની રીત પ્રમાણે પાછલા યુગના લોકે તેમને પૂજ્ય તથા દેવાંશી કરી સ્થાપ્યા.

અયોધ્યાનું રાજ્ય. રામ.

ઇતિહાસમાં નોંધાયલી બીજી વાર્ત્તા **પાંડવ કૌરવ**ની લઢાઈ છે. એનો પાયો ખરો હશે એવું સંભવેછે. **પાંડવ** તથા **કૌરવ** એક કુટુંબની બે શાખાઓ હતી. તેઓ દિલ્હી પાસેના હસ્તિનાપુરના સિંહાસન માટે લઢતા હતા. **પાંડવ**નો જય થયો, પરંતુ તેમણે પોતાનાં સગાં સ્નેહીની હાનિ થયાથી ખેદ પામી હિમાલયના વેરાન દેશમાં જઇને દેહ છોડ્યા. કૃષ્ણ જે ગુજરાતના રાજા તે **પાંડવ**ના મિત્ર હતા.

પાંડવ તથા કૌરવનું યુધ્ધ.

**મહાભારત**નું યુદ્ધ સોવસા ખ્રિસ્તિ શકની પૂર્વે ચૌદમા સૈકામાં થયું. તેવારે ગંગાની ખોના પ્રદેશમાં છ સ્વતંત્ર સંસ્થાન હતા. તથાપિ તે સંસ્થાનના રાજાઓને પરસ્પર મિત્રાચારી હતી, તથા ત્યાંના લોક અન્યોઅન્ય સાથે વેપાર વણજ કરતા.

ગંગાનદી ઉપરના હિંદુ સંસ્થાન. ઈ. સ. પૂ: ૧૪૦૦.

આ સંસ્થાનમાંનું એક સંસ્થાન **મગધ** નામે હતું. એ સસ્થાનમાં **મહાભારત**નું યુદ્ધ થયું તે વર્ષથી તે ચાલતા શકના પાંચમા સૈકા લગી એકજ વંશના રાજાઓએ રાજ્ય કર્યું એવું દિસેછે. આસપાસના રાજ્યમાં આ રાજાઓનાં માન પ્રતિષ્ઠા ભારે હતાં, અને વળી તેમને સિંધુનદીની પશ્ચિમના લોકો સાથે મૈત્રી હતી. આ રાજાઓમાં ઘણાજ નામાંકિત બે રાજા થયા, એકનું નામ **ચંદ્રગુપ્ત** હતું, એને ગ્રીક લોક **સાન્દ્રાકોટસ** કહેતા. **સિકંદર** પાદ-

મગધનું રાજ્ય.

ચંદ્રગુપ્ત.

શાહનો **સેલ્યુકસ** નામે એક સરદાર હતો તેણે **ચંદ્રગુપ્ત** જોડે મિત્રાચારી બાંધી હતી. બીજાનું નામ **આસોક** હતું. એણે રાજ્યનો બહુ વિસ્તાર કરી રૂડી રીતે રાજ્ય ચલાવ્યું.

એ સમયમાં બીજાં સંસ્થાન હતાં તેમના સંબંધી વાસ્તવિક વૃત્તાંત **ઉજ્જયિની** નગરીના રાજા **વિક્રમના** જન્મ પર્યંત મળતાં નથી. હિંદુ લોકમાં **વિક્રમને** મોટો શૂરવીર નર ગણેલાછે; તેના ન્યાય તથા ચાતુર્ય વિષેની ઘણી વાર્તાઓ કહેવાયછે. તેણે પોતાના નામથી શક પ્રવર્તાવ્યો તે ઘણો ખરો ઉત્તર હિંદુસ્થાનમાં ચાલેછે, ને તેનો આરંભ ઈ. સ. પૂર્વે ૫૬ વર્ષે થાયછે. અગીઆરમાં સૈકાની સમાપ્તિમાં રાજા **ભોજ** થયો તે પણ હિંદુ લોકને પ્રિય હતો.

વિક્રમાર્ક તથા ભોજ.

ઉત્તર હિંદુસ્તાનના ઈતિહાસ કરતાં દક્ષિણ હિંદુસ્તાનના ઇતિહાસ વિષે વધારે માહિતી છે. હિંદુ લોક દક્ષિણમાં કયારે આવી વસ્યા એ વાત નક્કી નથી, પરંતુ એ બિના પ્રાચીન સમયમાં બની હશે. જે ભાષાઓનું મૂળ હિંદુની પુરાતન **સંસ્કૃત** ભાષાથી કેવળ જુદું, પરંતુ જેઓ પરસ્પર સંબંધ રાખનારી એવી ઘણી ભાષાઓ **દક્ષિણમાં** ચાલેછે તે ઉપરથી એવું જણાયછે કે એ ભાગમાં મૂળ રહેવાસી ઘણાં વર્ષ લગી વસ્યા હશે.

દક્ષિણ હિંદુસ્તાનનો પુરાતન ઇતિહાસ. ઈ. સ. પૂ. ૧૦૦૦.

**દક્ષિણ** હિંદુસ્તાનમાં ઘણાં સંસ્થાન હતાં. તેમાં સૌથી પ્રખ્યાત **પાણ્ડ્ય** તથા **ચૌળ** હતાં. **પાણ્ડ્યના** રાજા પોતાના પાડોશી **ચૌળ** દેશના રાજા સાથે વારંવાર વિરોધ કરતા હતા. તેમની રાજધાની **મદુરામાં** હતી. સાંપ્રત કાળમાં **મદુરા** તથા તિન્ના-વલિ પ્રાંત છે એ મૂલક તે રાજાઓનો હતો.

પાણ્ડ્ય દેશ. ઈ. સ. પૂ. ૪૫૦.

**ચૌળ** સંસ્થાનની રાજગાદી **કાંજેવરમમાં** હતી. આ સંસ્થાન એક પ્રસંગે બહુ વિસ્તાર પામ્યું હતું, અને એને તાબે ગોદાવરી નદી પર્યંત દેશ હતો.

ચૌળ સંસ્થાન.

**આ** બે સંસ્થાન અને સમુદ્રની વચે **તેલંગણ** તથા **કાનડી** દેશોમાં, અને **વિંધ્યા** પર્વત લગી ઉત્તર ભણીના પ્રાંતોમાં નાનાં નાનાં સંસ્થાન હતાં; પરંતુ તે સંસ્થાનનાં આખ્યાન ગૂંચ-પુચિયાં છે ને રસિક નથી.

દક્ષિણ હિંદુસ્તાનનાં નાનાં રાજ્ય.

શાલિવાહન.

શાલિવાહન જેના નામથી ઈ૦ સ૦ ૭૭ વર્ષે હિંદુ શક ચાલ્યો તેણે મહારાષ્ટ્રમાં રાજ્ય કર્યું. આ બળીઓ રાજા હતો એવું દિસેછે, પરંતુ તેના જન્મ ચરિત્રની લોકમાં ચાલતી ગાથાઓ જોડી કાઢેલી છે. તેના વિષે એવું કહેવાયછે કે તેણે માળવાના વિખ્યાત રાજા વિક્રમને જીત્યો, પરંતુ એ લૌકિક વાત સાચી હોય નહિ. કારણ કે વિક્રમ પછી ઘણે વર્ષે તે થયો.

જે પ્રાચીન સમયનું વર્ણન અમે અહિં લગી લખ્યું.તેમાં બનેલા મુખ્ય મુખ્ય વર્ત્તમાન કહેવાને અને હિંદુ દંતકથાના જે ભાગ કાંઈક સાચા લાગેછે તે દર્શાવવાને અમે બનતો શ્રમ લીધો છે. પરંતુ એલ્ફિન્સ્ટન સાહેબ કહેછે, ને તે ખરૂં છે, કે સિકંદર પાદશાહે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી ત્યાર પેહેલાની કોઈ પ્રસિદ્ધ બિનાની તારીખ મુકરર કરાતી નથી; અને આ હિંદુસ્તાન દેશ મુસલમાન લોકે જીતી લીધા પછી અહિંના લોકની હકિકત આદિથી અંત લગી કહી શકીએ છીએ; ત્યાર પેહેલાની તે પ્રમાણે કહેવાતી નથી.

---

# પ્રકરણ ૨ જું.

## પ્રથમના મુસલમાન રાજાઓના વારામાં હિંદુસ્તાન દેશની સ્થિતિ.

ઈ૦ સ૦ પૂર્વે ૩૨૮ થી સન ૧૫૫૬ સુધી.

ઈરાની લોકની સ્વારી—ગ્રીક લોકની સ્વારી—સેલ્યુકસ—બાક્ત્રિઆનું રાજ્ય—મુસલમાનની ચઢાઈ—મહમદ ગિજની—તેની છેલ્લી સ્વારી—સોમનાથનો ઘેરો—મહમદ ગોરિ—કુતુબુદ્દીન—ગૂલામ વંશના રાજા—ખિલજી વંશ—તઘલખ વંશ—મહમદ તઘલખ—તેનાં ઘેલાઈનાં કાર્ય—ફિરોજશાહ—તેનું રૂડું રાજ્ય—તૈમુરલિંગ—દિલ્લીમાં મનુષ્ય વધ—હિંદુસ્તાનમાં અંધેર—બાબર—પાનિપતની લઢાઈ—બાબરના ગુણ દોષ—રજપૂતલોક—શિકરિની લઢાઈ, અને બાબરનો જય—હુમાયુન—શીરશાહ તેને પદભ્રષ્ટ કરેછે—શીરશાહનું હિતકારક રાજ્ય—હુમાયુન રાજ્ય પાછું મેળવેછે—

**હુમાયુંનું ઈરાનમાં નાસી જવું, પાછું આવવું, અને ફરી ગાદીએ બેસવું ને મરણ પામવું.**

હિંદુસ્તાનની લક્ષ્મી ને મોટાઈ ઉપર લોભાઈને પરદેશી વિજયી પુરુષો એ દેશઉપર ચઢાઈઓ કરતા આવ્યા છે. જે લોકે હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરી તેમની સામે હિંદુલોક લઢયા, પરંતુ તેઓ તે લોકને સદા રોકી શક્યા નહિ. ઘણા સૈકા ઉપર ઈરાની લોકના દારા રાજાએ સિંધુ નદીના કાંઠાના દેશો ઉપર સ્વારી કરીને તે જીતી લીધા, પરંતુ જે મોટા રણને હિરોડોટસ નામે ગ્રીક ઇતિહાસ કર્ત્તાએ પૃથ્વીની પૂર્વ સીમા કરી વર્ણવેલુંછે તેની આણીમર એ રાજા આવ્યો હોય એવું જણાતું નથી. હિંદુસ્તાનનો જે થોડો ભાગ ઈરાની લોકે જીતી લીધો હતો તે ભાગમાંના લોકની પાસેથી તેમણે ખંડણી માગી હતી, પરંતુ ત્યાં તેમની અલ્પ સત્તા ટકી રહી નહિ.

ઈરાની લોકની સ્વારી.

મહાન સિકંદરે ઈરાનની પાદશાહી જીતી ; તેના તાબાનો દેશ હિંદુસ્તાન છે એમ કહી ઘણા મોટા સૈન્ય સહિત પંજાબ ઉપર ચઢાઈ કરી.

ઇ. સ. પૂ. ૩૨૮.

પોરસ[1] નામે હિંદુરાજા શૌર્યથી તેના સામો લઢયો, પણ સિકંદર તેનો પરાભવ કરીને હૈફાસિસ નદી જેને હવણાં સતલજ કહેછે ત્યાં લગી આવ્યો. અહિં તેના સૈન્યના લોકે બંડ કર્યું ને તેની સંગાતે આગળ જવાની ના કહી. સિકંદર જીતેલા ભાગમાં થોડાક કિલેદાર મૂકીને તથા દેશી રાજાઓજોડે મિત્રાચારી બાંધીને સિંધ તથા બલુચિસ્તાનની વાટે પાછો આસિરિઆ ગયો.

દિગ્વિજયી સિકંદરના મરણ પછી તેના રાજ્યનો કેટલોક ભાગ તેના સેલ્યુકસ નામે સરદારને મળ્યો. તેણે મગધ દેશના રાજા ચંદ્રગુપ્ત સાથે સંધિ કરી. તેની શરતો ચંદ્રગુપ્તના લાભમાં હતી.

સેલ્યુકસ.

---

૧. એ નામ ગ્રીક ગ્રંથોમાં છે. પરભાષાના ઉચ્ચાર ગ્રીક લોક ખોટા કરતા તે ઉપરથી શક જાયછે કે એ રાજાનું ખરૂં નામ એથી ભિન્ન હશે. ગુ. ભા. કર્ત્તા.

બાકત્રિઆનું રાજ્ય.

ઈ. સ. ૧૦૦૧ હિંદુસ્તાન જીતી લેનારા મુસલમાન રાજાઓ.

**કાબુલની** ઉત્તરે **બાકત્રિઆ** જેને સાંપ્રત કાળમાં **બલ્ખ** કહેછે, તે પ્રાંત **સેલ્યુકસ**ના રાજ્યનો વિભાગ હતો તે કેટલેક વર્ષે સ્વતંત્ર થયો, ને તે ઉપર જાગૃત, બળવાન, તથા સુધરેલા રાજાઓએ રાજ્ય કર્યું. **દારા** અને **સિકંદર** હિંદુસ્તાનમાં જેટલે સુધી ગયા હતા તે કરતાં વધારે ભાગ **બાક્ત્રિઅન** લોકે જીતી લીધો.

હિંદુસ્તાનમાં **બાક્ત્રિઅન** લોકની સત્તા સૌથી વધારે વર્ષ ટકી, પરંતુ તેઓ હિંદુસ્તાનના લોક ઉપર કાંઈ અચળ એંધાણી છાપી ગયા નહિ.

આ લોકની પછી જે શત્રુઓએ હિંદુસ્તાન ઉપર સ્વારી કરી તે ઘણી જુદી પ્રકૃતિના માણસ હતા. તે **મુસલમાની** ધર્મના હતા; તેમણે હિંદુસ્તાનનો ઘણો ખરો ભાગ જીતીને ત્યાં રાજ્ય સ્થાપ્યું તે સેંકડો વર્ષ લગી કડે ધડે ચાલ્યું.

મહમદ ગિજની.

પ્રથમ **મુસલમાન**ના જે સરદારે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી તેનું નામ **મહમદ** હતું. તે ગિજનીથી આવ્યો. એ શેહેર **પંજાબ**ની પેલીમરના પહાડી દેશમાં હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ છે.

તેની હિંદુસ્તાન ઉપર સ્વારી.

ગિજનીની ગાદી માટે તેને ઘણી વઢવાઢ કરવી પડી. સ્વદેશમાં સ્વસ્થતા થયા પછી તે નિરાંતે નહિ બેસતાં કાંઈ વિશેષ ઉદ્યોગ શોધવા લાગ્યો, કારણ કે તે સ્વભાવે અતિ ચંચળ હતો, તથા તેની પાસેના પુષ્કળ લઢવૈયા લોક નવરા પડ્યા હતા. તેણે વિચાર્યું કે હિંદુસ્તાન ઉપર સ્વારી કરીએ તો લૂંટનું મોટું ભક્ષ મળે; આ વિચારથી તેણે જે માણસોના મનમાં સાહસ તથા યુદ્ધની ઉલટ હતી તેમને પોતાના ઝુંડા તળે આવી મળવાને તેડ્યા. પછી તેણે મસ સૈન્ય લેઈ હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો. ઉત્તર હિંદુસ્તાનના પાસે પાસેના પ્રાંત ઉપર તેણે બાર સ્વારીઓ કરી. પ્રત્યેક સ્વારીની અંતે પુષ્કળ લૂંટ ને લક્ષ્મી લેઈ તે પાછો ગિજની જતો.

સોમનાથનો મેરો. ઈ. સ. ૧૦૨૪.

છેલી સ્વારીમાં **મહમદ** તથા તેના સૈન્યનો નાશ થવાની તૈયારી હતી. આ સ્વારીમાં તે **સોમનાથ** લગી આવ્યો હતો. એ એક સુંદર ને પુરાતન મંદિર હતું. તેમાં પુષ્કળ સંપત્તિ હતી. દેવાલય ફરતો કોટ કિલ્લો બાંધેલો હતો, ને તેના રક્ષણ કરનારા પુષ્કળ અને શૂરા માણસ હતા. તેમણે બહુ દિવસ લગી મુસલમાન લોકને

પાછા હઠાવ્યા. પોતાના પવિત્ર દેવાલય ઉપર હુમલો થયાના સમાચાર સાંભળીને આસપાસના હિંદુરાજા રાણાઓને શૂર ચઢ્યું, ને તેમણે મહમદના સૈન્યને આવીને ઘેરી લીધું. આ નવા શત્રુ સામે લઢવા સારૂ મહમદને ઘેરો ઉઠાવવો પડ્યો. ઘણીવાર દારૂણ યુદ્ધ ચાલ્યું. આવેશમાં આવેલા હિંદુઓ બહાદુરીથી લઢ્યા, અને શત્રુઓને હઠાવતા જતા. એ જોઈ મહમદે ઘોડા ઉપરથી ઉતરીને પોતાના સૈન્ય સમક્ષ ઘુંટણીએ બેસીને પોતાનો જય થવા મોટે સ્વરે ઈશ્વરની પ્રાર્થના કરી. પછી તેણે પોતાને ઘોડે ચઢી હિંદુ ઉપર ફરીને ધસારો કરી ફતેહ મેળવી. હિંદુ લોક નાઠા, ને સોમનાથના કિલ્લાના રખવાળ નિરાશ થઈને શત્રુ સામે લઢતા લઢતા સમુદ્ર તીરે ગયા, ને ત્યાંથી હોડીઓમાં બેસી સમુદ્ર પાર ગયા. પછી મહમદ દેવળમાં પેઠો, ત્યારે તેણે મોટામાં મોટી મૂર્ત્તિ પોતાને હાથે પ્રહાર કરીને તોડી, તથા મંદિરમાંની સર્વ સંપત્તિ હરી લીધી.

મહમદે પાછાં ગિજની જતાં ગૂજરાતમાં કેટલાક દિવસ રહીને તે પ્રાંતના લોક ઉપર એક રાજા નીમ્યો, પછી તે ત્યાંથી ઉપડી માર્ગે ચાલ્યો. પરંતુ એવું બન્યું કે જે વાટેથી તે હિંદુસ્તાનમાં આવ્યો હતો તે વાટ રોકી અજમેરના રાજાએ પુષ્કળ સૈન્ય સાથે પડાવ કર્યો હતો. આ વાતની મહમદને જાણ થયાથી તેણે એવો નિશ્ચય કર્યો કે એ વાટ છોડી દેઈ સિંધદેશની પૂર્વે જે રેતીનું મેદાન છે તેમાં થઈ નવો માર્ગ કાઢવો. મહમદને તે વાટે જતાં મહા મહા કષ્ટ પડ્યાં. તૃષા, તાપ, તથા થાકથી હજારોના પ્રાણ ગયા, ને તેનું ઘણું ખરૂં સૈન્ય નાશ પામ્યું.

મહમદનું ગૂજરાતમાં ચોભવું ને ગિજની પાછા જવું.

મહમદની પાછળ જે ગાદીએ બેઠા તેમનું વર્ણન અહિં કરવાની અગત્ય નથી, કારણ કે તેમના વર્ણનને હિંદુસ્તાનના ઇતિહાસ સાથે કાંઈ સંબંધ નથી. મહમદના વંશના છેલા રાજાને મહમદ ગોરિએ પદભ્રષ્ટ કર્યો. મહમદ ગોરિ, ગોર વંશમાં અત્યંત વિખ્યાત નર નિપજ્યો હતો, ને હિંદુસ્તાનમાં મુસલમાન વંશનો સ્થાપનાર હતો. તેનું ગોરિ નામ તુર્કસ્તાન પાસે હિંદુકુશ પર્વતના એક પરગણા ઉપરથી પડ્યું હતું. મહમદગોરિએ દિલ્લી તથા અજમેર લગી દેશ જીતી લીધો. અંતે આ બે શેહેર કુતુબુદ્દીન કરીને મહમદગોરિના એક અમલદારે હસ્તગત કર્યાં.

ગોર વંશનો મહમદ. ઈ.સ.૧૧૭૬.

એ કુતુબુદ્દીન પ્રથમ મહમદનો ગૂલામ હતો. મહમદને કાંઈ સંતાન નહોતું, તેથા તેણે કુતુબુદ્દીનને બહુ જતનથી ઉછેર્યો, ને તેને રાજ્યમાં સૌથી મોટી પદવીએ ચઢાવ્યો. મહમદના મરણ પછી કુતુબુદ્દીન અને બીજા બે ગૂલામ સ્વતંત્ર થયા ને રાજ્યના જુદા જુદા ભાગમાં અમલ ચલાવવા લાગ્યા. કુતુબુદ્દીન દિલ્લીમાં રાજ્ય કરવા લાગ્યો.

ઇ. સ. ૧૨૦૬ કુતુબુદ્દીન.

કુતુબુદ્દીનની પાછળ ગાદીએ બેસનારા તેના વંશજો ગૂલામ રાજા, એ સંજ્ઞાથી ઓળખાયછે. એમના પછી ખિલજી વંશના રાજા થયા. આ રાજાઓના સમયમાં મુસલમાનનો અમલ દક્ષિણ હિંદુસ્તાન ભણી ફેલાયો.

ગૂલામ વંશના રાજા અને ખિલજી વંશ.

ત્યાર પછી દિલ્લીની ગાદીના ધણી તઘલખ વંશના રાજા થયા. તઘલખ વંશનો બીજો રાજા જેને મહમદ તઘલખ કહેછે તે ગાંડો હતો. દિલ્લી છોડી દક્ષિણ દેશના એક શેહેરમાં પોતાની રાજધાની કરવાની તેની ઇચ્છા થઈ, માટે તેણે દિલ્લીના સર્વ રહેવાસીઓને એવી આજ્ઞા કરી કે તમે તમારાં ઘરબાર છોડી મારી સાથે દક્ષિણમાં ચાલો. તેણે ચીન દેશ ઉપર ચઢાઈ કરવાનું ધાર્યું, ને હિમાલયની પેલીગમ એક લાખ માણસનું સૈન્ય મોકલ્યું. પરંતુ તે સૈન્યના લોકનો પરાભવ સત્વર થયો, ને ત્યાંથી પાછા આવતાં વાટમાં તેમને એટલાં કષ્ટ ભોગવવાં પડ્યાં કે તેમનામાંથી ભાગ્યે એકે માણસ હયાત પાછું આવવા પામ્યું. તે રાજા પોતાના મન રંજન અર્થે પ્રજાના માણસનો શિકાર કરતો. કોઈ ખેડુતોએ તેના જૂલમથી ત્રાસીને બંડ કરેલું, માટે તે પ્રાંતના સઘળા વિસ્તારને પોતાના સૈન્ય વડે ઘેરી લઇને તે ઘેરામાંના સઘળા ખેડુતોને મારી નાખવાની તેણે આજ્ઞા કરી. વાત કરતાં માણસ મારી નાખે એવા ધિક્કારવા જોગ બાદશાહનો એક દિવસે દાંત પડ્યો, ત્યારે તે દાંતને મોટા વૈભવથી દટાવી તેના ઉપર સુંદર કબર ચણાવી.

મહમદ તઘલખ. ઇ. સ. ૧૩૨૫.

તેની ગાંડાઇ અને મનસ્વીપણું.

મહમદ તઘલખ પછી ફિરોજશાહ ગાદીએ બેઠો. મહમદ તઘલખ કરતાં ફિરોજશાહ બહુ સારો રાજા હતો. મહમદ તઘલખ જેવા દુષ્ટ રાજા

પછી તરત તે ગાદીએ બેઠો તે કારણથી હતો તે કરતાં પણ કદાપિ વધારે સારો લાગ્યો. આરંભમાં જે મુસલમાન રાજા થઈ ગયા તે સર્વે કરતાં ફિરોજશાહની અધિક કીર્ત્તિ થઈ. તેણે લોકના કલ્યાણને અર્થે બહુ કાળજી રાખી. દવાખાનાં, પૂલ, અને જલાશય બંધાવ્યાં. હિંદુસ્તાનમાં એ પાદશાહેજ પેહેલ વહેલી નેહેર બાંધી તે નેહેર તેના રાજ્ય પછી ઘણાં વરસ નિરૂપયોગી પડી રહી. તે અકબર બાદશાહે સમરાવી હતી, અને સાંપ્રત કાળમાં ઇંગ્રેજોએ ચાલતી કરી. ફિરોજશાહ નેવું વર્ષની વયે મરણ પામ્યો.

ઇ. સ. ૧૩૫૧-૧૩૮૮ સુધી ફિરોજશાહનું રૂડું રાજ્ય.

એના મરણ પછી દશવર્ષે તેના એક પૌત્રના રાજ્યમાં તૈમૂરલિંગ નામે ક્રૂર જંગલી સ્વભાવના મ્લેચ્છ રાજાએ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી. તેને આ દેશ જીતતાં બહુ શ્રમ પડ્યો નહિ. દિલ્લી તરફ આવતાં તેણે વાટમાં અતિશય ત્રાસદાયક કુકર્મ કર્યાં. જ્યાં જ્યાં થઈ તે આવ્યો ત્યાં ત્યાં બળતાં ગામડાં ને સળગેલાં ઘર તેનો માર્ગ દર્શાવતાં. તેણે પુષ્કળ લોકને બંધિવાન કરી સાથે રાખ્યા હતા. એવું કહેવાયછે કે એક પ્રસંગે તેને આગળ ચાલવામાં બંધિવાન લોકથી અડચણ થઈ, ત્યારે તેણે નિર્દયતાથી એવી આજ્ઞા કરી કે પંદર વરસની વય ઉપરાંતના બધા બંધિવાનને મારી નાખવા. રક્ષણ કરવાનું વચન તેની કને લઈ દિલ્લી શેહેર તેને શરણે ગયું હતું. પરંતુ તેણે શેહેરમાં ઘાત વગેરે અનર્થ કરવામાં આંકો રાખ્યો નહિ. તૈમુરના માણસોએ તેમની હમેશાની રીત પ્રમાણે લૂંટ ફાટ ચલાવી, ને નગરના લોક સામા થયા ત્યારે તેમની કતલ કરવા માંડી. મડદાંથી શેરીઓ ભરાઈ ગઈ, લોહીની નીકો વહી, ને આખા શેહેરમાં શોક, સંતાપ, ને રડાપીટનો વાસ થઈ રહ્યો.

તૈમુરલિંગની ચઢાઈ. ઈ. સ. ૧૩૯૮.

દિલ્લીની લૂંટ.

તૈમૂરલિંગે પોતાને દિલ્લીનો રાજાધિરાજ કહેવડાવીને સ્વદેશ ગયો, ત્યારે પોતાની સાથે પુષ્કળ દ્રવ્ય તથા સેંકડો માણસોને ગૂલામ કરી લેતો ગયો. જે પ્રાંતોમાં થઈ તે આવ્યો ગયો તે સઘળા ઉજડ અને વેરાન થઈ ગયા. આ ચઢાઈ થયા પછી ઘણાં વરસ લગી હિંદુસ્તાનમાં અંધેર ચાલ્યું. દિલ્લીનું રાજ્ય કેવળ અવ્યવસ્થામાં પડ્યું. ઠામ ઠામ સ્વતંત્ર રાજા ઉત્પન્ન

તૈમૂરલિંગની વિદાય થયા પછી દેશની સ્થિતિ. ઇ. સ. ૧૩૯૮.

થવા લાગ્યા, અને પક્ષો બંધાયા તેઓ માંહોમાંહે લઢવા લાગ્યા. એ વેળા દિલ્લીમાં એક નામનો પાદશાહ હતો તેના હાથમાં સત્તા ન હતી. આગલી મુસલમાન પાદશાહીના તાબામાં જેટલો દેશ હતો તેનો ઘણો થોડો ભાગ તેના કબજામાં રહ્યો હતો. તૈમૂરલિંગના વંશમાંના છઠ્ઠા પુરૂષ બાબરે પોતાના પૂર્વજની પેઠે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી ને દિલ્લી શેહેર હસ્તગત કર્યું, ત્યાં લગી પ્રજાને પાછી પૂરી નિવૃત્તિ ને શાંતિ પ્રાપ્ત થઈ ન હોતી. બાબરનો હેતુ માત્ર લૂંટ મેળવવાનો ન હતો, પણ તેનો વિચાર તો હિંદુસ્તાનમાં નવું રાજ્ય સ્થાપવાનો હતો.

બાબરની સ્વારી. સને ૧૫૨૪.

જેવારે બાબરે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી તેવારે ઇબ્રાહિમ લોદિ કરીને પાદશાહ દિલ્લીમાં રાજ્ય કરતો હતો. તે માત્ર કહેવાનો પાદશાહ હતો. તેના વારામાં ઘણાં બંડ થયાં હતાં. પંજાબના બંડખોર સુબાએ બાબરની મદદ માગી તેને સહાય કરવાને તે મોટા ઉલ્લાસથી આવ્યો.

પાનિપતની લઢાઇ. ૨૧ મી એપ્રિલ. ૧૫૨૬.

હિંદુસ્તાનની વાયવ્ય કોણના પ્રાંતોમાં ઘણી લઢાઇઓ લઢીને બાબર દિલ્લી ઉપર આવ્યો. ઇબ્રાહિમ પુષ્કળ સૈન્ય લેઈ તેના સામો થયો. પાનિપતના મેદાનમાં યુદ્ધ થયું. બાબરનું સૈન્ય ઘણુંજ થોડું હતું. એકે પક્ષને જુદ્ધ કરવાનું જોખમ માથે લેવું ગમ્યું નહિ, અને બંને પોતાની છાવણી મજબૂત કરી બેસી રહ્યા. અંતે ઇબ્રાહિમ હુમલો કરવા મેદાન પડયો, પરંતુ તે માર્યો ગયો, ને તેના સૈન્યનો કેવળ પરાભવ થયો. આ જયથી દિલ્લીની ગાદી તૈમૂરલિંગના વંશજોના હાથમાં ગઈ. પ્રતાપી મુગલ પાદશાહ જેઓ કહેવાયા તે એ હતા.

બાબરનાં લક્ષણ.

બાબર સ્વભાવે આનંદી ને મળતાવડો હતો. તેણે પોતાનું મનોરંજક જન્મચરિત્ર લખ્યું છે તેમાં શુદ્ધ ને સરળ ભાવે પોતાના ગુણ દોષ દર્શાવ્યા છે. બીજું તેના ગ્રંથ ઉપરથી એવું દિસી આવેછે કે તેને સુકૃત, સત્ય અને સુંદર જે હોય તેના વિષે બહુ પ્રીતિ હતી. આ વાત ઉપરથી સર્વ દેશના તથા સર્વ યુગના લોક તેના નામને ચહાશે.

બાબર દિલ્લીનો પાદશાહ થાયછે.

બાબરે દિલ્લીમાં માત્ર પાંચ વરસ રાજ્ય કર્યું. જે લોક અદ્યાપિ તેની સત્તા સ્વીકારતા નહિ તેમને વશ કરવામાં એનો સર્વ કાળ રોકાયો હતો. જે મુસલમાન રાજા હતા

તેમને ઝટ જીતી લીધા, પરંતુ હિંદુરાજાને જીતવામાં તેને બહુ પરિશ્રમ પડયો.

ગિજનીના મહમદની તથા બીજા મુસલમાન રાજાઓની સામે હિંદુસ્તાનમાંના લોક વારે વારે કેવા આગ્રહથી લઢ્યા એ વાત અમે આગળ કહી ગયા છીએ. હવે મુગલ વંશના પાદશાહનું વર્ણન કરવાનો પ્રસંગ આવ્યોછે, તેથી એ લઢનારા કિયા લોક એ કહેવું યોગ્ય છે. હિંદુલોકના ચાર વર્ગમાંનો બીજો જે ક્ષત્રિય વર્ગ તે વર્ગનાં રજપૂત લોક ઉત્તર હિંદુસ્તાનના વાયવ્ય દિશા ભણીના પ્રાંતોમાં રહેતા હતા. એ લોક શૂરવીર[1] તથા સ્વતંત્ર[1] હતા. મુસલમાન લોકના રાજ્યમાં એ લોક ઉપર કદી પૂર્ણ સત્તા બેઠી ન હોતી. પછી તેઓ મુગલ પાદશાહને તાબે થયા તેનું કારણ એવું કે એ વંશમાં કેટલાક રૂડા પાદશાહ નિપજ્યા તેમણે તે લોકનાં યથાસ્થિત માન પ્રતિષ્ઠા રાખ્યાં. નહિતો તે લોક કદી વશ થાત નહિ.

રજપૂત લોક.

આવા પ્રકારના લોક સાથે હવે બાબરને બાથ ભીડવાની હતી. રજપૂત લોકની એક સેના, સંગ નામે મેવાડનો રાજા હતો તેને સેનાપતિકરીને બાબર ઉપર હુમલો કરવાને આગ્રા તરફ આવી. ત્યાં બાબર તથા રજપૂત લોક વચ્ચે ઉગ્ર યુદ્ધ થયું તેમાં પ્રથમ બાબરના કેટલાક સૈન્યનો પરાભવ થયો, પરંતુ રજપૂત લોકે આ ફળનો લાભ નહિ લીધાથી બાબરને પોતાની છાવણીની આસપાસ કોટ વગેરે કરવાને અને પોતાની ઉપર બીજો હુમલો થતો અટકાવવાને નવરાશ મળી. બાબરના સૈન્યના લોક પ્રથમ તેમનો પરાભવ થયાને લીધે હામ હારી ગયા હતા, તેથી એવો સંભવ દિસવા લાગ્યો કે હવે રજપૂત લોકને જય મળશે. પરંતુ બાબર નિરાશ થઇ ગયો નહિ. તેણે પોતાના મુખ્ય અધિકારીઓને પોતાની પાસે ભેગા કર્યા, ને તેમને વિનંતિ કરી કે તમે નિરાશ થઈ મારો પક્ષ છોડશો નહિ. ધૈર્ય ધારીને તમે આ

બાબરની સંગસાથે લઢાઈ. ઇ. સ. ૧૫૨૬. સિકરિની લઢાઇ. ૧૬મી માર્ચ, ૧૬૨૭.

---

૧. બાકીના ત્રણ વર્ગોના લોકમાંથી એ સદ્ગુણો ગયા હતા. જો તેઓ પણ રજપૂતો જેવા હોત તો મુસલમાનોને આ દેશ જીતવો વધારે મુશ્કેલ પડત, કદાપિ તેઓ ન જીતી શકત અને હિંદુઓ આજપર્યંત સ્વતંત્ર હોત. માટે એવા વર્ગ પાડયાની ભૂલ ઉપર વાંચનારે વિચાર કરવો. ગૂ. ભા. ક.

પ્રસંગે યુદ્ધ કરશો તો તમને કીર્ત્તિ ને પ્રતિષ્ઠા મળશે. જે અધિકારીઓ ત્યાં એકઠા થયા હતા તેમણે પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું કે અમે તમને તજનાર નથી ને અમે શત્રુને જીતીશું, કિંવા પ્રાણ આપીશું, પછી બાબર પોતાનું સૈન્ય લેઈ લઢાઈ કરવા ચાલી આવ્યો. ઉશ્કેરાયલા મુસલમાન લોક આ વેળા મોટા શૌર્યથી લઢ્યા ને રજપૂતોને રણભૂમિમાંથી સત્વર હાંકી કાઢ્યા.

ત્યારપછી બાબરને જીવતા લગી રજપૂત લોકે જંપી બેસવા દીધો નહિ.

ચંદેરિને ઘેરો. ઈ. સ. ૧૫૨૮.

માળવામાં ચંદેરિ કરીને કિલ્લો હતો તેને બાબર એક દિવસ ઘેરો ઘાલતો હતો તેવારે એક દારૂણ ઝઘડો થયો. રજપૂત જોદ્ધાઓએ પોતાનાં બૈરાં છોકરાં મારી નાખીને કેસરીયાં કર્યાં, એટલે પોતાના પ્રાણ જતા લગી દરેક આદમીએ યુદ્ધ કર્યું.

બાબરનું મૃત્યુ.

અયોધ્યા તથા બાહાર પ્રાંતમાંના મુસલમાન લોક પણ બાબરની સામા થયા; પરંતુ તેના મરણાવસરે પૂર્વે દિલ્લીનું રાજ્ય હતું તેટલું ઘણુંકરી બધું તેના સ્વાધીન હતું. હુમાયુન નામે તેનો એક લાડકવાયો પુત્ર માંદો પડ્યો, ત્યારે તેનો પ્રાણ ઉગરે એટલા સારૂ તેણે કાંઈ વહેમી ક્રિયા કરી ઈશ્વર પાસે પુત્રના મરણ સાટે પોતાનું મૃત્યુ માગ્યું, તેથી તેનું મરણ થયું એવું ધારવામાં આવ્યું છે. આ કારણ માટે તેણે ક્રિયા કરી એ વાત તો સાચી છે, અને આ ક્રિયા કરવાથી તેના મનમાં કાંઈ વિકાર ઉત્પન્ન થયાથી સોવસા તેનું મૃત્યુ થયું.

હુમાયુંને ગાદી મળી. ઈ. સ. ૧૫૩૦.

બાબરના મરણ વેળા તેના કુટુંબની અવસ્થા ઠીક ન હતી. તેનું રાજ્ય તેના બે વડીલ પુત્રોએ વહેંચી લીધું હતું. કામરાનને કાબુલ, કંદહાર, અને પંજાબનો કાંઈક ભાગ મળ્યો, અને પાટવી પુત્ર જે હુમાયુન તે પાદશાહ થયો. પરંતુ આ વ્યવસ્થાથી એવું બન્યું કે આગળ જેમ બાબર પોતાના સૈન્યમાં ભરતી કરવાને સિંધુ નદીની પેલી ગમના પ્રાંતોમાંથી માણસ લાવતો તેમ કરવામાં હુમાયુંને અડચણ થઈ.

શેરશાહ હુમાયુંને પદભ્રષ્ટ કરેછે ઈ. સ. ૧૫૪૦.

હુમાયુંના અમલના આરંભમાં ઘણાં બંડ થયાં તે તોડી નાખવા જેટલું તેનામાં સામર્થ્ય નહોતું. તેનો પ્રબળ પ્રતિસ્પર્દ્ધિ શિરશાહ કરીને હતો. શિરશાહ જાતનો પઠાણ હતો. તે પોતાના શૂરવીરપણાથી અને વિશેષ ચાતુર્યથી બાહાર

પ્રાંતમાં મોટી પદવીએ ચઢયો હતો. તેણે ઉત્તરોત્તર એટલી સત્તા મેળવી હતી કે પોતાના અધિપતિની સામે થઇને તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને શક્તિવાન થયો.

શિરશાહ હુમાયુંની ગાદી ઉપર રહ્યો તેટલી વેળામાં તેણે દેશના સુધારાને અર્થે તથા પ્રજાના કલ્યાણને અર્થે બહુ ઉપાયો કર્યા. તેણે માત્ર પાંચ વર્ષ રાજ્ય કર્યું, પણ એટલા ટૂંકા સમયમાં તેણે લોકહિતાર્થે જેટલાં રૂડાં કાર્ય કર્યાં તેટલાં તેના પેહેલાંના કોઈ રાજાએ કર્યાં નહોતાં. વસૂલ લેવાની રીત તેણે સુધારી, તથા ન્યાય પ્રકરણમાં સુધારો કરીને સર્વ લોકને સહેલથી ને સુલભ રીતે ન્યાય મળે એવી ગોઠવણ કરી. પછી તેણે લોક ઉપયોગી પુષ્કળ મકાન, રસ્તા વગેરે બાંધ્યા. તેના ટૂંકા પણ ઉપયોગી રાજ્યનો અંત આવ્યો, ત્યારે તેની પ્રજા અંતઃકરણથી શોક ધરવા લાગી.

શિરશાહનું ઉપયોગી રાજ્ય.

સને ૧૫૪૫ માં રજપૂત લોકના એક શેહેરને ઘેરો ઘાલતાં શિરશાહ મરાયો. તેની પછવાડે તેનો મોટો પુત્ર રાજ્ય કરવા લાગ્યો. એ કુટુંબના જે પુરૂષો રાજ્ય કરવા લાગ્યા તેમણે નઠારી રીતે રાજ્ય કર્યું, તેથી હુમાયુન પોતાનું રાજ્યપુનઃ મેળવવા ઉદ્યોગ કરવા લાગ્યો, તેવારે દેશમાં એટલો કુસંપ, સૈન્યમાં એટલી અવ્યવસ્થા, અને કારભારી લોકમાં એટલો બગાડ દીઠામાં આવ્યો કે તેનો મનોરથ સિદ્ધ કરવામાં તેને બહુ શ્રમ પડ્યો નહિ.

શિરશાહનું મૃત્યુ. ૨૨ મી મે, ઇ. સ. ૧૫૪૫.

હુમાયુન રાજ્ય પાછું મેળવેછે. ઇ. સ. ૧૫૫૫.

શિરશાહે હુમાયુંનો પરાભવ કર્યા પછી હુમાયુન ઇરાનમાં નાસી ગયો. ઇરાન જતાં માર્ગમાં હુમાયુંને અને તેના સાથીઓને મહા મહા કષ્ટ પડ્યું હતું. હુમાયુન આવી દીન દશામાં ભમતો હતો તેવારે તેના પુત્ર અકબરનો જન્મ થયો.

હુમાયુન હિંદુસ્તાનમાંથી નાસી ગયો. તેની રહેવાની જગ્યા.

હુમાયુન ઇરાનના શાહના દરબારમાં ગયો ત્યાં તેણે પોતાના ધર્મ સંબંધી વિચાર ફેરવી શાહને બહુ પ્રસન્ન કરી દીધો. તેથી કરીને શાહે કેટલુંક સૈન્ય તેને સ્વાધીન કર્યું. આ સૈન્યની સહાયથી હુમાયુને પોતાના ભાઇ કામરાન પાસેથી કાબુલ તથા કંદહાર પ્રાંતો લીધા, ને શિરશાહના કુટુંબની પાસેથી પોતાનું પેહેલાં-

હુમાંયુને ઇરાનના શાહે મદદ કરી.

નું રાજ્ય પાછું લીધું. પરંતુ તે ઓચિંતો નિસરણીએથી પડી મરી ગયો. તેની પછી તેનો પ્રતાપી પુત્ર ગાદીએ બેઠો.

---

## પ્રકરણ ૩ જું.

મુગલ વંશના મહાન પાદશાહ. ઈ. સ. ૧૫૫૬ થી. ઈ. સ. ૧૭૪૪ લગી.

**અકબર—તેનો બેહેરામ પ્રધાન- અકબરનું લાંબુ ને પ્રતાપી રાજ્ય—તેનાં ઉપયોગી કાર્ય- જહાંગીર—નૂરજહાન—તેના રાજ્યના પાછલા દિવસમાં બંડ- શાહજહાન- પોતાના પુત્ર ભણી તેની વર્તણુક—તેમના ગુણદોષ—પાદશાહનો મંદવાડ—રાજ્યાધિકાર કાજે તેના પુત્ર વચ્ચે વઢવાઢ—ઔરંગજેબ ને મુરાદ દારા સામે લઢેછે- દારાનો પરાભવ—ઔરંગજેબ શુજાને હરાવેછે—ઔરંગજેબનો જય—શાહજહાંનું મૃત્યુ—મરાઠા—તેમનો ઉદય—તેમની લઢાઈ કરવાની રીત—શિવાજી—તેના ધુર્તપણાનું તથા છળ ભેદનું એક ઉદાહરણ—મરાઠા સાથે વિગ્રહ—પાદશાહ દક્ષિણમાં પ્રવેશ કરેછે—રજપૂત લોક ભણી પાદશાહની અયોગ્યવર્તણુક- બંડ- ઔરંગજેબનું મૃત્યુ—તેના રાજ્યનો ક્ષય—નાદિરશાહની ચઢાઈ- દિલ્લીમાં કતલ- દિલ્લીની પાદશાહીનો નાશ- સ્વતંત્ર સત્તાધારીઓનો ઉદ્ભવ- નવા લોક દેશ જીતવાને તથા રાજ્ય કરવાને આવેછે—મુસલમાની રાજ્યમાં હિંદુસ્તાનની અવસ્થા.**

શાહ અકબર ગાદીએ બેઠો ત્યારે તેના વારામાં રાજ્યની ચઢતી થશે એવાં શુભ ચિન્હ દિસતાં હતાં. તેનો પિતા મરી ગયો ત્યારે તે બહુ નાની વયનો હતો. તે કારણથી સઘળો રાજ્ય કારભાર તેના પ્રધાન બેહેરામને સોંપવામાં આવ્યો હતો. બેહેરામે બહુ કાળજી રાખીને કુશળતાથી રાજ્ય ચલાવ્યું. બેહેરામના વિચક્ષણ પરંતુ સ્વેચ્છિક કારભારમાં ઘણું કરી બધો દેશ સંપૂર્ણ વશ થયો હતો. અકબરે મોટી ઉમરનો થતાં રાજ્ય કારભાર પોતાને હાથ લીધો તે વેળા તેના રાજ્યમાં ઠીક સમાધાની ને શાંતિ હતી. અકબરનું રાજ્ય બહુ દિવસ ચાલ્યું, ને તેમાં અનેક ઉપયોગી કાર્ય થયાં.

ઇ. સ. ૧૫૫૬.

અકબરનું લાંબુ ને પ્રતાપી રાજ્ય.

હિંદુસ્તાનના મુસલમાન રાજાઓમાં તે સર્વોત્તમ થઈ ગયો. કારણ કે પોતાની પ્રજાને શી રીતે સુખ થાય એ વિષે તે બહુજ ચિન્તન કરતો. તેની સ્તુતિમાં એવું કહી શકાય કે તેના વારામાં દેશમાં જેવી સ્વસ્થતા હતી, તથા રાજ્ય કારભાર જેવી રૂડી રીતે ચાલ્યો, તથા સઘળા વર્ગના લોક જેવા સુખી હતા તેવા બીજા કોઈ મુસલમાન રાજાના સમયમાં ન હોતા. તેનો એક મુખ્ય હેતુ એ હતો કે તેની આજ્ઞામાં જુદી જુદી વર્ણના લોક હતા તેઓને એકત્ર કરવા; બધાએ સાથે રહીને કોઈ કામ કેમ કરવું તે શીખવવું; અને તેમ કરેથી હિંદુસ્તાનના સૈન્યમાં ભરતી કરવાને આજુ બાજુના દેશોમાંથી માણસ અદ્યાપિ લાવવાં પડતાં તે લાવવાં ન પડે ને રાજ્યનું બળ વધે. તેણે હિંદુલોકને મોટાં મોટાં સરકારી કામ ઉપર નીમ્યા, તેમની કનેથી અયોગ્ય કર લેવામાં આવતા હતા તે કાઢી નાખ્યા; શિરશાહની વસૂલ લેવાની રીતમાં સુધારો કર્યો, ને ન્યાય પ્રકરણમાં સારા સારા ધારા બાંધી જૂની રીતને પુષ્ટિ કરી. ક્રૂર ને નિર્દય દંડ દેવાનો સંપ્રદાય હતો તે બંધ પાડયો. સતિ થવાનો ચાલ અટકાવવાને તેણે ઉદ્યોગ કર્યો. સારાંશ, પોતાની પ્રજાને સુખી ને સંપત્તિવાન કરવાને તેણે યથાશક્તિ ઉપાય કર્યા. હિંદુસ્તાનમાં મુસલમાન ધર્મના ઘણા રાજા થયા, તેઓમાંથી જેની કારકીર્દિને આનંદથી સંભારીએ તે અકબરની છે.

તેના ઉપયોગી ઉપાય.

અકબર પછી તેના પુત્ર સેલિમને ગાદી મળી. સેલિમે જહાંગીર (જગતજીતનાર) નામ ધારણ કર્યું. જહાંગીર સુસ્ત ને ગાફલ રાજા હતો, પરંતુ અકબરના વારામાં રાજ્યની એવી રૂડી વ્યવસ્થા થયેલી હતી કે જહાંગીરે પુષ્કળ વર્ષ પર્યંત શાંતિ ને નિવૃત્તિ ભોગવી.

જહાંગીર ગાદી ઉપર બેઠો ઇ. સ. ૧૬૦૫.

નૂરજહાન્ નામે એક રૂપવાન ને ગુણવાન સ્ત્રી સાથે પાદશાહનો પ્રેમ બંધાયો હતો એ જહાંગીરના રાજ્યમાં અતિ રસિક બિના બની હતી. જહાંગીરની પોતાના પિતાના જીવતા છતાં નૂરજહાન ઉપર પ્રીતિ થઇ ને તેણે તેને વેરે લગ્ન કરવાનું ધાર્યું હતું, પરંતુ તે સ્ત્રી વેરે સેલિમ પરણે એ વાત અકબરને અણગમતી હોવાથી તેને કોઈ ઊંચી પદવીના ઉમરાવ વેરે પરણાવી. સેલિમે પાદશાહ થયા

નુરજહાન વેરે જહાંગીરનું લગ્ન. ઇ. સ. ૧૬૧૧.

પછી પોતાના મનનું માન્યું કરવાનો નિશ્ચય કરીને તે નારીના ભર્તારને મારી નંખાવ્યો ને તેને પોતાના જનાનામાં લાવી રાખી. થોડે દહાડે પાદશાહનો તેના ઉપરથી પ્રેમ ઘટવા માડ્યો, ને તેને એકાંત વસવા દીધી, તથા તેના ઉપર હેત વહાલ બતાવવું બંધ કર્યું. પરંતુ નૂરજહાંને પાદશાહની પ્રીતિ પુનઃ સંપાદન કરી. ત્યાર પછી જહાંગીર નૂરજહાંને પરણ્યો, તેને પટરાણી બનાવી, તથા જીવ્યો ત્યાં લગી તેના કહ્યા પ્રમાણે ઘણું કરીને વર્ત્યો.

જહાંગીરના રાજ્યની આખરે બળવા.

જહાંગીરના કુંવરોમાંથી એકના બેકેદપણાથી, ને નૂરજહાંના મનમાં રાજસત્તા પોતાના હાથમાં રાખવી એવું હતું તેથી, રાજ્યમાં છેવટે બંડ ઉત્પન્ન થઇને અવ્યવસ્થા થઈ. મહોબતખાન નામે એક સરદાર હતો તેને નૂરજહાંએ બહુ કનડ્યો હતો, તેથી તેણે એક બંડ ઉઠાવી પાદશાહને કેદ કરી લીધો. જહાંગીર કેદમાંથી છૂટ્યા પછી થોડે દહાડે મરણ પામ્યો. તેની પાછળ તેનો પુત્ર શાહજહાં ગાદીએ બેઠો. એ શાહાજાદાએ પાદશાહ સાથે વિરોધ કર્યો હતો, તેથી તેને ગાદી નહિ આપવી એવો પાદશાહનો વિચાર હતો (પણ તે વિચાર મનમાં ને મનમાં રહ્યો).

શાહજહાંનું ગાદીએ બેસવું. ૨૭ મી અક્ટોબર, ૧૬૨૭.

પાદશાહની પુત્ર તરફ વર્ત્તણુક. ઇ. સ. ૧૬૨૭.

શાહજહાંના રાજ્યના આરંભમાં દક્ષિણમાં તથા કાબુલમાં લઢાઈઓ ચાલી હતી. લઢાઈ ઝઘડાથી તેનું રાજ્ય જેટલું પંકાયું તે કરતાં વિશેષ પુત્રભણી તેની વર્ત્તણુકથી પંકાયું. પૂર્વે દિલ્લીના પાદશાહની એવી ચાલ હતી કે પોતાના કુટુંબમાંના કોઈ માણસને રાજ્યમાં મોટા અધિકાર આપવા નહિ. શાહજહાંએ એ ચાલ ફેરવી તેથી પરિણામે તેને હાનિ થઈ. તેણે પોતાના કુંવરો ઉપર બહુ વિશ્વાસ રાખ્યો; તેમને મોટા મોટા અધિકાર આપ્યા ને સેનાપતિ બનાવ્યા. દારા, શુજા, મુરાદ, અને ઔરંગજેબ નામે તેને ચાર પુત્ર હતા. તે સૌ જુદી જુદી પ્રકૃતિના માણસ હતા. દારા તીખો ને તામસી હતો; શુજા વિષયાસક્ત હતો. સૌથી નાનો મુરાદ મૂર્ખ ને આપમતિઓ હતો, ને ઔરંગજેબ કપટી, સાવધ, યુક્તિવાન ને મહત્વાકાંક્ષી હતો.

સન ૧૬૫૭ માં શાહજહાંને ભારે મંદવાડ આવ્યો, તેથી તેણે રાજ્ય-

શાહજહાંનો મંદવાડ અને તેના પુત્ર વેરે વઢવાઢ.

ઈ. સ. ૧૬૫૭.

કારભાર પોતાના મોટા પુત્ર દારાને સોંપ્યો. એ વેળા તેના બીજા પુત્રોએ ગાદી માટે કલહ આરંભીને પોતાના મોટા ભાઈ સામી લઢાઈ જોડી. શુજા જે બંગાળામાં હતો તેણે દારા સામે પ્રથમ કુચ કરી. પરંતુ લઢાઈની તૈયારી ચાલતી હતી તેવામાં શાહજહાં સાજો થયાથી દારાએ રાજ્યની સર્વ સત્તા તથા અધિકાર તેને પાછો સોંપ્યો. શુજાને આ વાતની જાણ થઈ, ત્યારે તેણે તે વાત પોતાને ખરી લાગતી ન હોય એવો ઢોંગ કર્યો. તેણે પોતાના સૈન્ય સાથે દિલ્લી ઉપર સ્વારી કરી, પરંતુ તેને સુલેમાન નામે દારાના કુંવરે હરાવ્યો.

ઔરંગજેબનો ઢોંગ.

અહિં આ રીતનાં વર્ત્તમાન ચાલતાં હતાં તેવામાં મુરાદ અને ઔરંગજેબ નવરા બેસી રહ્યા ન હોતા. ઔરંગજેબ દક્ષિણમાં હતો ને મુરાદ ગૂજરાતમાં હતો. ઔરંગજેબે એવાં પાખંડ કર્યાં કે મારે પાદશાહ થવાની ઈચ્છા નથી. મારૂં બાકીનું આયુષ્ય ધર્માચરણમાં ગાળવાની મારી અભિલાષા છે. મારા બીજા ભાઈઓ યોગ્યરીતે રાજકારભાર ચલાવવાને અશક્ત છે, માટે તેમની સામે લઢવામાં પરાહિત બુદ્ધિથી મુરાદને સહાય કરવાને હું ઈચ્છુંછું.

જસવંતસિંગનો પરાભવ. ઍપ્રિલ. ઈ. સ. ૧૫૫૯.

દારાની હાર. જુન.

ઔરંગજેબના બોલવાપર વિશ્વાસ આણીને મુરાદ તેને મળવા ચાલ્યો. દારાએ જસવંતસિંગ નામે સરદારને ઔરંગજેબ સામે લઢવા મોકલ્યો હતો. જસવંતસિંગ મુરાદને આવવાની રહા જોતો હતો, એવા વિચારથી કે બંને ભાઈઓનો સંગાથે પરાભવ કરૂં. પરંતુ તેનું ધાર્યું ધૂળ મળ્યું ને તેની હાર થઈ. પછી બંને ભાઈ દારા સામે ચાલ્યા. દારાને પોતાનો જય થવાની એટલી પક્કી આશા હતી કે પોતાનો પુત્ર સુલેમાન મદદે આવવાનો હતો તેની વાટ જોવા તે ઉભો રહ્યો નહિ. તે પ્રસંગે ત્યાં એક મોટું ભયંકર યુદ્ધ ચાલ્યું. શાહજાદાઓ આગળ પડી જુસ્સાથી લઢતા હતા. જે હાથીની અંબાડી પર મુરાદ બેઠો હતો તે અંબાડી બાણ વૃષ્ટિથી છવાઈ ગઈ હતી. તે વેળા દૈવ યોગે એક બનાવ બન્યો, તેથી બંડખોર ભાઈઓને જય મળ્યો. દારા જે હોદાપર બેઠો હતો તે હોદાપરથી ઉતર્યો, શા કારણથી ઉતર્યો તે જાણવામાં નથી, પરંતુ તેનો હોદો તેના સૈન્યના

માણસોએ હાલો દીઠો, તેથી તેમણે એવું ધાર્યું કે આપણો ધણી મરાયો. એમ ધારીને ભયભીત થઈ તેઓ નાસી ગયા. ઔરંગજેબ રણક્ષેત્રમાં લોહી ને ધૂળથી ઢંકાયલો મુરાદ કને ગયો, અને બોલ્યો કે તારો જય થયો ને તને ગાદી મળી, માટે મુબારકબાદી આપું છું.

તેમણે આગ્રામાં આવીને પોતાના બાપ શાહજહાને કેદ કર્યો. છળભેદ ઊંચો મૂકવાનો અવસર હવે ઔરંગજેબને મળ્યો. તેણે પોતાના નામની દુવાઈ ફેરવી, મુરાદને કેદમાં નાખ્યો, ને રાજ્યાધિકાર ચલાવવા માંડ્યો.

ઔરંગજેબે પોતાના નામની દુવાઈ ફેરવી. ૨૦ આગસ્ટ, ૧૬૫૮.

ઔરંગજેબને હજુ પોતાના બીજા ભાઈ શુજા સાથે લઢવાનું હતું. શુજા મોટું સૈન્ય લઈ ઔરંગજેબ સામો લઢવા આવ્યો. બંને ભાઇઓ વચે દારૂણ યુદ્ધ થયું. તે યુદ્ધમાં જસવંતસિંગ નામે રજપૂત સરદાર જેને ઔરંગજેબે મેહેરબાની કરી પોતાની સેવામાં રાખ્યો હતો તેણે હવણાં કપટથી ફરી જઈ ઔરંગજેબના સૈન્યના પૃષ્ઠ ભાગે રક્ષણાર્થે જે લોક રાખ્યા હતા તેમના ઉપર હુમલો કર્યો, પરંતુ છેવટે ઔરંગજેબનો જય થયો. તેમનાં સૈન્ય તેમની આજુ બાજુ લઢતાં હતાં, તેવારે ઔરંગજેબ અને શુજા હાથીપર બેસી પરસ્પર લઢતા હતા. શુજાના એક અધિકારીએ પોતાના હાથીને પોતાના સરદારની આગળ કાઢીને ઔરંગજેબના હાથીપર દોડાવી તેને બેસાડી દીધો. એ માટે ઔરંગજેબ હાથી ઉપરથી ઉતરવાનું કરતો હતો, એવામાં તેના એક ચાકરે તેને વાર્યો ને કહ્યું કે હાથી ઉપરથી ઉતર્યા તો ગાદીએથી ઉતર્યા જાણજો; પાદશાહે વાર્યું કર્યું તેથી બચી ગયો. પરંતુ શુજા તેમ ન કરતાં હાથી ઉપરથી ઉતર્યો, તેથી તેનો પરાભવ થયો. ત્યાર પછી શુજા કેટલાક દિવસ સુધી નવા પાદશાહને ઉપદ્રવ કરતો હતો, પરંતુ છેવટે તે જીતાયો. જે રાજાને આશ્રયે જઇ તે રહ્યો હતો તેણે તેને મારી નાખ્યો. ઔરંગજેબને મહમદ નામે દીકરો હતો તેને શુજાની પુત્રી સાથે પ્રીતિ બંધાઈ હતી. માટે તે પોતાના પિતાનો પક્ષ તજી દેઈ તેની સામે લઢતો હતો. ઔરંગજેબે તેને હરાવ્યો, ને પકડી જન્મ પર્યંત કારાગૃહમ રાખ્યો.

ઔરંગજેબ ને શુજા વચે લઢાઈ. ૩ જી જાન્યુઆરિ, ૧૬૫૯.

દારા પણ ઔરંગજેબના હાથમાં પકડાયો. તે છૂટી ગયો હતો, પરંતુ

એક દગલબાજ અને અપકારી સરદારે તેને પકડી ઔરંગજેબને સ્વાધીન કર્યો. દારાને થોડીવાર કેદમાં રાખ્યા પછી મારી નાંખ્યો. ત્યાર પછી થોડે વર્ષે પદભ્રષ્ટ થયેલો શાહજહાં મરણ પામ્યો, ને દિલ્હીની મોટી પાદશાહીનો ધણી રણી ઔરંગજેબ થયો, ને તેની સામે લઢનાર ઝઘડનાર કોઈ રહ્યું નહિ.

દારાની દશા.

શાહજહાંનું મોત. ડીસેંબર, ૧૬૬૬.

પરંતુ દક્ષિણ દેશમાં એક નવા લોક ઉત્પન્ન થયા હતા. મરાઠા લોક મૂળે અસુધરેલ પહાડી લોક હતા. તેઓ મુખ્યત્વેકરીને મુંબાઈની આસપાસના પ્રાંતમાં રહેતા હતા. તેમનામાં એક પુરૂષ ઉત્પન્ન થયો, તેણે તેમને એકત્ર સંપીલા કરી બળવાન રાજ્યની સ્થાપના કરી. વર્ષે વર્ષે મરાઠા લોકની સત્તા વૃદ્ધિ પામવા લાગી. નિરંતર વઢવાઢો કરી તેમણે ઔરંગજેબને જીવતા લગી જંપીને બેસવા દીધો નહિ. તેઓ અધિક અધિક પ્રબળ થતા ચાલ્યા, તેથી એવો સંભવ દિસવા લાગ્યો કે તેઓ મુસલમાન લોકના હાથમાંથી રાજ્યાધિકાર ખૂંચી લેઈ આ દેશમાં પુનઃ હિંદુ રાજા રજવાડાની સત્તા સ્થાપન કરશે.

મરાઠાનો ઉદય. ઇ. સ. ૧૬૬૬.

તેમની યુદ્ધ કરવાની રીત મુગલ લોકની રીતથી જુદી હતી. તેમના સૈન્યમાં વિશેષે કરી ઘોડેસ્વાર હતા, એ સ્વારોમાં ઘણી ચપળતા હોઇને તેમનો પહેરવેશાદિ ઘોડાનો સામાન ભારે ડમખળ ન હોતો. તેઓ યુદ્ધ કરવાની ક્વચિતજ વાટ જોતા. આ સ્થળથી પેલે સ્થળ લૂંટ કરતા ફરતા; તેમના ઉપર શત્રુનો હૂમલો થતો, ત્યારે તેઓ વિખરાઈ જઈ નાસી જતા અને બીજી જગ્યાએ એકઠા થતા, તથા તેમની પાછળ પડવામાં શત્રુનું સૈન્ય આડું અવળું વેરાઈ જતું, તેવારે તેઓનાં નાનાં નાનાં ટોળાં ઉપર તથા સામાન સાચવવાને રાખેલાં માણસો ઉપર તૂટી પડતા. તાત્પર્ય, મરાઠા લોકના લશ્કરને શૂરા અને બળવાન પ્રજાના ખરેખરા સૈન્યની સંજ્ઞા છાજતી નથી. જેવા લૂંટારા લોકની ટોળીઓ પોતાને માથે એક ધણી ઠરાવીને એકજ હેતુથી લૂંટ ફાટ કરતા ફરે તેવા તે લોક હતા.

મરાઠાની યુદ્ધ કરવાની રીત.

એમના ઉપર કહેલા સરદારનું નામ શિવાજી હતું. તે પ્રથમ નાનીધાડ ચોરીઓ કરતાં મોટી લૂંટો કરવા લાગ્યો ને પ્રબળ

શિવાજી.

થતો ચાલ્યો. [1] તેણે ધીમે ધીમે પોતાની પાસે કેટલાંક હાડી માણસ એકઠાં કર્યાં. દિવસે દિવસે તેની સત્તા વૃદ્ધિ પામતી ચાલી. સ્વદેશમાં એકપછી એક કેટલાક કિલ્લા લેઇને છેવટે તે મોટા મૂલકનો માલિક થઈ પડ્યો, અને ઔરંગજેબને તેનો ડર લાગવા માડ્યો. શિવાજીના રાજ્યની સમીપ વિજાપુરનું રાજ્ય હતું, ત્યાંની સરકારે તેને વશ કરવાને તથા તેની સત્તા વધતી જતી તે અટકાવવાને ઉપાય કર્યા. તેને જીતવા સારૂ મોકલેલા સૈન્યનો પરાભવ તેણે આ રીતે કર્યો. શિવાજીએ પાખંડ કરીને તે સૈન્યના અધિપતિને એવું કહાવી મોકલ્યું કે મને તમારો બહુ ભય લાગેછે, અને તમને નમી ચાલવાની મારી ઇચ્છા છે. માટે મારી એવી વિનંતિ છે કે આપણ બેઉ એક ઠેકાણે એકાંત વાતચીત કરીને સલાહ કરીએ. ઠરાવેલ ઠેકાણે આપણ બેઉએ વગર હથિઆરે માત્ર એક ચાકર સાથે આવવું.

ઇ. સ. ૧૬૬૨.

આ કહેણ મંજૂર રાખી વિશ્વાસ કરી તે અધિપતિ હથિઆર સજ્યા વિના શિવાજીને ભેટવાને આવ્યો. પરંતુ શિવાજીએ પોતાને માથે પાઘડી પેહેરી તળે શિરસ્ત્રાણ ઘાલ્યું હતું ને અંગે કવચ ઘાલીને ઉપર લાંબો ડગલો પહેર્યો હતો; હાથમાં વાઘ નહોર રાખ્યા હતા ને બાંહીમાં કટારી સંતાડેલી હતી. મુસલમાન સરદાર પાસે આવતો ગયો તેમ તેમ શિવાજીએ પોતે ડરતો હોય એવો ડોળ કર્યો. તે સરદાર ભેટવાને શિવાજીના છેક થડમાં આવ્યો, એટલે શિવાજીએ વાઘનખ તેના પેટમાં ખોસી તેને કટારી વડે પૂરો કર્યો. શત્રુ આપણા ઉપર હૂમલો કરશે એ વાત મુસલમાન સૈન્યને માલૂમ નહિ હોવાથી તે નિરાંત કરી બેઠું હતું, તેવામાં શિવાજીના સૈન્યે તેમના ઉપર તૂટી પડી સહેલાઇથી તેમનો પરાભવ કર્યો.

શિવાજીના ધુતપણાનું તથા છળભેદનું ઉદાહરણ.

આવા પ્રકારના છળ ભેદ તથા છક્કા પંઝા રમીને શિવાજીએ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. તેના સૈન્યમાં સત્વર ભરતી થવા લાગી. તે પોતાનું સૈન્ય સાથે લેઇને લૂંટફાટ તથા લડાઈ કરવાના હેતુથી આખા દક્ષિણ હિંદુસ્તાનમાં ફર્યો. ઈ. સ. ૧૬૬૫.

શિવાજીની ચઢતી દશા.

ઈ. સ. ૧૬૬૫.

૧. ઘણુંકરીને પૃથ્વી ઉપર રાજ્ય સ્થાપનારા મૂળ પુરૂષો સઘળા દેશોમાં એવીજ રીતે વર્ત્યાં છે. પ્રાચીન અને અર્વાચીન કાળમાં એવાં ઉદાહરણ જોઈએ તેટલાં આપી શકાય. ગૂ. ભા. કર્ત્તા.

માં તેણે મોટા સમારંભથી પોતાને **મરાઠાઓના** રાજા તરીકે રાજ્યાભિષેક કરાવી રાજ્ય ચિન્હ ધારણ કર્યાં.

શિવાજીના મૃત્યુ પછી **મરાઠાની** સત્તા તેના પુત્ર તથા તેની પાછળ થનાર બીજા રાજાઓએ નભાવી રાખી, ને **ઔરંગજેબનું** સૈન્ય એ નવા દુશ્મનની જોડે વિરોધ કરવામાં તેના અમલના બાકીના ભાગમાં રોકાયુ હતું. વળી તે વિજાપુર તથા ગોવલકોંડાના રાજાઓને જીતવાના કામમાં મંડ્યું હતું. ગોવલકોંડા નગરને સાત માસ ઘેરો રહ્યો તેટલા કાળમાં ત્યાંના પાદશાહે પોતાની રાજધાનીનું શૂરવીરપણે રક્ષણ કર્યું. દક્ષિણ દેશમાં રહી **મરાઠા** સામે ઘણા વર્ષ પર્યંત તેણે લઢયા કર્યું. પરંતુ એવું બનતું કે એક દિશામાં તેમનો પરાભવ થતો કે બીજી દિશામાં તેઓ ઉભા થતા. તેનું મોટું દળ ઠામ ઠામ તેમની પાછળ જોઇએ તેટલી ઝડપથી ભમી શકતું નહિ.

રજપૂત લોક તરફ ઔરંગજેબની અયોગ્ય વર્ત્તણુક.

**ઔરંગજેબના** રાજ્યમાં બીજે ઠેકાણે પણ બંડ ઉત્પન્ન થયાં. તેને સ્વધર્મમાં પક્કી આસ્થા હતી, ને તે ધર્મનો વિસ્તાર કરવાને તેની અત્યંત ઇચ્છા હતી. પરંતુ **મુસલમાન** શાસ્ત્રમાં ધર્મ પ્રસારવાની જે રીત કહેલી છે તે એવા પ્રકારની છે કે બીજા લોકની તે ઉપર રૂચિ બેસે નહિ. **અકબરથી** આરંભીને દિલ્લીની ગાદીપર જે પાદશાહ થયા તેમણે રજપૂત લોકનું કૃપા દૃષ્ટિએ માન રાખ્યું હતું. પરંતુ **ઔરંગજેબને** પોતાના ધર્મનો બહુ મમત હતો, તેથી તેણે એવું વિચાર્યું કે એ લોકને પજવીને મુસલમાન કરવા, અથવા તેમની પાસેથી **અકબરે** સમજીને જે કર લેવો મૂકી દીધો હતો તે લેવો. આવી મૂર્ખાઈ ભરેલી ને અન્યાયી વર્ત્તણુક ઉપર દાઝ ચઢયાથી રજપૂતોએ તે જૂલમગારની સામે બંડ કર્યાં. પાદશાહના જીવતાં લગી એ બંડ બંધ પડયાં નહિ, અને તેના મરણ પછી તેની પાછળ જે પાદશાહ થયા તેમને રજપૂત લોકે વિગ્રહ તથા સંકટના સમયમાં સહાય કરી નહિ. એથી પાદશાહીનો ક્ષય ઉતાવળે થયો.

લઢાઈ ટંટા ને ફેલ ફીતુરની ગરદી ચાલી રહી હતી તેવામાં **ઔરંગજેબ** મરણ પામ્યો. તેના જીવતાં પાદશાહીની પડતીનો આરંભ થયો હતો. પરંતુ તેના મૃત્યુ પછી પૂર્ણ ભાંગતી થઈ, કારણ કે તેની પાછળ જે અ-

ઔરંગજેબનું મૃત્યુ અને રાજ્યની પડતી દશા. ૨૧ મી ફેબ્રુઆરિ ૧૭૦૭.

ધિપતિ થયા તેઓ દુર્બળ અને અણકસબી હતા. તેમનું મોટું રાજ્ય સંભાળવા જેટલી તેમનામાં સમજણ તથા સામર્થ્ય બેઉ ન હોતાં. એવામાં **નાદિરશાહ** કરીને ઈરાનનો રાજા હતો તેણે **હિંદુસ્તાન** ઉપર સ્વારી કરી, તેથી રાજ્યનો **ક્ષય** વહેલો થયો. **તૈમુરલિંગે** જેવાં દુષ્ટ ને ઘોર કર્મ કર્યાં હતાં તેવાં **નાદિરશાહે** આ સ્વારીમાં કર્યાં.

નાદિરશાહનો હિંદુસ્તાન ઉપર હલ્લો. નવંબર, ઇ. સ. ૧૭૩૮.

કેટલાક **અફગાન** લોક નાસીને **ગિજનીના** થડમાં જઈ રહ્યા હતા તેમને **દિલ્લીના** પાદશાહે **નાદિરશાહના** સ્વાધીનપણામાં આપ્યા નહિ, તેથી બીજવાઇને **નાદિરે** **હિંદુસ્તાન** ઉપર ચઢાઈ કરી. પોતાની સામે લઢવા આવેલા સૈન્યનો પરાભવ કરીને તેણે **દિલ્લી** હસ્તગત કર્યું.

દિલ્લીમાં કતલ. માર્ચ, ઇ. સ. ૧૭૩૯.

શાહેર લીધા પછી બે દિવસ લગી શાંતિ રહી. પરંતુ ત્રીજી રાત્રે એવી વાત ચાલી કે **નાદિરશાહ** મરણ પામ્યો. તેથી કરીને શાહેરના લોકે હુલડ કર્યું, ને મારામારી ને કાપાકાપી ચાલી. સવારમાં **નાદિરશાહ** ઘોડાપર બેસી ફરવા નીકળ્યો, ને તેણે જે જે શેરીમાં ઈરાનીનું મડદું પડેલું જોયું તે તે શેરીના લોકને ઠાર મારવાની આજ્ઞા કરી. આ રીતે આસરે ત્રીસ હજાર મનુષ્યના પ્રાણ લીધા, અને આવો ભયંકર સંહાર કર્યા પછી **નાદિરશાહ** પુષ્કળ દ્રવ્ય લેઈ તથા લોહીના વહેળાથી તૃપ્ત થઈ પાછો સ્વદેશ ગયો.

મુગલ રાજ્યનો ક્ષય.

આ સ્વારી પછી **દિલ્લીના** રાજ્યની પૂર્ણ અવ્યવસ્થા થઈ ગઈ. **દક્ષિણ હિંદુસ્તાનમાં** **નિઝામ** કરીને એક સુબો હતો તે સ્વતંત્ર થઈ પડ્યો; **બંગાળાનો** ધણી કોઈ બીજો થઈ બેઠો; વળી ત્રીજો કોઈ **અયોધ્યા** બથાવી પડ્યો; **શીખ** કરીને સોળમાં સૈકાને આરંભે એક નવા લોક ઉત્પન્ન થયા હતા તે **પંજાબમાં** અમલ કરવા લાગ્યા; અને **મરાઠા** લોક પ્રબળ થતા ચાલ્યા હતા. **મરાઠા** લોકનો રાજા અશક્ત હતો અને તેના હાથમાં કાંઈ સત્તા નહોતી, ને તેને તેના દરબારમાં નજરકેદ રાખ્યો હતો, તથાપિ તેના રાજ્યમાંના મુખ્ય અધિકારી, **પુનાવાળો** મુખ્ય પ્રધાન **પેશવા** અને **નાગપુરવાળો** સેનાધિપતિ, એઓએ એ લઢવૈયા લોકનું પ્રાબલ્ય ટકાવી રાખ્યું હતું.

પરંતુ એજ વેળા એક નવા લોક પ્રગટ થયા. તે લોક અંતે મુસલમાન, મરાઠા, અથવા શીખ, સર્વને જીતીને તેમના ઉપર રાજ્ય કરવા લાગ્યા. સત્તરમાં સૈકામાં પશ્ચિમ દિશા ભણીના દૂરના એક બેટમાંથી થોડાક વેપારીએ હિંદુસ્તાનમાં આવીને વેરાતા વેરાતા અહિં તહિં મુકામ કર્યો. જે અર્થે તેઓ આવ્યા હતા તે અર્થ એટલે વેપાર ઉપર પ્રથમ તેઓ લક્ષ દેવા લાગ્યા, પરંતુ ખરેખરી અંતરામણ આવ્યાથી તેમને હથિઆર પકડવાં પડ્યાં. પછી ઉત્તરોત્તર તેમને રાજ્ય મળતું ગયું. એક પછી બીજા એમ પ્રાંતો તેમના હાથમાં આવ્યા, ને છેવટે આખું હિંદુસ્તાન તેમનુંજ થયું.

હિંદુસ્તાનમાં ઇંગ્રેજી સત્તાનો ઉદય.

હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યમાં જે મુખ્ય બિનાઓ બની તેમનું અત્યાર લગીમાં વર્ણન કર્યું. કેટલાક અમલમાં એવા બનાવ બન્યા કે તેમને સંભારતાં આપણને કમકમાટ વછૂટેછે. કેટલીક વખતે રાજા સંપત્તિવાન અને લોક આબાદીમાં હતા. પરંતુ ફિરોજશાહ, અકબર, અને શિરશાહ એ ત્રણ સિવાય બીજા કોઇના રાજ્યમાં પ્રજાહિત ઉપર ખરેખરૂં લક્ષ રાખવામાં આવ્યું નહતું. આ ત્રણની કારકીર્દિ બાતલ કરતાં મહમદના વખતથી માંડીને ઔરંગજેબના અમલ સુધી, પ્રજાને વચમાં વચમાં ચાર દિવસ સુખ મળતું તેવિના, હિંદુસ્તાનમાં જૂલમગારીનાં અતિ ઘાતકી કર્મ, માંહોમાંહે સદા લઢાઇઓ, પ્રજાપીડા, અંધેર, અને ત્રાસદાયક અન્યાયને અનર્થ ચાલ્યાં હતાં.

મુસલમાની રાજ્યમાં હિંદુસ્તાનની અવસ્થા.

# પ્રકરણ ૪ થું.

## હિંદુસ્તાનમાં યૂરોપીઅન લોકનાં થાણાં. ઈ. સ. ૧૭૪૪ પર્યંત.

**હિંદુસ્તાન તથા યૂરોપ વચ્ચે વ્યવહાર—જળમાર્ગે પરાક્રમ કરવાનો સમય—બાર્થલોમ્યો ડિઆઝ કેપ ઑફ ગુડ હોપની પ્રદક્ષિણા કરેછે—અમેરિકાનો શોધ કરેછે—વાસ્કો ડી ગામાએ કેપ ઑફ ગુડ હોપની પહેલ વહેલી પ્રદક્ષિણા કરી—કાબ્રાલની સફર અને ઝામોરિન જોડે વિરોધ—વાસ્કો ડી ગામાની બીજી સફર—પોર્તુગીઝ લોકનાં પહેલાંનાં થાણાં—આલ્ફોન્સો આલ્બુકર્ક ગોવા તથા બીજાં ગામ હસ્તગત કરેછે—પૂર્વમાં પોર્તુગીઝ લોકનું રાજ્ય—ડચ અથવા વલંદા લોક હિંદુસ્તાન સાથે વેપાર કરેછે—ઇંગ્રેજ લોક એ દેશ સાથે વેપાર કરવા લાગેછે—ઇસ્ટ ઇંડિઆ કંપનિ—ત્રણ પ્રતિસ્પર્દ્ધિ લોક વચ્ચે વઢવાઢ-આંબોયનામાં કતલ—બીજી ઇસ્ટ ઇંડિઆ કંપનિ—બે કંપનિનો સંયોગ—મદ્રાસ—મુંબાઈ—ફોર્ત સંટ દેવિદ—અને કલકત્તામાં થાણાં—હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકનાં થાણાં.**

પૂર્વ દેશમાં ઇંગ્રેજ લોકની સત્તા ઉત્તરોત્તર વધતી ચાલી તે વિષે વર્ણન કરતાં પહેલાં યૂરોપ તથા હિંદુસ્તાન વચ્ચે જે પહેલાના વારામાં વ્યવહાર ચાલતો હતો તે વિષેનું વર્ણન મનોરંજક થઈ પડશે.

અમે આગળ કહી ગયા તે પ્રમાણે હિંદુસ્તાન દેશ વેપાર તથા લક્ષ્મી માટે પહેલાંથી પ્રખ્યાત હતો. હિંદુસ્તાનનો માલ બહુ ઉત્કૃષ્ટ ગણાતો હતો અહિંના વેપારીઓને યૂરોપના વેપારીઓ સાથે કાંઇ સીધો વ્યવહાર ચાલ્યો હોય એવું આપણા જાણવામાં નથી. પહેલા અને બીજા સૈકામાં ગ્રીક લોકે માત્ર થોડીક સફરો હિંદુસ્તાન સુધી કરી હતી. હિંદુસ્તાનનો માલ મધ્ય એશિઆમાં થઈ જમીન માર્ગે ભૂમધ્ય સમુદ્રના કાંઠાના દેશોમાં લઈ જવામાં આવતો, અથવા અરબસ્તાનના વેપારીઓ ઇરાની અખાત અને લાલ સમુદ્રની વાટે લઈ જતા, ત્યાંથી કાફલાવાળા મિસર

દેશ તથા સિરિઆ દેશના બંદરોમાં લઈ જતા. ત્યાંનો વકરો યૂરોપના વેપારી-ઓ કરતા. એ વેપારીઓ વિશેષે કરીને તે સમયનાં પ્રજાસત્તાક રાજ્ય જીનોઆ તથા વેનિસના રહેવાસી હતા. આ બે સંસ્થાન હિંદુસ્તાન જોડે વેપાર ખેડી લાભ મેળવી બળ તથા સંપત્તિમાં વૃદ્ધિ પામ્યાં હતાં, તથાપિ પંદરમા સૈકાને આરંભે પરાક્રમ અને સાહસ કામ કરવાની આખા યૂરોપમાં મોટી ઉત્કંઠા ઉત્પન્ન થઈ. એ ઉત્કંઠાનો પ્રથમ લાભ લેનાર પોર્તુગાલ તથા સ્પેન દેશના લોક હતા. ત્યાંના નાવિકોએ જે દૂર દેશોમાં યૂરોપીઅન લોક પહેલાં કદી ગયેલા નહિ તેવા દેશો શોધી કાઢ્યા.

જળમાર્ગે પરાક્રમ કર્યાનો વખત.

પોર્તુગીઝ લોક પ્રથમ આફ્રિકાના પશ્ચિમ કાંઠાને લગતા દેશોમાં સફરો કરી શોધ કરતા ગયા. તેમને પ્રત્યેક સફરમાં તે વિસ્તીર્ણ ખંડની વધારે ખરી માહિતી મળતી ગઈ. અંતે બાર્થોલોમો ડિઆઝ નામે તેમનો એક નાવિક થોડાં વહાણો લઈ આફ્રિકા ખંડને છેક દક્ષિણ છેડે જઈ પહોંચ્યો. એ પ્રખ્યાત ભૂશિરની બીજી બાજુએ ફરી આવી તેનું નામ તોફાનની ભૂશિર પાડ્યું, કારણ કે ત્યાં તેને તોફાન નડ્યું હતું. પરંતુ એ શોધ વડે હિંદુસ્તાન જોડે લાભકારી વ્યવહાર કરવાનું બની શકે એવી આશાથી આનંદ પામેલા પોર્તુગાલના રાજાએ તેનું વધારે ખુશકારી નામ પાડ્યું. તેણે તેનું નામ સારી આશાની ભૂશિર ઠરાવ્યું. [1] એ નામ હાલ સુધી ચાલે છે.

કેપ ઓફ ગુડ હોપનો શોધ. ઇ. સ. ૧૪૮૭.

પોર્તુગીઝોએ પોતાના દેશીએ કરેલા શોધનો તત્કાળ લાભ લીધો નહિ. નવે માર્ગે થઈ હિંદુસ્તાન જવાને વહાણો તૈયાર કરવામાં દશ વરસ વીતિ જવા દીધાં.

તુરત ફળ થયું નહિ.

એ દરમિયાન તેમના પડોસી અને પ્રતિસ્પર્દ્ધિ સ્પાનિઅર્ડ લોકે અધિક મોટું પરાક્રમ કર્યું. ક્રિસ્તોફર કોલંબસના હાથ નીચે કેટલાક સ્પાનિઅર્ડ લોકે નવા મહાદ્વીપના કેટલાક બેટ શોધી કાઢ્યા. પ્રથમ તેમણે એવું માન્યું કે આ દ્વીપો હિંદુસ્તાન દેશને લગતા છે, ને તે ઉપરથી એવી કલ્પના કરી કે અહિંથી ત્યાં જવાનો ટૂંકો

અમેરિકાનો શોધ. ઇ. સ. ૧૪૯૨.

---

૧. ઈંગ્રેજીમાં કેપ ઓફ ગુડ હોપ.

ને સહેલો માર્ગ હશે. યૂરોપ ખંડના ઘણા ખરા લોકને જળ માર્ગે પરાક્રમ કરવાની જે ઇચ્છા થોડાં વર્ષથી ઉત્પન્ન થઈ હતી તે આ અગત્યનો શોધ થયાથી વૃદ્ધિ પામી. જેમ જેમ સ્પાનિઅર્ડ લોક અમેરિકામાં શોધ કરતા ચાલ્યા, તેમ તેમ પોર્તુગીઝ લોક તેમના સુજ્ઞ રાજા ઇમાન્યુઅલની સૂચનાથી પૂર્વ તરફ નવા શોધ કરવાને તત્પર થયા.

કેપ ફરીને હિંદુસ્તાનની પહેલ વેહેલી સફર. ઇ. સ. ૧૪૯૭.

ઇ. સ. ૧૪૯૮.

સન ૧૪૯૭ ના જુલાઈ માસના આરંભમાં વાસ્કો ડી ગામા નામે એક અનુભવી નાવિક ત્રણ વહાણ લેઇને લિસ્બનથી નીકળ્યો. તેને એવી આજ્ઞા કરેલી હતી કે તેણે આફ્રિકાની દક્ષિણ ભૂશિર ઉપર થઇને હિંદુસ્તાન જવું. આ સફરમાં વાસ્કો ડી ગામા તથા તેના સાથીઓ આફ્રિકા ખંડની ઘણી જગ્યાઓ જોતા આસરે અગીઆર માસે દક્ષિણ હિંદુસ્તાનના મલબાર કાંઠે કાલિકટ બંદરે ઉતર્યા. મલબારનો રાજા જેને ઝામોરિન કહેતા તેની સાથે વાસ્કોડીએ કાંઈ વ્યવહાર ચલાવ્યો. પ્રથમ ઝામોરિનના મનમાં એના ઉપર કૃપા દ્રષ્ટિ રાખવાનો વિચાર હતો, પરંતુ પાછળથી મુસલમાન વેપારીઓની શીખાવણીથી તેનો વિચાર કેવળ પલટાયો. ખુદ વાસ્કો ડી ગામાને રાજાના એક અધિકારીએ કેદ કર્યો, પણ પછી થોડી વારે છોડી દીધો. તે સ્થળના રહેવાસીઓમાંના ઘણાખરા વાસ્કો ડી ગામાને અનુકૂળ હતા તેમને પોતાનો માલ વેચી દેઇને તે પોર્તુગાલ આવવા ઉપડ્યો. ત્યાં તે બે વર્ષ ને બે માસે આવી પહોંચ્યો. આ મોટી સફર, મુગલાઈ રાજ્યનો સ્થાપનાર બાબર સ્વદેશમાં ગાદીએ બેઠો તે વામાં, અને દક્ષિણ હિંદુસ્તાનમાં મુસલમાનની સત્તા પ્રસરી ત્યાર પહેલાં, કરવામાં આવી હતી.

કાબ્રાલની સફર, અને ઝામોરિન સાથે કજીઓ. ઇ. સ. ૧૫૦૦.

પોર્તુગાલના રાજાએ વાસ્કો ડી ગામા પાછો આવ્યો, ત્યારે તેને રૂડાં માન પ્રતિષ્ઠા આપ્યાં. જે વેપાર પ્રારંભમાંજ લાભકારી થયો તે જારી રાખવા સારૂ પ્રથમ કરતાં વિશેષ વહાણો તથા માણસો પછી ઝટ તૈયાર કર્યાં. આ વહાણનો ઉપરિ કાબ્રાલ નામે હતો. એ વહાણો તોફાનને લીધે પશ્ચિમ ભણી તણાયાં ગયાથી તેમને બ્રાઝિલ દેશનો શોધ લાગ્યો.

એ દેશનો કબજો પાછળથી **પોર્તુગીઝ** લોકને મોટો કીમતી થઈ પડ્યો. પ્રથમ **કાપ્રાલ** સાથે **વાસ્કો ડી ગામાની** પેઠે **કાલિકટના** રાજાએ મૈત્રી ભાવ દર્શાવ્યો, ને તેને ગામના થડમાં કોઠી ઘાલવાને **ઝામોરિને** પરવાનગી આપી, પરંતુ **પોર્તુગીઝ** વેપારીઓની કુચાલને લીધે તથા **મુસલમાન** વેપારીઓની દુશ્મનીને લીધે આગળ કરતાં વિશેષ તે પ્રતિકૂળ થયો, તથા તેણે નવી કોઠી તોડી પાડી. વેર વાળવાને **ઝામોરિનનાં** વહાણ તથા નગરનો કાંઈક નાશ કરી **કાપ્રાલ કોચિન** બંદરે ગયો. **કોચિનનો** રાજા **ઝામોરિનનો** ખંડિયો હતો, તથાપિ **ઝામોરિન** ઉપર તેના મનમાંથી વેર હતું. **કોચિન** બંદરમાં પોતાનાં વહાણો માલથી ભરીને **કાપ્રાલ પોર્તુગાલ** પાછો આવ્યો, ને વિરોધ થઈ વેર બંધાયું હતું તે વિષેની વાત રાજાને નિવેદન કરી.

વાસ્કો ડી ગામાની બીજી સફર.

**ઈમાન્યુઅલ** રાજાના મનમાં પૂર્વના દેશોમાં રાજ્ય સ્થાપના કરવાની ઈચ્છા થયાથી **હિંદુસ્તાન** તરફ અગાઉ કરતાં વધારે મોટી તથા વધારે બળવાન સ્વારી મોકલવા તેણે ઉતાવળે તૈયારી કરી. અનુભવી નાવિક **વાસ્કો ડી ગામાને** એ સ્વારીનો ઉપરિ નીમ્યો.

પોર્તુગાલ અને હિંદુસ્તાન વચ્ચે વ્યવહાર.

હવે પછી **પોર્તુગાલ** દેશથી વેપાર તથા વિગ્રહ કરવાના સંયુક્ત હેતુથી ઘણીવાર **હિંદુસ્તાનમાં** આવજાવ થવા લાગી. વેપારને અર્થે **કોચિન** તથા **કાનાનોર** બંદરો ઘણુંકરી પસંદ કરચાં; અને **ઝામોરિને કોચિનના** રાજાના મૂલક ઉપર બેવાર ચઢાઈ કરી હતી તેની સામે લઢવામાં **કોચિનના** રાજાને **પોર્તુગીઝ** લોકે પ્રબળ સહાય કરી, ને અંતે થોડા **પોર્તુગીઝ** સિપાઈઓના શૌર્યથી **ઝામોરિનનો** પરાભવ થયો.

આલ્ફોન્સો આલ્બુકર્ક. ઇ. સ. ૧૫૧૦.

**આલ્ફોન્સો આલ્બુકર્ક** જેને થોડી મુદત થયાં **હિંદુસ્તાનનો** સુબો ઠરાવ્યો હતો તેને સન ૧૫૧૦ માં **પોર્તુગીઝ** લોકના થાણાનું આધિપત્ય સોંપ્યું. તે ઉત્સુક, સાહસિક, અને મહત્વાકાંક્ષી હતો. જીત મેળવી રાજ્ય સંપાદન કરવું એવી તેની ઘણા દિવસથી ધારણા હતી તે પાર પાડવાને તે તત્પર થયો. તેનો મુખ્ય હેતુ એવો હતો કે એક નિર્ભય અને કિલ્લાબંધી બંદર જે પોર્તુગી-

ઝ વહાણોને જવાનું મધ્યસ્થળ અને આ તરફના **પોર્તુગીઝ** રાજ્યની રાજધાની કરી શકાય તેવું હસ્તગત કરવું. તેણે આ કારણ માટે **કાલિકટ** લેવા પ્રથમ પ્રયત્ન કર્યો, પણ ત્યાં તેનું નહિ ફાવતાં ભારે હાનિ થઈ. ત્યાર કેડે તેણે **ગોવાના** રાજાની ગેરહાજરીમાં તે બંદર હસ્તગત કર્યું. એ રાજાએ **પોર્તુગીઝ** લોકને કાંઇ ઉપદ્રવ કર્યો નહોતો. **ગોવા** બંદર પશ્ચિમ કાંઠાપર મધ્ય ભાગે હોવાથી ઘણું સરસ વગ પડતું હતું; ઘણાં વર્ષ પર્યંત પૂર્વના દેશોમાં **પોર્તુગીઝ** લોકના મૂલકની રાજધાનીનું શાહેર તે હતું, ને અદ્યાપિ પર્યંત તે તેમના લોકના સ્વાધીનમાં છે.

પોર્તુગીઝ લોકનું રાજ્ય.

ત્યાર પછી તેણે **મલાયા દ્વીપકલ્પમાં મલાક્કા** પ્રાંત અને ઇરાની અખાતમાં **ઓર્મઝ** નામે બેટ જીતી લીધો. વેપારના કાર્યને અર્થે આ બંને સ્થળ ઉપયોગી હતાં. સન ૧૫૧૫ માં તે મરણ પામ્યો, ત્યારે **પોર્તુગીઝ** લોકનું રાજ્ય જેટલું વધવાનું હતું તેટલું વધી ચૂક્યું હતું. હિંદુસ્તાનના કિનારા ઉપર તો માત્ર થોડી કોઠીઓ તથા કિલ્લા તેમના કબજામાં હતા, પરંતુ આખા હિંદી મહાસાગર ઉપર તેમની નૌકાની આણ વર્ત્તાતી હતી, ને યૂરોપ જોડે બીજા કોઈ લોકને વેપાર કરવા નહિ દેતાં તેઓ પોતે એકલાજ કરતા હતા.

ડચ એટલે વલંદા લોક હિંદુસ્તાન સાથે વેપાર કરેછે.

તથાપિ સોળમું સૈકું પૂરૂં થતાં **મસાલાના** બેટો તથા **હિંદુસ્તાન** જોડે **વલંદા** લોકે વેપાર કરવા માંડયો. **પોર્તુગીઝોની** પેઠે તેમણે પણ વેપારને બહુજ અનુકૂળ પડે એવી જગ્યાઓમાં પોતાની કોઠીઓ ઘાલી. તેઓ **પોર્તુગીઝના** ભયાનક સામાવાળીઆ થઈ પડયા. તેઓની તથા બીજા પ્રતિસ્પર્દ્ધિની આગળ **પોર્તુગીઝ** લોકનું સામર્થ્ય અને સત્તા ધીમે ધીમે ઘટવા લાગ્યાં. **વલંદા** લોકનો ઘણોખરો વેપાર **હિંદુસ્તાનને** લગતા **દ્વીપસમુદાયના** લોક સાથે હતો. અને પૂર્વમાં તેમના તાબાના મૂલકની રાજધાની **જાવા** બેટના ઉત્તર કાંઠાપર તેમણે વસાવેલા **બાટેવિઆ** નામે શાહેરમાં હતી. પરંતુ ત્યાર પછી એ લોકને **નેગાપટમ, પુલિકટ, ચિન્સુરા,** અને **હિંદુસ્તાનમાં** બીજી જગ્યાઓ મળી.

જેવામાં **વલંદા** લોક **પોર્તુગીઝ** લોકના પ્રતિસ્પર્દ્ધિ થયા ને **હિંદુસ્તાન**

તથા તેની સમીપના બેટો સાથે વેપાર કરવા લાગ્યા, તેવામાં-જ ઇંગ્રેજ લોક એજ લાભકારી વેપારમાં હાથ ઘાલવાને પ્રથમ પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે પોતાના વેપાર કાજે એક નવી પરભારી વાટ કાઢવાને આગળ યત્ન કરચો હતો, પરંતુ તેઓ વેળાસર ચેત્યા કે આપણે પણ **પોર્તુગીઝ** તથા **વલંદા** જે માર્ગે વેપાર કરેછે તે માર્ગ પકડ્યા વિના લાભ મેળવવાનો અન્ય ઉપાય નથી તે ઉપરથી **લંડન** નગરના કેટલાક વેપારીઓએ સોળમા સૈકાના છેલા વર્ષમાં પંતિયાળો વેપાર કરવાના વિચારથી એક પટો મેળવ્યો. પ્રબળ ઈસ્ટ ઇંડિઆ કંપનિની ઉત્પત્તિ આ પ્રકારની હતી. આ મંડળી સ્થાપવામાં આવી ત્યારે **ઇંગ્લાંડ**ની ગાદીએ રાણી ઈલિઝાબેથ હતી, અને દિલ્હીના તખ્તે **અકબર** શાહ હતો.

ઈ. સ. ૧૬૦૦. ઇંગ્રેજ લોક હિંદુસ્તાન સાથે વેપાર કરેછે.

ઇંગ્રેજ, **વલંદા** તથા **પોર્તુગીઝ** એમણે પરસ્પર બહુ કાળ પર્યંત નિરંતર વિરોધ રાખ્યો, અને હિંદુસ્તાનનો વેપાર એટલો બધો બહોળો હતો કે તેમાં આ ત્રણે પ્રજાને જોઇએ એટલું કામ મળત, તેમ છતાં તેમણે બહુ નાલાયક રીતે વર્ત્તી એક બીજા પર ચડસ ને દ્વેષભાવ રાખ્યો. સમુદ્ર ઉપર લૂંટ ને ચોરી સાધારણ થઈ પડી, અને એક બીજા ભણી નિર્દયતાથી વર્ત્તવાનું વારંવાર બનતું. આ અદેખાઈનું અતિ દુઃખકારક ઉદાહરણ **આમ્બોયના**ની કતલ છે. ઇંગ્લાંડ તથા હોલંડની વેપાર મંડળીઓ (કંપનિઓ) વચે એવા કોલકરાર થયેલા હતા કે બંને દેશના વેપારી લોકે એક એક જોડે મૈત્રી ભાવ રાખી બિન ટંટે વેપાર ચલાવવો. આવા કોલકરાર છતાં **આમ્બોયના**ના **વલંદા** કિલેદારોએ ત્યાં રહેલા અઢાર ઇંગ્રેજોનો તેમના ચાકર સુદ્ધાં ટાઢા લોહીમાં વધ કરચો.

ત્રણ પ્રજા વચે શરમ ભરેલો ચડસ.

આમ્બોયનામાં કતલ. ઈ. સ. ૧૬૨૧.

ઇંગ્લાંડની ઈસ્ટ ઈંડિઆ કંપનિને પરદેશના પ્રતિસ્પર્દ્ધિ સામે તેમજ વળી સ્વદેશી જન સામે બાખરી બાંધવાનું હતું. ઘરગતુ ગૃહસ્થ જેમનું ઈસ્ટ ઈંડિઆ કંપનિવાળાએ ગોલિયા એવું હળવું નામ પાડ્યું હતું તેઓ વચમાં નડવા લાગ્યા. સત્તરમા સૈકાને અંતે હિંદુસ્તાનમાં ઇંગ્રેજ લોકનાં થાણાં વિષે તથા ઇંગ્લાંડમાં એ કંપનિના કામ કાજ વિષે અવ્યવસ્થા થયેલી

ઇંગ્રેજ વેપારીઓ વચે ચડસા ચડસી.

જોઈને લંડનના કેટલાક વેપારીઓને એની સામી એક નવી મંડળી ઊભી કરવાનું મન થયું. બંને કંપનિના ડાયરેક્ટરો (નિયંતા) એક એકને ભાગી પાડવાને અને હિંદુસ્તાન સાથે વેપાર કરવાને પોતાને એકલાને પટો મળે એવા વિચારથી તનમનથી યત્ન કરવા લાગ્યા. આવા નિંદિત વધરા સન ૧૭૦૮ના વર્ષ લગી ચાલ્યા. એ વર્ષમાં બંને કંપનિવાળા સમજ્યા કે પરસ્પર વિરોધ કરવામાં એકેનો અર્થ નહિ સરતાં ઊલટી બેઉને હાનિ થઈ. તેથી બંને જોડી દેવામાં આવી, ને ત્યારથી જોડાયલી કંપનિ "યુનૈટેડ ઈસ્ટ ઈંડિઆ કંપનિ" એવું નામ રાખ્યું.

જે માણસોએ ભાગિયા થઈ આ નવી કંપનિ સ્થાપી હતી તેમણે પોતપોતાના ભાગે પડતું નાણું કાઢ્યું હતું. આવી રીતે એકઠા કરેલા નાણાથી વેપાર કરવામાં આવતો. અને કંપનિનું કામ કાજ ચલાવવાને તથા વેપાર શા ધોરણપર ને કેવા પ્રકારનો કરવો એ આદિ કંપનિને લગતી સઘળી બાબતોની વ્યવસ્થા કરવાને એ ભાગિયા પોતામાંના ૨૪ ગૃહસ્થોને ડાયરેક્ટર નીમતા હતા આ રીતે આ કંપનિનું કામ કાજ અનેક ફેરફાર સાથે સન ૧૮૫૮ લગી ચાલ્યું. તે સાલથી કંપનિ તાબાનો મૂલક મહારાણીજીએ પોતાના હાથમાં લીધો. નવી જોડાયલી કંપનિનું સંપૂર્ણ ચિત્ત હિંદુસ્તાન દેશના વેપાર પર દોડ્યું. ઇંગ્રેજ લોક ઘણોખરો વેપાર પ્રથમ મસાલાના બેટો સાથે કરતા હતા. વલંદા લોક ત્યાં તેમને નડતા હતા. પોતાના ઉત્સુક પ્રતિસ્પર્દ્ધિ વલંદા લોકને તે વેપાર કરવા દેઈ તેમણે હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે દુકાનો માંડી. સને ૧૬૩૯માં ચંદ્રગઢના રાજાએ તેમને મદ્રાસમાં કિલ્લો બાંધવાની પરવાનગી આપી ત્યાં લગી વેપારના કામને અર્થે તેમણે કોઠીઓ ઘાલેલી અથવા વખારો બાંધેલી તે વિના બીજી કાંઈ જગ્યા તેમના કબજામાં નહોતી. થોડા દિવસ પહેલાં નેલોરની દક્ષિણે આસરે વીસેક ગાઉ ઉપર આર્મોગમમાં અથવા ડુંગરજપટણમાં તેમની કોઠી હતી. પરંતુ ત્યાં વેપાર કરવાની સોઈ નહિ જણાયાથી તે જગ્યા છોડી દેવામાં આવી.

*ધી યુનૈટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિ. ઇ. સ. ૧૭૦૮.*

*મદ્રાસની ઉત્પત્તિ. ઇ. સ. ૧૬૩૯.*

પોર્તુગાલના રાજાની કુંવરી નામે કાથેરૈન વેરે ઇંગ્લાંડના રાજા

બીજા ચાર્લસનું લગ્ન થયું તેવારે પહેરામણીમાં પોર્તુગાલના રાજાએ મુંબાઈ બેટ આપ્યો. ચાર્લસ રાજાએ તે બેટ અમુક વાર્ષિક રકમ લેવાનો ઠરાવ કરીને કંપનિને સ્વાધીન કર્યો.

મુંબાઇની પ્રાપ્તિ. ઈ. સ. ૧૬૬૨.

કડાલોર પાસે ટેગ્નાપટણમાં ફોર્ત્ત સેંટ દેવિદ નામે કિલ્લો બાંધવામાં આવ્યો. એ નગર કંપનિએ વેચાણ રાખ્યું હતું ને પાછળથી કોરોમાંડલ કિનારાપર મુખ્ય સ્થાનક થઈ પડ્યું.

ફોર્ત્ત સેંત દેવિદ બંધાયો.

ઇંગ્રેજી કંપનિએ કલકત્તામાં થોડી ભોંય વેચાણ લીધી હતી ત્યાં ફોર્ત સેંત વિલિઅમ નામે કિલ્લો બાંધ્યો. તે વેળા દિલ્લીના રાજ્યાસને જે પાદશાહ હતો તેને કાંઈ મંદવાડ થયો હતો તે હેમિલ્ટન નામે એક ઇંગ્રેજ વૈદ્યે મટાડ્યો તેના બદલામાં કલકત્તા તથા મદ્રાસની આસપાસ વિશેષ જમીન રાખવાને ઇંગ્રેજને પરવાનગી આપી.

કલકત્તાની ઉત્પત્તિ. ઈ. સ. ૧૭૦૦.

ઈસ્ટ ઈંડિઆ કંપનિના આ વેળા બીજા પ્રતિસ્પર્દ્ધિ ઊભા થયા. વલંદા તથા પોર્તુગીઝ લોકની સાથે કંપનિને ઝઘડો કરવો પડ્યો હતો તે કરતાં વિશેષ કઠ્ઠો ઝઘડો એ લોક સાથે થયો. ઈંગ્રેજનું ઓઠું લઈને ફ્રેંચ (ફ્રાંસિસ) લોકે પોતાની ઈસ્ટ ઇંડિઆ કંપનિ ઉભી કરી હતી તેમણે સત્તરમું સૈકું અથવાયાની લગભગે સૂરતમાં એક કોઠી ઘાલવાનો ઉદ્યમ કર્યો. તે અફળ ગયો ; પરંતુ પાછળથી તેમણે પોંદિશરિ તથા તેની આસપાસનો કેટલોક પ્રદેશ મેળવી ત્યાં થાણું ઘાલ્યું. પોંદિશરિ સત્વર આબાદ થયું. પશ્ચિમ કાંઠા પર માહી અને કલકત્તા સમીપ ચંદ્રનગર એ બે નાંનાં સંસ્થાન પોંદિશરિ તાબાનાં હતાં. ફ્રેંચ લોકની સાથે વિગ્રહ ચાલ્યો તેમાં પરિણામે ઈંગ્રેજનો જય થઈ તેમણે પૂર્વમાં એક મોટું રાજ્ય સ્થાપન કર્યું. એ રાજ્ય વિષેનું વર્ણન હવે પ્રકરણ આવશે તેમાં વિશેષે કરીને કરેલું છે.

હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકનાં થાણાં. ઈ. સ. ૧૭૦૦.

# પ્રકરણ ૫ મું.

## હિંદુસ્તાનમાં ઇંગ્રેજ લોકનો ઉદય. ઈ. સ. ૧૭૪૪ થી ૧૭૫૩ સુધી.

**ઇંગ્લાંડ તથા ફ્રાંસ વચે લઢાઈ—હિંદુસ્તાનમાંના ફ્રેંચ લોક—ડુપ્લી—હિંદુસ્તાનમાંના ઇંગ્રેજ—દેશી પલટણો—લાબોર્દોને મદ્રાસ લેછે—ફોર્ત સેંત દેવિદને ઘેરો—તાન્જોરમાં નાની લઢાઈ—યૂરોપમાં સમાધાન, પણ હિંદુસ્તાનમાં લઢાઈ ચાલુ રહી—દક્ષિણ હિંદુસ્તાનમાં રાજકારભારની સ્થિતિ—નાસિરજંગ તથા મુજફ્ફરજંગ—અનવરૂદ્દીન અને ચંદા સાહેબ—હૈદરાબાદ તથા આર્કાટનાં રાજ્ય સારૂ વિરોધ—એમાં એક પક્ષે ફ્રેંચ રહેછે ને બીજા તરફ ઇંગ્રેજ થાયછે—એમ. બુસી—ફ્રેંચ વિજયી થાયછે—સલાબતજંગને નિઝામ ઠરાવ્યો—ડુપ્લીનો જય અને ઉલ્લાસ—મહમદ અલીને ત્રિચિનાપોલિમાં ઘેરી લીધો—રોબર્ટ ક્લાઇવ આર્કાટ લેછે—તે શહેરનું રક્ષણ બહાદુરીથી કરેછે—આર્નીમાં જય—મદ્રાસ સમીપ રાજા સાહેબનો પરાભવ—લારેન્સ ત્રિચિનાપોલિને ઘેરામાંથી મુક્ત કરેછે—સેરિંગહામમાં ફ્રેંચ કિલેદાર શરણ થાયછે—ચંદા સાહેબનું ખૂન થયું—લારેન્સ બાહુરમાં ફ્રેંચ લોકનો પરાભવ કરેછે—ક્લાઇવ કોવેલંગ અને ચિંગલપટ લેછે—તે ઇંગ્લાંડ પાછો જાયછે.**

ઇંગ્રેજનું હિંદુસ્તાન જીતી લેવું, અને તેમનો અહિં રાજકારભાર એ બેનો વૃત્તાંત હવે આપણે લખવાનો છે. આ વૃત્તાંત સાચો હોઇને રસિક છે ને તે કરતાં વિશેષ રસિક વાર્તા અમારા જાણવામાં નથી. થોડા માણસોએ પોતાની પ્રિય સ્વભૂમિથી અતિ દૂર દેશે આવી સંપત્તિમાં, વિસ્તારમાં, ને સામર્થ્યમાં બહુ ચઢી આતું રાજ્ય કેવી રીતે સંપાદન કર્યું; ને પછી તેમણે એટલી બધી બુદ્ધિ તથા અલ્પાકાંક્ષાથી રાજકારભાર ચલાવ્યો કે પોતાના દેશની કીર્ત્તિ તથા પ્રતિષ્ઠા વધારીને હિંદુસ્તાનના લોકને સમૃદ્ધિનું તથા સારી સરકારનું સુખ દીધું.

ઈ. સ. ૧૭૪૪.

સન ૧૭૪૪ માં ઇંગ્લાંડ તથા ફ્રાંસ વચ્ચે લઢાઈ ઊભી થઈ, અને ઉતાવળે હિંદુસ્તાનમાં આવી પહોંચી. તે વેળા એ બેઉ લોકનાં ઘણાંક આબાદ થાણાં આ મૂલકમાં હતાં. તે સમયે ફ્રેંચ સૈન્ય વધારે હતું. તેમનું મુખ્ય નગર પોંદિશરિનામે હતું ને તેમનો ગવર્નર નામે ડુપ્લી વિચિક્ષણ ને મહત્વાકાંક્ષી પુરૂષ હતો. રાજા રજવાડા સાથે કોલકરાર કરવામાં ને તેમના દાવપેચ સમજવામાં તેણે બહુજ ચતુરાઈ દર્શાવી હતી. પ્રથમ તેનાજ મનમાં એ વાત આવી કે દેશી સિપાઈઓ યૂરોપીઅન અધિકારીઓના હુકમમાં રાખેથી શૌર્યમાં તેઓ યૂરોપના સૈન્યની બહુકરી તોલે આવેછે. વળી એ વાત પણ પ્રથમ તેનેજ સૂઝી આવી કે દેશી રાજાઓને માંહોમાંહે વારંવાર વઢવાઢો થાયછે, તેમની વઢવાઢમાંથી મારા સ્વદેશનું હિત કરી લઉં. તેના અંતઃકરણની મુખ્ય ઇચ્છા હિંદુસ્તાન જીતવાની હતી; તેની ઇચ્છા પરિપૂર્ણ કરવા કાજે તેણે પોતાની સકળ બુદ્ધિ અને પરાક્રમ વાપર્યું.

ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે લઢાઇ.

મોનુશિયર ડુપ્લી.

ઇંગ્રેજને ડુપ્લી જેવા સરદારની ખોટ હતી. તેઓ સંખ્યામાં ફ્રેંચ કરતાં ઓછા હતા ને વિગ્રહ કરતાં વેપાર પ્રકરણમાં વિશેષ સમજતા. તેમણે ડુપ્લીની યુક્તિ ગ્રહણ કરી. દેશી સિપાઈઓને ચાકરીમાં રાખી ઇંગ્રેજી લશ્કરના અમલદારો વડે યુદ્ધ કળામાં પાવરધા કર્યા. પ્રથમ દેશી લોકનું સૈન્ય બહુ થોડું હતું. પરંતુ હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્ય જેમ જેમ વૃદ્ધિ પામતું ગયું તેમ તેમ તે સૈન્યમાં ઉમેરો થયો, અને દેશી સૈન્યે થોડાં વર્ષ ઉપર દાનત બગાડી ત્યારલગી ઇંગ્રેજ સરકારની ચાકરી શૌર્યથી ને એક નિષ્ઠાથી બજાવી.

હિંદુસ્તાનમાં ઇંગ્રેજ લોક.

યૂરોપ ખંડમાં ફ્રેંચ તથા ઇંગ્રેજ વચ્ચે લઢાઇનો આરંભ થયા પછી થોડે દહાડે ફ્રેંચ સરકારે બુર્બોન તથા આઇલ આવ ફ્રાંસના* સુબા નામે લાબોર્દોનેને પરવાનગી આપી કે તેણે વહાણ એકઠાં કરીને કર્ણાટકમાં ઇંગ્રેજનું મુખ્ય થાણું ફોર્ત સેંત જ્યોર્જ કરીને હતું તે ઉપર હૂમલો કરવો.

ઈ. સ. ૧૭૪૬. લાબોર્દોને મદ્રાસ ઉપર હલ્લો કરેછે.

---

* એ ટાપુઓ હાલ રિયુનિયન તથા મોરિશિયસ (મોરીસ) કહેવાયછે.

થોડા દિવસમાં લાબોર્દોને તે ગઢ આગળ આવી પહોંચ્યો. ઇંગ્રેજે માત્ર પાંચ દિવસ લગી બચાવ કરી મદ્રાસ શહેર તથા કિલ્લો ફ્રેંચને સ્વાધીન કર્યો. લાબોર્દોને એ બંનેની છોડામણીનો મધ્યમ દંડ લેઇ પાછાં આપવાને વચન દીધું. આ કબુલાત દુપ્લીને ગમી નહિ, ને જશ પામેલા સરદાર ઉપર તે ઈર્ષા કરવા લાગ્યો. તેણે પકડાયલા ઇંગ્રેજોને બંધીવાન ગણી પોંદિશરિ મોકલી દીધા, ને ત્યાં અનુદાર રીતે તેમને દુઃખ દેઇ પોતાના નામને બટ્ટો લગાડ્યો. એ પછી ફોર્ત સેંત દેવિદ ગઢ લેવાનો ઉદ્યોગ દુપ્લીએ કર્યો. એમાં જય પામ્યો હોત તો તે આખા કર્ણાટકનો ધણી થઈ પડત. તેણે કર્ણાટકના નવાબની સહાય માગી તથા તેને સમજાવી પોતાના પક્ષમાં લીધો. પરંતુ એટલામાં ઇંગ્લાંડથી ઇંગ્રેજનું એક બલિષ્ઠ નૌકા સૈન્ય આવી પહોંચ્યું, તેથી ફોર્ત્ત સેંત દેવિદનો ઘેરો ઊઠાવી ફ્રેંચ પોંદિશરિ પાછા ગયા. હવે તે શહેરને ઇંગ્રેજ ફોજે ઘેરો ઘાલ્યો.

તે મદ્રાસ સર કર્યો. ૧૦ સપ્તેંબર, ૧૭૪૬.

ફોર્ત સેંત દેવિદ ઉપર બે હલ્લાં, ડીસેંબર ૧૭૪૬, અને માર્ચ, ૧૭૪૭.

ઇંગ્રેજ આ સમયે બળવત્તર હતા, તોપણ તેમનામાં તે શહેર હસ્તગત કરવા જેટલું સામર્થ્ય નહોતું તે કારણથી તેઓ ફ્રેંચ લોક સામે લઢવું છોડી દેઇને તેવામાં તંજાવર પ્રાંતમાં થોડા દહાડાથી એક નાની લઢાઈ ચાલતી હતી તેમાં સામિલ થયા. ત્યાંના રાજાને પદભ્રષ્ટ કરી તેની ગાદી તેનો ભાઈ બથાવી પડ્યો હતો. રાજાએ એવું સાટું કર્યું કે જો તમે મને સહાય કરશો તો તેના બદલામાં દેવિકોટાનો કિલ્લો તમને આપીશ. આ લાલચે ઇંગ્રેજનું થોડુંક સૈન્ય તે કિલ્લા ઉપર હૂમલો કરવા ગયું. પરંતુ થોડા દિવસ પછી સમાધાની થઈ. રાજાનો ભાઇ જે ગાદી ઉપર હતો તેણે ઇંગ્રેજને પોતાના ભાઈનો પક્ષ છોડવાની સરતે દેવિકોટા કિલ્લો તથા તેની આસપાસનો થોડોક પ્રદેશ આપ્યો. ઇંગ્રેજોએ નિર્લજપણે તે સરત કબુલ કરી.

તંજાવરમાં લઢાઈ. ઈ. સ. ૧૭૪૯

દેવિકોટાની જીત અને તે પાછો આપવો.

આણીગમ યૂરોપમાં ફ્રાંસ તથા ઇંગ્લાંડ વચ્ચે સલાહ થઈ હતી, પરંતુ હિંદુસ્તાનમાં લઢાઈ બંધ પડી નહિ. યૂરોપમાં સમાધાન થયાથી ફ્રેંચ તથા ઇંગ્રેજ આગેવાન થઈ પરસ્પર લઢતા બંધ થયા ખરા; એક બીજાનાં સૈન્ય ઉપર હૂમલો કરવાનું અને

યૂરોપમાં સમાધાની, પણ હિંદુસ્તાનમાં લઢાઈ જારી રહી.

એક બીજાના શાહેરોને ઘેરો ઘાલવાનું બંધ થયું; પરંતુ તેમણે કેટલાક દેશી રાજાઓ વચે લઢાઈ ચાલતી હતી તેમને મદદ કરવા માંડી, ને ઇંગ્રેજ એક રાજાનો પક્ષ પકડતા, તો તેની સામેના રાજાની તરફ ફ્રેંચ થતા ને પહેલાં પ્રમાણે એક એકની સામે વઢતા.

ઇ. સ. ૧૭૪૯.

હવે જે વર્ત્તમાન આવેછે તેમાં સારીપેઠે સમજ પડે એટલા માટે દક્ષિણ હિંદુસ્તાનમાંના રાજ્યોની સ્થિતિનું વર્ણન કરવું હવણાં અવશ્ય છે. જે સમય વિષે અમે અત્રે બોલીએ છીએ તે સમયમાં દક્ષિણ હિંદુસ્તાનમાં બે મોટાં રાજ્ય હતાં. એમાંના પહેલાં તથા વધારે મોટાં રાજ્યનો અધિકારી નિઝામ કહેવાતો અને તેની રાજધાની હૈદ્રાબાદમાં હતી. પહેલાં તો નિઝામ દિલ્લીના પાદશાહનો ખરેખરો સેવક કે આશ્રિત હતો, પરંતુ હવણાં તો માત્ર કહેવાનો આશ્રિત હતો. બીજાં રાજ્યનો ધણી કર્ણાટકનો નવાબ હતો ને તેની રાજધાની આર્કાટમાં હતી ને તે નિઝામ સરકારના આશ્રય તળે રાજ્ય કરતો હતો.

દક્ષિણ હિંદુસ્તાનમાં રાજ્ય કારભારની સ્થિતિ.

આ વેળા આ બે રાજ્યની ગાદીઓ ખાલી પડી. હૈદ્રાબાદની ગાદી મૃત્યુ પામેલા નિઝામના પુત્ર નાસિરજંગને મળી, અને કર્ણાટકનો નવાબ અનવરૂદ્દીન થયો. આ બે હાકેમના બે પ્રતિપક્ષી હતા. નાસિરજંગનો પ્રતિપક્ષી તેનો ભત્રિજો મિરજાફાજંગ નામે હતો, ને અનવરૂદ્દીનનો પ્રતિપક્ષી ચંદા સાહેબ કરીને આગલા એક નવાબનો જમાઇ હતો. મિરજાફાજંગ તથા ચંદા સાહેબે પોતાનાં સૈન્ય એકત્ર કરીને ફ્રેંચ લોકને વિનંતિ કરી કે અમને સહાય કરો. ડુપ્લીને એટલુંજ જોઈતું હતું. તેણે તેમની વિનંતિ મોટા હર્ષથી તથા આતુરતાથી સ્વીકારી, ને તેમની મદદે ૪૦૦ ફ્રેંચ તથા ૨૦૦૦ દેશી સિપાઇઓનું સૈન્ય લાગલું મોકલ્યું. યુદ્ધ થયું તેમાં મિરજાફાજંગ તથા ચંદા સાહેબ જેઓ બિન હકે રાજ્ય મેળવવા ઇચ્છતા હતા તેમનો જય થયો. એ લઢાઇમાં અનવરૂદ્દીન મરાયો ને તેનો પુત્ર મહમદઅલ્લી ઉગરેલા સૈન્ય સાથે ત્રિચિનોપોલિમાં નાસી ગયો. તેવેળા હિંદુસ્તાનમાં બુસ્સિ નામે એક પુરૂષ ફ્રેંચ લશ્કરનો સરદાર હતો. તે અતિ શૂરો ને તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો. તેણે ઘણી લઢાઈઓમાં જય મેળવ્યો ને મીરજાફાજંગને ગાદીએ બેસાડ્યો. પરંતુ આ નવ

ઇ. સ. ૧૭૫૦. આર્કાટ અને હૈદ્રાબાદના રાજ્યની ગાદીઓ વાસ્તે વઢવાઢ.

નિઝામથી ઝાઝા દિવસ વિજયનો ઉપભોગ લેવાયો નહિ. તેના મૂલકમાં એક બંડ ઊઠયું હતું તે બંડની શાંતિ કરતાં લઢાઈમાં તે મરાયો. બુસિએ મિરજાફાજંગની ગાદી નાસિરજંગના નાનાભાઈ સલાબતજંગને આપી. ચંદા સાહેબને પણ ઇચ્છેલો અધિકાર પ્રાપ્ત થયો.

ડુપ્લીનો ઉલ્લાસ અને જય.

આ સમયે ડુપ્લીનો સંપૂર્ણ ચઢતો દિવસ હતો. નિઝામ અને નવાબ બંને એના બેસાડ્યા ગાદીએ બેઠા હતા. ડુપ્લીને 'દક્ષિણ હિંદુસ્તાનનો સુબો,' એ પદવી મળી. તેની સત્તા પુષ્કળ હતી. એને ઉત્કૃષ્ટ પદ ને પ્રતિષ્ઠા મળ્યાં. એના સર્વ મનોરથ સિદ્ધ થયા ભાસ્યા. તેણે અતિ હર્ષના આવેશમાં જે ઠેકાણે પોતે મુખ્ય જીત કરેલી તે ઠેકાણે કીર્ત્તિસ્તંભ ચણાવી તેમાં પોતાની સ્તુતિના લેખ કોરાવ્યા, અને તેની આસપાસ ડુપ્લીઆબાદ ( ડુપ્લીના જયનું નગર ) નામે શાહેર વસાવ્યું.

ઇ. સ. ૧૭૫૦. ઇંગ્રેજ લોકનું નિશ્ચિંતપણું.

બીજા પક્ષને ઇંગ્રેજ અનુકૂળ થયા. ફ્રેંચે પોતાના પક્ષ વાળાનું બહુ કામ કર્યું હતું, પરંતુ ઇંગ્રેજથી તેમ બન્યું ન હોતું. તેઓએ મહમદ અલીને અદ્યાપિ કર્ણાટકનો નવાબ માની તેને સહાય આપવા એક નાનું સૈન્ય મોકલ્યું હતું, પરંતુ તેમની મદદથી નવાબનું કાંઈ કામ સર્યું નહોતું. તેના વેરીએ તેને ત્રિચિનોપોલિમાં ઘેરી લીધો હતો, અને ફ્રાંસિસ લોક સર્વત્ર જય પામ્યા એવું તેના જાણવામાં આવ્યું, તેવારે પોતાની વહાર કરનાર ઇંગ્રેજ લોકને તજી દેઈ તેમના શત્રુને મળી જઈ તે શાહેર તેમને સ્વાધીન કરવાની તેવડમાં હતો, તેવામાં એક બનાવ બન્યો તેથી તેના વિચાર કેવળ ફરી ગયા.

આર્કોટ ઉપર હલ્લો કરવો પાર્યો.

આ વેળા ફોર્ત સેંત દેવિદ કિલ્લામાં એક જુવાન કમાન હતો તેણે ઇંગ્રેજી રાજમંડળીને એવું સૂચવ્યું કે આપણે કર્ણાટકની રાજધાની આર્કોટ ઉપર હલ્લો કરવો, કેમકે આ ઉપાય યોજવાથી ત્રિચિનોપોલિનો ઘેરો ઊઠશે; કારણ કે ચંદા સાહેબ પોતાની રાજધાનીના સંકટની વાત સાંભળશે તેવોજ તે ત્યાં જવા નીકળશે. સભાને આ યોજના પસંદ પડી, ને એ યોજના સૂચવનારનેજ તે પ્રમાણે કરવાને આજ્ઞા થઈ.

ઉપલી યુક્તિ દર્શાવનાર શૂરવીરનું નામ ક્લાઇવ હતું. તે મોટો ધૈર્યવાન, વિચારવાન, ને ચતુર હતો. તેના આવા ઉત્તમ ગુણોએ ઇંગ્રેજ લોકને હિંદુસ્તાનમાં રાજ્ય મેળવી આપ્યું એમ કહીએ તો ચાલે. તે છાતીવાળો, ઉત્સાહી, ગર્વિષ્ટ, ને તામસી હતો, પરંતુ તે સાથે તેનામાં બુદ્ધિ, ચતુરાઈ, તથા દીર્ઘદ્રષ્ટિ હતાં. પ્રથમ તે વેપાર ખાતાની નોકરી લેઈ હિંદુસ્તાનમાં આવ્યો હતો, પરંતુ ક્ષત્રીય લક્ષણના પુરૂષને આ વાણીઆઈ ચાકરી અનુકૂળ નહિ આવવાથી તે લસ્કરી ખાતામાં નોકર રહ્યો. નવા ધંધામાં તેના સાહસ તથા શૌર્યથી સત્વર એવું દિસી આવ્યું કે સિપાઈગિરીનો ધંધો તેના જોગ હતો.

રોબર્ટ કલાઇવ.

સન ૧૭૫૧ ના માસ આગસ્ટની તારીખ ૨૬ મીએ ૨૦૦ ઇંગ્રેજ તથા ૩૦૦ કાળા લોક સાથે લેઈ કલાઈવ સાહેબ મદ્રાસથી નીકળ્યો ને ઝટપટ આર્કાટ ભણી ચાલ્યો. વાટમાં મેઘ, વીજળી, ને ગર્જનાનું તોફાન નડયું, તોપણ પડાવ નહિ રાખતાં પોતાનાં થોડાં માણસ સાથે તે પુરાતન કિલ્લા પાસે આવી પહોંચ્યો. તે અંદર પેસતાં વાતજ શત્રુ કિલ્લો છોડી ચાલ્યા પછી તુરત કલાઇવે એ કિલ્લો સમારવાનો આરંભ કર્યો. દોદળી ભીંતો તથા બુરજ સમરાવ્યાં, એટલા માટે કે શત્રુઓ ઘેરો ઘાલે તો કિલ્લો તુટે નહિ. માંહે જે કાળા લોક રહ્યા હતા તેમની બીક શમાવીને જે મિલકત રક્ષણાર્થે મૂકી હતી તે જાળવી. જે શત્રુઓનાં ટોળાં પોતાના આગલા કિલ્લાની આસપાસ ભમતાં હતાં તેમના ઉપર હુમલા કરી તેમને હરાવ્યા. આટલા બધા ખટરાગમાં તેણે કિલ્લો સમારવાનું કામ તડામાર ચલાવ્યું. કારણ કે તેને એવું લાગતું હતું કે શત્રુઓ કિલ્લાને ઝટ ઘેરો ઘાલશે. ઘણા દિવસ નહિ વીત્યા એટલામાં એ પ્રસંગ આવ્યો. ચંદા સાહેબ તે વેળા ત્રિચિનોપોલિમાં હતો તેને પોતાનું મુખ્ય શેહેર કલાઇવ સાહેબે હસ્તગત કર્યાના સમાચાર તુરત મળ્યા, તે ઉપરથી રાજા સાહેબ નામે નવાબનો પુત્ર હતો તેને ૧૬૦ ફ્રેંચ લોક સુદ્ધાં ૧૦૦૦૦ માણસના સૈન્ય સાથે તત્કાળ આર્કાટની વહારે મોકલ્યો.

ઇ. સ. ૧૭૫૧. આર્કાટ ઉપર કલાઇવનો હલ્લો. ૨૬ મી આગસ્ટ.

ચંદા સાહેબ આર્કાટ સૈન્ય મોકલેછે. ૨૩ મી સપ્ટેમ્બર.

આર્કાટના કિલ્લા ઉપર જે લોક હતા તેમાંના ઘણા મરણ પામ્યા. મા-

કિલ્લાના રખવાળોનું શૌર્ય.

ત્ર ૧૨૦ ગોરા તથા ૨૦૦ કાળા લોક ઉગર્યા હતા. પરંતુ તેઓ પૂરા છાતી ધડા હતા; શત્રુના હૂમલાનો ડર નહિ રાખતાં અંત લગી ધૈર્ય રાખી રહ્યા. વૈરીઓએ ૫૦ દિવસ પર્યંત ઘેરો રાખ્યો, ને તેમના પુષ્કળ સૈન્યે કિલ્લા ઉપર ઉપરા ઉપરી હૂમલા કરવા માંડયા; પ્રતિદિન કિલ્લામાં વધારે વધારે બાખાં થતાં ગયાં. કિલ્લામાં અન્ન ખૂટી પડવાથી તેમાંના થોડા પણ શૂરવીર જોદ્ધાઓને ભૂખ વેઠી દુશ્મન સામું લઢવું પડ્યું. ક્ષુધા, ભય, ને મૃત્યુએ તેમના સંપમાં વધારો કર્યો. દેશી લોકને ધન્ય છે કે પોતે ભૂખે મરતા હતા, તથાપિ પોતાના જુવાન સરદાર પાસે આવીને બધો ભાત ગોરા લોકને આપી દેવાની રજા માગીને બોલ્યા કે અમે ઓસામણથી ચલાવી લેઇશું. ઇંગ્રેજ લોકની વહારે મદ્રાસમાંથી કુમક મોકલવાની કોશિશ થઈ, પણ નિષ્ફળ ગઈ, તોપણ બીજા સહાય કરનારા પાસેજ હતા. મોરારીરાવ નામે એક સરદારે મરાઠા લોકનું સૈન્ય લેઈ કર્ણાટકની સરહદ ઉપર આર્કાટથી થોડે અંતરે પડાવ કર્યો હતો. ઇંગ્રેજને મદદ આપવી કે ફ્રાંસિસને આપવી એ વાતનો તેણે નિશ્ચય કર્યો ન હોતો, સબબ કે નવરો પડયો હતો. ઇંગ્રેજોએ આર્કાટના કિલ્લાનું બહાદુરીથી સંરક્ષણ કર્યું એ જોઇને તે ઉશ્કેરાયો; ને કલાઇવે મદદ માગી ત્યારે તેણે ઉત્તર આપ્યો કે ઇંગ્રેજ આપ બળથી લઢવા સમર્થ છો, તો તમારા પક્ષમાં આવવાની મારી બહુ ઇચ્છા છે.

સિપાઇઓનું અસ્વાર્થી પણું.

ઇ. સ. ૧૭૫૧.

મોરારીરાવ તરફથી વચન આપેલી મદદ.

રાજા સાહેબે આ વાત સાંભળી તેવારે તેને એવું લાગ્યું કે હવે દહાડા ભાંગવામાં સાર નથી, ને કિલ્લાના રખવાળોને છેલ છેલ્લું કહાવી મોકલ્યું કે તમે શરણે આવો. તેણે તેમને અપમાન પહોંચાડયું, લાંચ લાલચ બતાવી, તથા દમ દીધો, પરંતુ એ સર્વ ઉપાય અફળ ગયાથી તે છેલો વહેલો હૂમલો કરવાને તત્પર થયો. મુસલમાનનો મોટામાં મોટો તહેવાર જે મોહોરમનો તે દિવસે કિલ્લાપર હૂમલો કરવાનો તેણે ઠરાવ કર્યો. ભાંગની કેફમાં ઉન્મત્ત થયેલા, ને કતલની રાત્રે બનેલી ખેદકારક બિનાઓ સાંભરવાથી છરાયલા થયેલા એવા મુસલમાન સિપાઇઓને કિલ્લામાં બાખાં પડયાં હતાં ત્યાં આગળ હલ્લાં કરવાને તેણે આણ્યા.

હૂમલો. ૧૪ નવેમ્બર.

પરંતુ ક્લાઇવ સાહેબ કમર બાંધીને બેઠો હતો. તેણે હરેક ઠામે પરાજય કરી શત્રુને પાછા હઠાવ્યા. તેમનાં ચારસેં આદમી રણમાં પડ્યાં. તે લોકે બીજા દિવસના ત્રીજા પોહોરથી મધ્યરાત્રિ લગી રહી રહીને તોપો માર્યાં કરી. વહાણમાં જોઈએ તો જે મોટું દળ આટલા બધા દિવસ સુધી આર્કોટને ઘેરી બેઠું હતું તે જતું રહ્યું.

ક્લાઇવનો જય.

આ લડાઈ થઈ રહ્યા પછી તરત મદ્રાસથી કુમક આવી પહોંચી. કુમક આવી પહોંચતાં વારનેજ ક્લાઇવ પાછા જતા દુશ્મનોની પાછળ પડ્યો. તેણે રાજા સાહેબના સૈન્યને આર્ની આગળ પકડી પાડીને સંપૂર્ણ જય મેળવ્યો. આ પ્રસંગે ઇંગ્રેજને પુષ્કળ લાભ થયો. ફ્રેંચ લોકે કવાયત શીખવેલા ૬૦૦ દેશી સિપાઇઓ નાસી આવી તેમની નોકરીમાં રહ્યા, અને શત્રુનો સઘળો ખજાનો પણ હાથ આવ્યો. પછી ફ્રોર્ત સેંત દેવિદમાં ક્લાઇવ પાછો આવ્યો. વાટમાં કોંજેવેરમમાં મોટું દેવમંદિર ફ્રેંચના કબજામાં હતું તે તેણે હસ્તગત કર્યું.

આર્નીની લડાઇ, ને ક્લાઇવનું પાછું વળવું.

હવે ક્લાઇવનો મનોરથ પરિપૂર્ણ થયો. ત્રિચિનોપોલિને ઘેરો ઘાલવામાં જે લોક મંડેલા હતા તેમની સંખ્યા ઉત્તરોત્તર ઘટવા લાગી, તેમની સામગ્રી પણ આવી રહી, ને મહમદ અલ્લીને કર્ણાટકનો નવાબ ઘણું કરીને સર્વે માન્યો, ત્યાર પછી આસરે ત્રણ મહિને રાજા સાહેબ મોટું સૈન્ય લેઈ ફ્રોર્ત સેંત જ્યોર્જ ઉપર આવ્યો. આ સૈન્યમાં ૪૦૦ ફ્રેંચ લોક હતા. ક્લાઇવ મદ્રાસમાં પાછો આવ્યો હતો. રાજા સાહેબ સામો લડવા તે બહાર નીકળ્યો, પરંતુ રાજા સાહેબ લડવા ઊભો નહિ રહેતાં ચડીચોટ પાછો ફર્યાથી એવું ભાસે કે ક્લાઇવનું નામ સાંભળીનેજ તે ભય પામી નાઠો. ક્લાઇવે શત્રુના સૈન્ય પાછળ પડી કોવરેપાક આગળ સપડાવી તેનો પરાભવ કરી પુષ્કળ નાશ કર્યો. આ યુદ્ધ થયા પછી રાજા સાહેબનું સૈન્ય વેરાઈ ગયું, ને ફ્રેંચ પાછા પોંદિશરિ ગયા. ક્લાઇવ સાહેબે આ રીતે વિજય કરીને ફ્રોર્ત સેંત દેવિદ પાછા જતાં વાટમાં દુપ્લીનું ગામ તથા સ્તંભ જોયા તે વેળા તે બંન્ને તોડી પાડવાની તેણે આજ્ઞા કરી, તે એવા ડહાપણના વિચારથી કે જે લોક દંભ ને ઠાઠમાઠ વડે પૂરા પ્રેરાયછે તેઓના મ-

ક્લાઇવે રાજા સાહેબનો ફરી પરાભવ કર્યો. ઈસુ આદિ, ૧૭૫૨.

નમાં આપણાં સામર્થ્યની આ એંધાણી જોઈ ભીતિ ઉત્પન્ન થશે.*

આણી ગમ ત્રિચિનોપોલિને ઘેરો ઘાલેલો હતો તે અદ્યાપિ તેમનો તેમ હતો. ઇંગ્રેજ સરકારે આ પ્રસંગે એવું ધાર્યું કે ઘેરામાંથી એ શહેર છોડાવવાના પાકા ઉપાય હવે કરવા જોઇએ. ત્યાં કલાઇવને મોકલવાનો નિશ્ચય કરવામાં આવ્યો, પરંતુ એટલામાં તેનો જૂનો ઉપરી મેજર લારેન્સ ઇંગ્લાંડથી પાછો આવ્યો તેને તેની જગ્યા આપવી પડી, ને કલાઇવને તેના હાથ તળે ઠરાવી મોકલ્યો.

મદદસાર ત્રિચિનોપોલિમાં લશ્કર મોકલ્યું. ૧૭મી માર્ચ.

ઇંગ્રેજ ત્રિચિનોપોલિમાં આવ્યા ત્યાં તેમને જાણ થઈ કે મહમદ અલીની મદદે થોડા દિવસ થયાં માઈસોરથી ૧૪૦૦૦ માણસ, ૬૦૦૦ મરાઠા, ને તંજાવરથી કાંઈ સૈન્ય આવ્યું છે.

ઇંગ્રેજોને તેમના નવા મળતીઆ મલ્યા.

આ ભયાનક દળનો હલ્લો ઝીલવાની ઇચ્છા નહિ હોવાથી ફ્રાંસિસ ફોજ ત્રિચિનોપોલિની સમીપ સિરંગહામ કરી એક કોટ કિલ્લાબંધી દેવાલય તેજ નામના બેટ ઉપર હતું ત્યાં ગઈ. અહિં તેને ઇંગ્રેજે તથા તેમના પક્ષના સૈન્યે ઘેરી લીધી. પોંદિશરિમાં જે ફ્રેંચ હતા તેમણે પોતાના સ્વદેશીઓને સંકટમાંથી છોડાવવાને અનેક ઉપાય કરયા, પરંતુ તે સર્વ કલાઇવના પરિશ્રમી જાગૃતપણા આગળ અફળ ગયા, તેથી ઘેરાયલા ફ્રેંચ લોક થોડા દિવસ શૌર્યથી લઢયા પછી શરણ થયા.

સિરંગહામ. ફ્રેંચ શરણે ગયા.

એ દરમિયાન ચંદા સાહેબનું સૈન્ય તેને તજી જતું રહ્યું; તેના બેલી ફ્રેંચની ફોજનાં હથિયાર હેઠાં પડયાં પછી તે તંજાવરથી આવેલા સૈન્યના અધિપતિને શરણ થયો. તે અધિપતિએ તેને અભય વચન આપ્યું હતું, પરંતુ પાછળથી તેણે પોતાનાં વચન ઉપર જાણી જોઈને પાણી ફેરવી બાપડા અનાથ કેદીનો શિરચ્છેદ કર્યો; અને અમે કહેવાને દિલગીર છીએ કે એવું નહિ કરવાને તેને ઇંગ્રેજી સેનાપતિએ જરાએ શીખામણ દીધી નહિ.

ઇ. સ. ૧૭૫૨.

ચંદા સાહેબનું ખૂન.

---

* આ વિચાર હમેશ ખરો છે એવું ન સમજવું. ઇમારતો અને શેહેરો તોડવાં એ જંગલીપણું છે. ગૂ૦ ભાષાંતર કર્ત્તા.

ત્રિચિનોપોલિ શહેરમાં ગયાં બે વર્ષથી નિરંતર લઢાઈ ચાલતી હતી તે હવે ઇંગ્રેજને સ્વાધીન થયું, ને તેમણે પોતાના મિત્રને નામે તેનો કબજો રાખ્યો. એ નગરના રક્ષણાર્થે જોઇએ તેટલું ગારિસન મૂકીને જનરલ લારેન્સ કિલ્લે સેંત દેવિદ પાછો ગયો. પાછા ફર્યાની પૂર્વે ગિજિનો જોરાવર કિલ્લો હસ્તગત કરી તે ભાગમાં મહમદ અલીની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે શ્રમ સફળ થયો નહિ. પછી તરત કિલ્લે સેંત દેવિદ તથા પોંદિશરિ વચ્ચે બાહૂર ગામ પાસે તેને ફ્રેંચ સૈન્ય સામું મળવાથી લઢાઈ થઈ તેમાં લારેન્સને વિજય મળ્યો.

ત્રિચિનોપોલિ ઇંગ્રેજ લોકના કબજામાં આવ્યું.

બાહૂર આગળ લઢાઇ. આગસ્ટ.

વચમાં કલાઇવને મદ્રાસ પાસે કોવેલાંગ તથા ચિંગલપટ નામે કિલ્લા હસ્તગત કરવાને મોકલ્યો હતો. એની સાથે મોકલેલા સૈન્યમાં ઘણાખરા સિપાઈ ઇંગ્લાંડથી નવા આવેલા શીખાઉ હતા; તેની સાથે આવાં કાચાં માણસ છતાં તેને જે કામ કરવા મોકલ્યો હતો તે તેણે સિદ્ધ કર્યું, તેથી તેને પોતાની શૂરવીરતા તથા ચતુરાઈ દર્શાવી આપવાનો આ અવસર મળ્યો. તેની પ્રકૃતિ કેટલાક દિવસ થયાં બગડતી ચાલી હતી તે સુધારવા માટે થોડા દિવસ પછી તે સ્વદેશ ગયો.

કલાઇવ સાહેબ કોવેલાંગ તથા ચિંગલપટ હસ્તગત કરેછે.

સપ્તેંબર ને અક્ટોબર.

કલાઇવ ઇંગ્લાંડ જાયછે.

કલાઇવ આઠ વર્ષ ઉપર કારોમાંડલ કાંઠે આવ્યો હતો તે વેળા જે સ્થિતિમાં તેણે તે દેશ જોયો હતો તે સ્થિતિ હવણાં પલટાઈ ગઈ હતી; તે સમયે ફ્રેંચ લોકની સત્તા નિરંતર વધતી જતી; હવણાં સત્વર ઘટતી ચાલી હતી; તે વેળા ડુપ્લીના મનોરથ ઉત્તરોત્તર સિદ્ધ થતા; હાલ તે સર્વ કેવળ ભંગ થયા હતા. તેવારે ઇંગ્રેજ લોક માત્ર વેપારનાં ભરતિયાં અને રોકડ મેળ અને ખાતાવહી લખવામાં ગૂંથાયલા હતા; હવણાં તેઓ કર્ણાટકના ધણી થઈ પડયા હતા. તેઓ રણસંગ્રામમાં હિંમત અને આપત્તિ કાળમાં ધૈર્ય રાખી એવું દર્શાવી આપતા જતા કે જે મોટી રાજસત્તા તેમને થોડા કાળ પછી પ્રાપ્ત થવાની છે તેનો ઉપભોગ લેવાને તેઓ યોગ્ય છે.

કર્ણાટકમાં ઇંગ્રેજોની સ્થિતિ.

---

# પ્રકરણ ૬ ઠું.

## અંધારી કોટડી અને શીઘ્રમતિદાન.

ઈસ્વી સન ૧૭૫૩ થી ૧૭૫૭ સુધી.

લઢાઈનું જારી રહેવું-ફ્રેંચ તથા ઇંગ્રેજ વચ્ચે થોડા દિવસની સંધિ-કલાઇવનું પાછું આવવું-ઘેરિઆ કિલ્લાનો નાશ કર્યો-સુરાજ ઉદવલા-કલકત્તા લીધું-અંધારી કોટડી-વેર લેનારનું આવવું-કલકત્તા પાછું લીધું-નવાબના સૈન્યનો પરાભવ થયો-નવાબ સાથે સલાહ-ચંદ્રનગર લીધું-સુરાજ ઉદવલાની કઢંગી વર્ત્તણુક-તેનાં વિરૂદ્ધ તરકટ-મીરજાફર-ઇંગ્રેજ લોક એ પ્રપંચમાં ભળેછે-અમીચંદ બધો ખેલ ધૂળ મેળવવા બેઠો-અમીચંદનો લોભ અને ખંદાઈ-તેને શરમભરેલી રીતે છેતરવું-ઇંગ્રેજ લોક મુર્શીદાબાદ તરફ કુચ કરેછે-પ્લાસીની લઢાઈ-ઇંગ્રેજ લોકનો જય-તેઓ રાજધાનીમાં પહોંચેછે-મીરજાફરને નવાબ ઠરાવેછે-અમીચંદની આશાભંગ ને મૃત્યુ-સુરાજ ઉદવલાનું ખૂન.

કલાઇવના ઇંગ્લાંડ જવા પછી લઢાઈ જારી હતી, પરંતુ ઇંગ્રેજ કે ફ્રેંચ એમાંથી કોઇએ લઢાઇનું કામ તડામાર ચલાવ્યું નહિ. ત્રિચિનોપોલિ ઇંગ્રેજને સ્વાધીન હતું, પરંતુ તેના કબજા વિષે તેમની અને તેમના ભાઇબંધો વચ્ચે નિરંતર કલહ ઉભો થતો, ને તેનો પરિણામ એ થયો કે ઘણા દેશી રાજાઓ ઇંગ્રેજનો પક્ષ છોડી ફ્રેંચને મળી ગયા.

પછી થોડે દિવસે ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે સમાધાન થયું, ડુપ્લીએ સર્વ કર્યું હતું તે ફ્રેંચ સરકારને પસંદ નહિ પડવાથી તેને તેના જય કીર્ત્તિ તથા પરાભવના સ્થળેથી પાછો બોલાવી લીધો. તે સ્વદેશ ગયો ત્યાં સરકારે તેને પીડા કરી, તેથી ભારે અપ્રતિષ્ઠા સહિત મરણ પામ્યો.

ઇ. સ. ૧૭૫૪.

ઇંગ્રેજ સાથે સંધિ કરવાને ગોધ્યુ નામે અમલદારને મોકલ્યો તે અગાઉ હિંદુસ્તાનમાં આવેલો નહિ, ને ઇંગ્રેજ તરફના અમલદારો આ દેશમાં રહેલા, તેથી ફલાણી ફલાણી બાબત આપણા અર્થની છે એવું તેઓ સમજતા એ કારણથી કોલકરાર ઇંગ્રેજને અનુકૂળ થયા.

ફ્રેં૦ સાથે કોલ-કરાર.

ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે યૂરોપ તથા હિંદુસ્તાનમાં સલાહ હતી, તથાપિ ઇંગ્લાંડની સરકાર આગળથી ચેતી હતી કે થોડા દિવસમાં લઢાઈ સળગ્યા વિના રહેવાની નથી. એ માટે તેમને એવું લાગ્યું કે હિંદુસ્તાનમાં આપણા તાબામાં જે સ્થળો છે તેઓના સંરક્ષણ વિષે વિરોધ ઉત્પન્ન થયા પહેલાં કાંઈ ઘટતી ગોઠવણ કરવી જોઈએ. તેમણે એવું વિચાર્યું કે સંકટના સમયને યોગ્યમાં યોગ્ય પુરૂષ કલાઈવ છે, માટે તેને હિંદુસ્તાનમાં મોકલવો. આ નિશ્ચય થયા પછી તેને ફોર્ત સેંત દેવિદનો ગવર્નર ઠરાવ્યો; ને રાજાએ પોતાની ફોજમાં તેને લેફ્ટેનન્ટ કર્નલની સનદ આપી.

કલાઇવ હિંદુસ્તાન પાછો આવેછે. અક્ટોબર, ૧૭૫૫.

હિંદુસ્તાનમાં તે પાછો આવ્યો ત્યાર કેડે તેણે પહેલ વહેલું કામ એ કર્યું કે પશ્ચિમના સમુદ્ર ઉપર મરાઠા લોક ચોરિયાં વહાણ ફેરવી પુષ્કળ વર્ષથી ઉપદ્રવ કરતા હતા તેમનો તેણે નાશ કર્યો; તેમનો મુખ્ય કિલ્લો ઘેરિઆ કરીને હતો તે ઉપર જળ તથા સ્થળ વાટે હુમલો કરી તે તોડવામાં આવ્યો. આ કારણથી તેમનું બળ છેક્રાછેક ભાગ્યું.

ઘેરિઆનો નાશ. ૧૩ મી ફેબ્રુઆરિ, ૧૭૫૬.

પરંતુ આ કરતાં વિશેષ મોટાં કામ તેને કરવાનાં હતાં. તે ફોર્ત સેંત દેવિદમાં આવી પહોંચ્યો, ત્યાર પછી થોડે દહાડે જીવને વીંણાચૂંટા થાય એવા સમાચાર બંગાળેથી મળ્યા. તે એવા કે ત્યાંના નવાબે કલકત્તા લીધું, ને કેદ કરેલા ઇંગ્રેજોને બહુજ માઠી રીતે માર્યા; અને એથી ઇંગ્રેજના નામને હીણપત આવ્યું. આ સમાચાર સાંભળી દક્ષિણમાં જે ઇંગ્રેજો હતા તેમના મનમાં વેર લેવાનીજ વાત વસી રહી.

કલકત્તેથી ખેદકારક ખબરો.

હિંદુસ્તાનની ઇશાન દિશાએ બંગાળા, બહાર, તથા ઓરિસા પ્રાંત છે ત્યાં અલિવર્દિખાન કરીને બળીઓ હાકેમ રાજ્ય કરતો હતો. તે પ્રથમ બીજા નવાબ તથા રાજાઓની પેઠે દિલ્લીના પાદશાહનો તાબેદાર હતો. પરંતુ હવણાં કેવળ સ્વતંત્ર થયો હતો, સ્વતંત્ર એટલું નામ માત્ર ધારણ કર્યું નહોતું. તે ઇસ્વીસન ૧૭૫૬માં મરણ પામ્યો.

બંગાળાનો નવાબ અલિવર્દિખાન.

ઇ. સ. ૧૭૫૬.

અલિવર્દિખાન પછી તેનો પૌત્ર સુરાજ ઉદવલા ગાદીએ બેઠો. તે અ-

તિ ઘાતકી ને આપસ્વાર્થી હતો. તરૂણાવસ્થામાં હતો ત્યારથી તે ઇંગ્રેજ ઉપર પૂરો દ્વેષ રાખતો હતો, ને ગાદીએ બેઠા પછી ઉઘાડે છોગે અંટસ બતાવવા લાગ્યો. ફ્રેંચ સાથે લઢાઈ ઊઠવાનો ડર હોવાને લીધે કલકત્તામાં ઇંગ્રેજ વેપારીઓ હતા તેમણે ફોર્ત વિલ્યમ નામે કિલ્લાના કોટને સમરાવવા માંડયો. તે જોઇને નવાબ રોષે ભરાયો, ને તેણે ચણવાનું કામ બંધ રાખવાની આજ્ઞા કરી, પણ ઇંગ્રેજોએ જરાએ ગણકારી નહિં. આ અપમાનથી તથા કલકત્તામાં તેની રૈયતમાંનો કોઈ આદમી નાસી જઇ ભરાઈ રહ્યો હતો તેને મોકલવાની ના કહ્યા ઉપરથી ખીજવાઇને તેણે સૈન્ય ભેગું કર્યું ને કલકત્તા ઉપર કુચ કરી.

સુરાજ ઉદ્દૌલાની ચાલ ચલગત.

ઘેરો ખમવાને કલકત્તાનો કિલ્લો યથાસ્થિત તૈયાર થયો નહોતો. કિલ્લાની ભીતો જૂની હતી, ને તેના સંરક્ષણ અર્થે થોડાં માણસ હોઇને તેમનાં હથિયાર સારાં નહોતાં. આટલું છતાં તેમણે કિલ્લાનું રક્ષણ ત્રણ દિવસ લગી કર્યું. પરંતુ તેમને લાગ્યું કે શત્રુને આપણે બર આવી શકાય એવું નથી, અને જેવારે કિલ્લા ઉપર હલ્લો થવાનો સમય સમીપ આવ્યો, તેવારે તેઓ હામ હારી ગયા. ગવર્નર, સેનાપતિ, અને બીજા ઘણા માણસ નાસીગયા ને નદીએ જઈ નાવમાં બેસી તેમણે પોતાના પ્રાણ ઉગાર્યા. તોએ કિલ્લામાં ૧૯૦ માણસ હતાં તેમણે હોલવેલ નામે એક પુરૂષ જે લશ્કરી કામથી બિનવાકેફગાર હતો તેને મુખ્ય ઠરાવ્યો. ત્રીજે દિવસે તે કિલ્લો નવાબે લીધો, ને તરતજ નવાબના જંગલા સિપાઈ અંદર ફરી વળ્યા. તે બધા લૂટવાને બહુ આતુર હતા. નવાબ પણ તરત તે સ્થળ આવ્યો. તેણે કિલ્લામાં પકડાયલા ઇંગ્રેજોને પોતાની સમક્ષ બોલાવ્યા. કિલ્લામાં પુષ્કળ દ્રવ્ય છે એવું નવાબના મનમાં હતું, તેથી બંદીવાનોને ફરી ફરી તે પૂછવા લાગ્યો કે ખજાનો ક્યાં છે. તથાપિ તેણે તેમની બાંહ્યધરા રાખીને તેમને વચન આપ્યું કે તમારા જીવની હાનિ થવાની નથી, એ વિષે કાંઈ ઉચ્ચાટ કરશો નહિ. પછી તેણે તેમને પહેરેદારના કબજામાં સોંપ્યા. ગુનેગારોને પૂરવાની એક અંધારી કોટડી કિલ્લામાં હતી તેમાં પહેરેદારો તેમને લેઇ ગયા. બધા થઇને ૧૪૬ બંદીવાન હતા. તે કોટડી લંબાઈ પોહોળાઈમાં ૧૦ ચોરસ ગજ હતી. તમારા જીવની હાનિ થનાર નથી એવું નવાબે વચન આપેલું તે ઉપરથી બિચારાઓને

કલકત્તાને ઘેરો ઘાલ્યો ને તે સર કર્યું. જુન ૧૮ મીથી તે ૨૦ મી સુધી.

ઇ. સ. ૧૭૫૬.

એવું નલાગ્યું કે આપણને અહિં રૂંધી મારશે, પરંતુ તેમની ભ્રાંતિ ઝટ દૂર થઈ. તે બધાને પેલી નાની કોટડીમાં ધકેલી ઘાલ્યા ને કોટડીનું દ્વાર બંધ કરી તાળું વાસ્યું. સૌ બંદીવાનોને આખી રાત્રી એમાં કાઢવાની હતી. તેમણે નિરાશ થઇને કષ્ટમાંથી છૂટવાને સત્રળા ઉપાય કર્યાં. તેઓએ તરફડીયાં માર્યાં, કાલાવાલા કર્યાં, બૂમો પાડી, ને લાંચ આપવાનું કહ્યું. પરંતુ તેમના પોકાર ઉપર પહેરેદારોએ લક્ષ ન દેતાં હાથમાં કાકડા લેઇને જાળીની અંદર તેઓ જોવા લાગ્યા અને આવી વેદનામાં છતાં તેમની હાંસી કરી. ઇંગ્રેજોએ તેમને વિનતિ કરી કે અમારી આ અવસ્થા થઇ છે એવાત નવાબને જણાવો. પહેરેદારોએ ઉત્તર દીધો કે નવાબ સાહેબ પોઢેલાછે, એમને હવણાં જગાડાય નહિ. ભર ઊનાળાના દિવસ ચાલતા હતા ને માર મારનો તાપ પડતો, તેથી તેમને અતિશય તૃષા લાગી. તેમણે કાલાવાલા કરી પાણી માગ્યું. પહેરેગીરોએ પાણી આણ્યું, પણ તે પીવાને એટલી હડસેલા હડસેલી થઇ કે તે ઢોળાઈ ગયું, ને સિપાઇઓ બીજું લાવ્યા નહિ.

અંધારી કોટડી. ૨૦ મી જુન.

જેમ જેમ રાત્રી જતી ગઈ તેમ તેમ તેમના કષ્ટમાં વધારો થતો ગયો. કાલાવાલા, સમ સગરા, ને પ્રાર્થનાના શબ્દ કોટડીમાં ગાજી રહ્યા. તેઓ એક બીજાને નિરાશામાં ચગદવા અને પરસ્પર લઢા લઢી કરવા લાગ્યા. પરંતુ ધીમે ધીમે આ બધા ધમ પછાડા શમી ગયા. તાપ ને તરસને લીધે બાપડા દુઃખીઆ એક પછી એક મરી ગયા. પ્રભાતે બારણું ઊઘાડ્યું ત્યારે માત્ર ત્રેવીસના ખોળીઆંમાં જીવ હતો, પરંતુ તેમનામાં હાલવા ચાલવા જેટલું સામર્થ્ય રહ્યું ન હોતું. આ ઘોર કૃત્યની ખબર નવાબને ન હોતી, પરંતુ જ્યારે જાણ થઇ ત્યારે તેણે મારનારા ઉપર કાંઈ રોષ, કે મરનારાને માટે કાંઈ દયાનાં ચિન્હ દર્શાવ્યાં નહિ. પછી તરત તે પોતાના મહત્ કાર્યની ફુલ મારતો ને વિજયની વડાઇ માનતો પોતાની રાજધાનીમાં પાછો આવ્યો.

બંદીવાનનાં કષ્ટ.

નવાબ જીત મેળવીને તેની રાજધાનીએ પાછો જાયછે.

પરંતુ વેર લેવાને ઇંગ્રેજો તરત તત્પર થયા. આ શોકકારક સમાચાર મદ્રાસ પહોંચાડવામાં આવ્યા હતા ત્યાં તત્કાળ એક સૈન્ય ઊભું કરવામાં આવ્યું, ને તેને નૌકાપતિ વાટ્સનનાં વહા-

વેર લેનારનું આવવું.

ણો બંદરમાં હતાં તેઓમાં અક્ટોબર માસની તા૦ ૧૬ મીએ ચઢાવ્યું. ક્લાઇવને સ્થળ ઉપરના સૈન્યનું આધિપત્ય આપ્યું. જવાની તૈયારી ખુબ ઉતાવળે કરવામાં આવી હતી, પરંતુ સામા પવનને લીધે ડીસેંબર માસ લગી બંગાળે પહોંચ્યું નહિ. ક્લાઇવ સાહેબ બંગાળે આવી પહોંચતાંજ આગળ ચાલવા લાગ્યો. તેણે માર્ગમાં જતાં જતાં ઘણા કિલ્લા લીધા ; નવાબના સૈન્યને હરાવ્યું ; કલકત્તા ફરી હસ્તગત કર્યું, અને હુગલી શહેર તથા કિલ્લો લીધાં. આ વાત સાંભળીને સુરાજ ઉદ્દવલા પહેલાંના કરતાં મોટું દળ લઇને તેની સામે લઢવા આવ્યો. પરંતુ ક્લાઇવે તેનો પણ પરાભવ કર્યો, અને ભારે હાનિ કરી તેને પાછું મારી કાઢ્યું.

કલકત્તા પાછું લીધું. ૨જી જાન્યુઆરિ, ૧૭૫૭.

આવા સપાટાથી નવાબને અત્યંત ડર લાગ્યો ને તેણે સંધિ કરવાની મોટી ઉલટથી વિનતિ કરી. ક્લાઇવને નવાબનું માગવું માન્ય રાખવાની વાત સમૂળગી ગમતી નહિ છતાં તે સ્વીકારવી પડી, કારણ કે ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે લઢાઈ ઉત્પન્ન થઈ હતી. એ સમયે તે નવાબની સામે લઢાઈમાં રોકાયો હોત તો ઇંગ્રેજ ઉપર હલ્લો કરવાનું ફ્રેંચને સુલભ પડત, માટે ધાર્યું કે એકલા ફ્રેંચ ઉપર લક્ષ આપવાનું બને તો ઠીક થાય. નવાબ તથા ઇંગ્રેજ વચ્ચે સંધિ થઈ, તેમાં એવું ઠર્યું કે બંગાળામાં ઇંગ્રેજનાં જે થાણાં હતાં તે સર્વ તેમને સ્વાધીન કરવાં, નવાબના રાજ્યમાં તેમના માલ ઉપર જે દાણ લેવાતું તે લેવું બંધ કરવું, અને કલકત્તામાંનો કિલ્લો બનાવવાની છૂટી આપવી.

નવાબ સાથે સલાહ કરી. ૯ મી ફેબ્રુઆરિ.

ઇ. સ. ૧૭૫૭.

પછી ક્લાઇવે ફ્રેંચ લોક ભણી ચિત્ત દોડાવ્યું. કલકત્તાથી થોડે છેટે ઉત્તરમાં ચંદ્રનગર કરીને ફ્રેંચ લોકનું મોટું થાણું હતું. એ થાણા ઉપર હૂમલો કરવાનો નિશ્ચય કરી તે વિષે ક્લાઇવે નવાબની પરવાનગી માગી. નવાબે બહુ સંકલ્પ વિકલ્પ કરીને અંતે પરવાનગી આપી. પછી જળના તથા સ્થળના સૈન્યે નદીને ઉપલે પાસે જઈ ચંદ્રનગર હસ્તગત કર્યું. આ પ્રસંગે ફ્રેંચ લોક થોડીવાર પણ બહુ હઠથી લઢ્યા.

ચંદ્રનગર જીતી લીધું ૨૩મી માર્ચ.

ઇંગ્રેજ બંગાળામાં અત્યાર સુધી જેટલા પ્રબળ હતા તે કરતાં અધિક

પ્રબળ આ જય મળવાથી થયા એ જોઇને નવાબ નારાજી થયો. તેને એવું લાગ્યું કે જે આપણા નવા સ્નેહી થયાછે તેમનાથી આપણને મોટી વિપત્તિ ઉત્પન્ન થશે; અને જ્યાંલગી એ લોક આપણા દેશમાં છે ત્યાંલગી આપણે નિર્ભય છીએ એમ ધરાય નહિ. તેને ઇંગ્રેજનો મોટો ડર હતો. તેણે એવો નિશ્ચય કર્યો કે સારી તક જોઇને આપણે હાથે કરીને જે સંધિ કરીછે તે તોડવી ને તે લોકને અહિંથી વેગળા કાઢવા. આવા વિચારથી તેની વર્ત્તણુક કઢંગી થવા લાગી. તે એક દિવસ ઇંગ્રેજ સાથે પરમ મૈત્રી ભાવ બતાવે, બીજે દિવસ દક્ષિણ હિંદુસ્તાનમાં ફ્રેંચનો સરદાર હતો તેના ઉપર પત્ર લખી ઇંગ્રેજ સામે લઢવામાં તેમની સહાય માગે; આજે ક્લાઇવ સાહેબના પત્રોનો તિરસ્કાર કરે, ને કાલે અતિશય આર્જવ ભરેલા ઉત્તર લખે; ત્યાં વાટ્સન નામે રેસિડેંટ હતો તેને એક દહાડો ગાળો દે ને બીક બતાવે કે ભૂંડે હવાલે મારી નાંખીશ, ને બીજે દહાડે દરબારમાં આમંત્રણ કરી પૂર્ણ આદર-સત્કાર સહિત શિરપાવ આપે. તેની આવી વર્ત્તણુકને લીધે, અને તે પ્રજાને નિરંતર ઉપદ્રવ કરતો તેને લીધે સઘળી વર્ણના લોક કાયર કાયર થઇ ગયા હતા. તેના મુખ્ય કારભારીઓએ તેને પદભ્રષ્ટ કરી મીરજાફર જે સેનાધિપતિ હતો તેને નવાબ ઠરાવવાનો પ્રપંચ રચ્યો. આ મનસુબો ક્લાઇવને તથા કલકત્તાની મંત્રી સભાને નિવેદન કરવામાં આવ્યો. આ ભાંજગડમાં ભળવાને મંત્રીસભાનું જરાએ મન નહોતું. પરંતુ ક્લાઇવે તેમની બીક સમાવીને મીરજાફરને સહાય આપવાની તથા તેની સાથે પત્રવ્યવહાર ચાલુ કરવાની વાત મંત્રી સભાને ગળે ઉતારી.

નવાબનું રીઢિયાપણું અને કઢંગીપણું.

નવાબના સામું તરકટ.

ઇંગ્રેજો તે તરકટમાં સામિલ થયા.

જે સંતલસમાં હવણાં ઇંગ્રેજ સામિલ થયા હતા તે નિર્વિઘ્ન ચાલી હતી. પરંતુ ધારેલું કામ સિદ્ધ થવાનો અવસર સમીપ આવ્યો તેવામાં અમીચંદ કરીને કાબુવાળો હિંદુ શાહુકાર બધો ખેલ ધૂળ મેળવવા બેઠો. ઘર મૂળથી અમીચંદ આ પ્રપંચમાં હતો તેના ઉપર નવાબનો પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તેણે એવું વિચાર્યું કે આ અવસરે મારે મારૂં કામ સાધી લેવું જોઇએ. તે સ્વભાવે લોભી હતો, તેથી તેણે ક્લાઇવને જણાવ્યું

અમીચંદનું દંગાબોરહ્યુ કૃત.

કે હું આ વાત છાની રાખું તેના બદલામાં મને ત્રીસ લાખ રૂપિઆનું ખત કરી આપો, નહિંતો હું બધી બિના નવાબને જાહેર કરીશ.

અમીચંદને કલાઇવે શરમ ભરેલી રીતે છેતર્યો.

કલકત્તાની મંત્રીસભા હરભડી ગઈ, પરંતુ બંધા કૃપણ માણસ સાથે કલાઇવે પોતાના દાવ પેચ લઢાવી મંત્રી સભાને બે ખત તૈયાર કરવાને સમજાવી. ખરૂં ખત ધોળા કાગળ ઉપર કરાવ્યું તેમાં અમીચંદનું નામ લખ્યું નહિ, ને બીજું ખોટું ખત લાલ કાગળ ઉપર હતું તેમાં અમીચંદે જેટલું માગેલું તેટલું બધું આપવાનું લખ્યું. ખતઉપર સર્વે સહીઓ કરી, પણ નૌકાધિપતિ વાટ્સને એ કપટના લેખમાં સહી કરવાની ચોખ્ખી ના કહી. તથાપિ કલાઇવે નિશ્ચય કર્યો કે આરંભેલું કાવતરૂં કોઈ પ્રકારે પાર પાડવું જોઈએ. એ છેતરવાના ખત ઉપર વાટ્સનની ખોટી સહી પોતાને હાથે કરી મોટા ગુનાનું કામ કલાઇવે કર્યું. લાલ કાગળવાળું જૂઠું ખત અમીચંદને બતાવી તેનો લોભ તૃપ્ત કરી તેને ટાઢો પાડ્યો. ધોળા કાગળ ઉપર થયેલો કરાર માત્ર ખરો એવું અમીચંદ વિના બાકીના બધા ખટપટ કરનારા જાણતા હતા.

કલાઇવનું મુર્શીદાબાદ તરફ જવું.

આણીગમ નવાબને ભૂલ થાપ દેવાને કલાઇવે સ્નેહપૂર્વક પત્ર લખી જણાવ્યું કે તમારા મનમાં અમારા વિષે વહેમ ઉત્પન્ન થયો હોય એમ દીસેછે, પરંતુ તમારે કાંઈ શંકા આણવી નહિ. પણ તેજ વેળા રેસિડેંટ વાટ્સને લખી મોકલ્યું કે ઝટપટ બંડની તૈયારી કરાવો. મીરજાફર ઢચુપચુ કરવા લાગ્યાથી કલાઇવને ચિંતા બહુ થવા લાગી, તેથી તેણે એવો નિશ્ચય કર્યો કે હવે તાબ્બા કામ કરવું, વિલંબ કરવામાં સાર નથી.

લઢાઇનું કહેણ મોકલ્યું.

કલાઇવે સુરાજ ઉદવલાને લખ્યું કે તમે ફ્રેંચની સહાય માગતા હતા એ બેઈમાનીનું કામ કર્યું, માટે અમે તમારી રાજધાનીમાં આવવા સારૂ નીકળી ચૂકયા છીએ. ત્યાં આવીને તમારા દરબારમાંના મુખ્ય માણસોને એ વાત નિવેદન કરીને તેમનો મત પૂછીશું. આ લખાણ, વાસ્તવિક જોઈએ તો, વિગ્રહનું કહેણ હતું. નવાબે તેને તેવુંજ માની લઢવાને સૈન્ય સાથે કુમક કરી.

કલાઇવ ચંદ્રનગરથી નીકળી ચૂકયો હતો. તેની સાથે ૯૦૦ ઈંગ્રેજ, અને

૨૧૦૦ દેશી જોદ્ધા હતા તથા આઠ તોપો હતી. આટલા થોડા સૈન્ય સહિત તે વૈરી સામે ચાલ્યો. જેમ જેમ તે શત્રુની સમીપ આવતો ગયો તેમ તેમ તેના મનને ઢચુપચુ થવા લાગ્યું. તેને મીરજાફર ભણીથી હલણાંના કાંઈ વર્તમાન મળ્યાં નહોતાં; અને તેની સ્થિતિ મોટાં સંકટ ભરેલી હતી. તેની પાસે બહુ થોડી સેના હતી, ને આસપાસનો પ્રદેશ શત્રુનો હતો. શત્રુનું દળ ઘણું મોટું હતું. તેને એવું લાગ્યું કે આ પ્રસંગે શત્રુને જીતાશે નહિ, તો ઇંગ્લાંડની સત્તા ઉપર એકલા બંગાળામાં નહિ, પણ આખા હિંદુસ્તાનમાં છેકાછેક પાણી ફરી વળશે. તેણે એક નદીના થડમાં પડાવ કર્યો હતો. એ નદી ઊતરી પેલે પાર ગયો તો વળતી પાછા હઠાય તેવું નહતું. એથી તેણે પોતાના મુખ્ય અમલદારોની સભા ભરીને તેમનો અભિપ્રાય પૂછ્યો કે આપણે નદી ઊતરી યુદ્ધ કરવું કે અહિંજ બેશી રહેવું ઠીક છે?

ઇંગ્રેજી લશ્કરની સંખ્યા ને સ્થિતિ.

ક્લાઇવ સુદ્ધાં ઘણાના અભિપ્રાયમાં એમ આવ્યું કે એકાએક યુદ્ધ કરવું નહિ. સભા ઊઠયા કેડે ક્લાઇવે એક આંબાવાડીમાં એકાંત બેશી સ્થિર ચિત્તે બે ઘડી વિચાર કર્યો. એવામાં તેનો એવો નિશ્ચય થયો કે જે બને તે ખરી પણ યુદ્ધ કરવું. તેનું પુરુષાર્થ હવે પાછું આવ્યું. છાવણીમાં પાછો આવી સૈન્યને સંભળાવી દીધું કે કાલે સવારે દુશ્મન ઉપર કુચ કરવા નિર્ધાર્યુંછે, માટે સર્વેએ તૈયાર થઈ રહેવું.

ક્લાઇવ પોતાની હિંમત પાછી મેળવે છે.

શત્રુના સૈન્યે પ્લાસી કરીને એક ગામ પાસે પડાવ કર્યો હતો ત્યાં ક્લાઇવ સાહેબ એક દિવસમાં આવી પહોંચ્યો. તે સૈન્ય બહુ મોટું હોઇને તેમાં ઓછામાં ઓછું ૩૫૦૦૦ માણસ હતું, એમાંથી પંદર હજાર સ્વાર હતા. તેમની પાસે ૪૦ તોપો હતી તેનો અધિકારી ફ્રેંચ હતો. ક્લાઇવે પોતાના નાના સૈન્ય સાથે શત્રુથી આસરે ગાઉ સવા ગાઉ ઉપર પડાવ નાંખ્યો. આખી રાત શત્રુના દળમાં તનુડાં, રણશીંગાં, ઝાંઝો આદિ વાજિત્રનો નાદ અને તેના પુષ્કળ લોકનો કળાહોર થતો હતો તે ઇંગ્રેજની છાવણીમાં સંભળાતો.

ઇ. સ. ૧૭૫૭ પ્લાસી આગળ પડાવ.

પ્રાતઃકાળે યુદ્ધનો આરંભ થયો. પ્રથમ નવાબના સૈન્યમાંથી તોપો છૂટવા માંડી. તેના મારથી ઇંગ્રેજી સૈન્યમાં કાંઈ ઝાઝી હાનિ થઇ નહિ, કારણ કે તે લોક જે આંબાવાડીઓમાં ઊતર્યા હતા તેની આસપાસ માટીના ઊંચા ટીંબાં હતાં. ઇંગ્રેજ પાસે તોપો થોડી હતી. પરંતુ તેઓ તાકીને ગોળી મારતા હતા તેથી શત્રુના દળમાં વધારે માણસનો નાશ થયો.

પ્લાસીની લઢા. ઇ. ૨૩ મી જુન, ૧૭૫૭.

બપોર થતાં લગી તોપો છૂટયાં કરી. મધ્યાન્હ પછી વરસાદનું એક જબરૂં ઝાપટું પડવાથી નવાબના સૈન્યમાં દારૂ ગોળાનો બગાડ થયો. વરસાદ રહી ગયા કેડે બે વાગતા સુધી તોપોના બહાર જારી રહ્યા, એવામાં ઇંગ્રેજને ખુશીના સમાચાર મળ્યા કે શત્રુ પાછા ફર્યા. નવાબના મુખ્ય સરદારોમાંના એકને તોપનો ગોળો વાગવાથી મરણ પામ્યો, તેથી કરીને નવાબને અતિશય ડર લાગ્યો ને તેના કારભારીઓએ છળ ભેદથી તેને અવળી સલાહ આપી તે તેણે સ્વીકારી, અને સૈન્યને પાછું ફરવાની આજ્ઞા કરી. નવાબનું સૈન્ય થોડી વાર લગી વ્યવસ્થા પૂર્વક પાછું ચાલ્યું.

શત્રુઓનું પાછા ફરવું.

પછી ક્લાઇવે આંબાવાડીઓમાંથી નીકળીને જે એક નાના તળાવ ઉપર ફ્રેંચ લોક આખો દહાડો રહ્યા હતા તે સ્થળ લીધું. એ ઉપરથી તોપો મારવાનો તેને ઠીક લાગ મળ્યો. પછી તેણે ઝપાટા બંધ આગળ વધી બંદૂક મોરચાબંધ છાવણીમાં દુશ્મન જતા હતા તે ઉપર હૂમલો કર્યો, ને તેમાં તેને પરિપૂર્ણ જય મળ્યો. નવાબના અજાણ ને અનાડી સૈન્યમાં ભંગાણ પડયું, ને તે ચારે ગમ વેરાઈ ગયું.

ઇંગ્રેજોની જીત.

આ પ્રકારે ક્લાઇવને જુદ્ધમાં યશ મળ્યો. ત્રણ ચાર ગાઉ લગી વેરીઓની પાછળ તે પડયો, અને ત્યાં પડાવ કરી રાત વાસો રહ્યો. પછી તરત મીરજાફર આ ફતેહને માટે મુબારકબાદી આપવા આવ્યો; ક્લાઇવ મારો આદર સત્કાર કરશે કે કેમ એ વિષે તેના મનમાં શંકા હતી, કારણ કે આ લઢાઇમાં તેણે ઇંગ્રેજને કાંઈ સહાય આપી નહોતી. તેણે સહાય આપી કહીએ તો માત્ર એટલીજ કે તેણે ઉભય પક્ષથી ન્યારા રહી યુદ્ધમાં ભાગ લીધો નહિ. તેની આવી વર્ત્તણુક છતાં ક્લાઇવે તેનાપર સ્નેહ ભાવ બતાવી તેનો અતિ આદર સત્કાર કર્યો, ને બહાર,

ક્લાઇવે મીરજાફરનો સ્વીકાર કર્યો.

ઓરિસા, તથા બંગાળાના નવાબ તરીકે તેનું અભિનંદન કર્યું. અહિંથી તેઓ બંને નવાબનો ખજાનો હાથ કરવા તથા પ્રજાને તાબામાં રાખવાને મુર્શીદાબાદ જે રાજધાની હતી ત્યાં ગયા. મુર્શીદાબાદમાં નવા હાકિમને ઘણા દબદબા સાથે ગાદીએ બેસાડવામાં આવ્યો. એ ક્રિયા જોવા મળેલા હજારો લોક દેખતાં તે શૂરા ઇંગ્રેજે પોતે નવાબનો હાથ ઝાલી પાટે બેસાડ્યો.

નવા રાજાનો-રાજ્યાભિષેક.

થોડા વખત પછી આ ઊથલપાથલ કરવામાં મંડેલા મુખ્ય માણસો એક દ્રવ્યવાન તથા કાબુવાળા હિંદુ ગૃહસ્થને ત્યાં એકઠા થયા, ને કરારપત્ર વાંચીને ઇંગ્રેજોને શી રીઝ આપવી એ વિષે વિચાર કરવા લાગ્યા.

૨૯મી જુન. કરારપત્ર વાંચ્યું.

સુરાજ ઉદવલાના ભંડારમાં ધાર્યા કરતાં ઓછું દ્રવ્ય જોવામાં આવ્યું, તેથી મીરજાફરે વચન આપ્યું કે જેટલું નાણું આપવા હું બંધાયલો છું તેનું અર્ધું એ ફીવારે આપું તથા બાકીનું બીજા ત્રણ વર્ષમાં પૂરું કરૂં; એ ઉપરાંત તેણે ઇંગ્રેજ અધિકારીઓને મોટાં મોટાં નજરાણાં આપ્યાં. અને વળી એવો ઠરાવ થયો કે ઇંગ્રેજ લોકના જે હક આગળ હતા, તે કાયમ રાખવા અને કલકત્તાની દક્ષિણે કાલ્પીપર્યંત બધા પ્રદેશની જમીનદારી તેમના કબજામાં રહેવા દેવી, અને નવાબના મૂલકમાં ઇંગ્રેજના માલ ઉપર ઘણું કરીને બિલકુલ દાણ લેવું નહિ.

ઇંગ્રેજોને શી બક્ષિશ આપવી તેનો વિચાર કરવાને જે સભા મળી હતી તેમાં અમીચંદ પણ હતો. તેને પૂર્ણ આશા હતી કે જે પુષ્કળ પૈસો મને આપવાનો ઠરાવ કરેલો છે તે હવે મને મળશે. પરંતુ તેની પાસે ખત હતું તેનાથી જુદી મતલબનું ખત તેની સમક્ષ વાંચવામાં આવ્યું, ત્યારે તે વિસ્મય પામ્યો. ખત વંચાઈ રહ્યા પછી તેને જણાવવામાં આવ્યું કે લાલખત જૂઠું હતું, ને તેને પાઇએ મળવાની નથી. આ બોલ સાંભળતાં વાંતજ તેને મૂર્છા આવી. શુદ્ધિમાં આવ્યો ત્યારે હબકથી તેની ડાગળી ખસેલી જણાઈ. પછી થોડે દહાડે તે મરી ગયો. મરણ પર્યંત તેને ઘેલછા રહી; તેના મરણથી પ્રજાએ શોક ધર્યો નહિ ને તેના નામને માન આપ્યું નહિ.

અમીચંદની દશા.

જે બિનાઓનું વર્ણન કર્યું તેમાં એક મુખ્ય પુરૂષ હતો તેના મરણ વિષે

અમારે બોલવાનું છે. સુરાજ ઉદવલા પ્લાસીના રણમાંથી પોતાના સૈન્યને પાછાં ફરવાની આજ્ઞા કરીને નાઠો હતો. મુર્શીદાબાદમાં તેનો મહેલ હતો ત્યાં તે સત્વર ગયો, પરતુ મીરજાફર તથા ક્લાઇવ શહેરમાં પેઠાની વાત સાંભળીને તે વેષ બદલીને ત્યાંથી નીકળ્યો ને બે ચાકર સાથે રતોવઈ ચાલ્યો. તેણે ગયા વર્ષમાં નિર્દયપણે એક માણસના કાન કપાવ્યા હતા તે માણસે તેને ઓળખ્યો. તેને પકડવાને આવેલા આદમીઓને તે વાત જણાવતાં તેમણે તેને બંદીવાન કરી મીરજાફર પાસે બેહુરમત કરી આણ્યો. મીરજાફરની વૃત્તિ એને જીવતો મેલવાની હતી, પરંતુ સુરાજ ઉદવલા જેવો મીરાન કરીને તેનો પુત્ર ઘાતકી હતો તેણે અવદશામાં પડેલા નવાબને પોતાના સ્વાધીનમાં આપવાને બાપને સમજાવ્યો. તેનો પરિણામ એ થયો કે એ દુઃખીઆરા માણસને મહેલના એકાંત ભાગમાં લેઈ જઈને મીરાને તેના ક્રૂરપણે પ્રાણ લીધા.

સુરાજ ઉદવલાનું નાશી જવું, તેનું પકડાવવું ને તેનું ખૂન.

ઈ. સ. ૧૭૫૭.

મીરજાફર તથા ઇંગ્રેજ વચ્ચે બધું પતવ્યા પછી ક્લાઇવ પોતાના નાના લશ્કર સાથે કલકત્તે પાછો ગયો. તે સો વહાણ ભરીને દ્રવ્ય લેઈ મોટી ધામધુમથી ગયો. હોડીઓમાં ધજાઓ ફરકતી હતી ને વાજિંત્ર વાજતાં હતાં. એક વર્ષ ઉપર નવાબે વિજય કરી પોતાની રાજધાનીમાં વાજતે ગાજતે પ્રવેશ કર્યો હતો, ત્યારે એની એજ નદીએ જુદા પ્રકારની રચના દૃષ્ટિએ પડી હતી.

ઇંગ્રેજ લોકનું વિજય કરીને કલકત્તે પાછું આવવું.

# પ્રકરણ ૭ મું.

## ઇંગ્રેજે કર્ણાટક દેશ લીધો, તથા બંગાળામાં મીરજાફરનું ફરીજવું.

### સન ૧૭૫૬ થી સન ૧૭૬૦ સુધી.

કર્ણાટકમાં થોડી વેળા શાંતતા—વઢવાઢનું જારીથવું—તિનવલ્લિ તથા નેલોરમાં સૈન્ય મોકલ્યું—ત્રિચિનોપોલિ ઉપર ફ્રેંચલોક હૂમલો કરેછે—કાપ્ટન કાલિયડ તેનું સંરક્ષણ કરેછે—ફ્રેંચ ફોજ આવી પહોં- ચેછે—કૌન્ટ ડી લાલિ—તેની પ્રકૃતિ—ફોર્ત સેંત દેવિદ હસ્તગત કર્યો— બુસિને પાછો બોલાવી લીધો—લાલિ તંજાવર ઉપર ચઢાઈ કરેછે— ફોર્ત સેંત જ્યોર્જને ઘેરો—કર્નલ કૂટ ઇંગ્લાંડથી આવ્યો—તે વાંદેવાશ તથા કારંગોલિ લેછે—વાંદેવાશ આગળની લઢાઈ—ફ્રેંચલોકનો પરાભવ થયો—તેમને પાંદિશરિમાં ઘેરી લીધા—ઉત્તર સરકારમાં કર્નલ ફોર્ડ તેમને જીતેછે—પાંદિશરિ લીધું—લાલિનું મૃત્યુ—શાહ આલમ બહાર પ્રાંત ઉપર ચઢાઈ કરેછે—તે કલાઇવ આગળ નાશી જાયછે— મીરજાફરની કૃતઘ્નતા—વલંદા લોક તેને મદદ કરેછે—વલંદા લોકની હાર—કલાઇવ બંગાળા છોડેછે.

ઈ. સ. ૧૭૫૭.

જે વેળા કલાઈવ તથા તેનું સૈન્ય બંગાળામાં યુદ્ધ કરતું હતું તે વેળા કોરોમાંડલના કાંઠાઉપર ઇંગ્રેજ હતા તેઓ આળસુ થઈ બેશી રહ્યા નહોતા. આગળ જે સંધિ કહી તે થયા પછી કેટલાક વખત સુધી સ્વસ્થતા તથા શાંતતા રહી. પણ જેવારે ફ્રેંચ તથા ઇંગ્રેજ વચે ફરી દુશ્મનાવટ ઊભી થઈ, તેવારે આગળ કરતાં વિશેષ ઉગ્ર લઢાઈ પ્રગટી.

તિનવલ્લિ તથા નેલોરમાં મહમદઅલ્લીની કુમકે ઘોડેસ્વારનું લશ્કર મોકલ્યું.

કર્ણાટકમાં મહમદ અલ્લી કોઈના ઉપદ્રવ રહિત રાજ્યાસન પામ્યો, પરંતુ તેનાથી તેનો ઉપભોગ શાંતિ તથા નિવૃત્તિથી લાંબી મુદત સુધી લેવાયો નહિ. તેના રાજ્યમાં બંડ ઊઠયાં તે તેનાથી શમાવાયાં નહિં. તેનો ભાઈ પણ તેનો વૈરી થયો. ઇંગ્રેજ લોકે તેને નવાબ કર્યો હતો તથા તેના સંગી થયા હતા, તેથી તેમને એવું લાગ્યું કે તેના શત્રુનો પરાભવ કરવામાં આપણે તેને

સહાય આપવી જોઈએ. ત્રિચિનોપોલિને ફ્રેંચ લોકે ઘેરો ઘાલેલો તેવેળા માઈ-સોરના રાજાએ સહાય કરી હતી તેના બદલામાં તે ત્રિચિનોપોલિ માગતો હતો. એવા બેકાયદે દાવા કરનારાથી તે શાહેરનો બચાવ ઇંગ્રેજે કર્યો. વળી તેમણે મદુરા તથા તિનવલ્લિમાં નવાબની સત્તા મનાવવા સારૂ સૈન્ય મોકલ્યું; આ બે પ્રાંતમાં પોલિગાર કરીને લોક હતા તેમણે તથા બીજા અર્ધજંગલી લોક વસ્તા હતા તેમણે ઇંગ્રેજોના માણસોનું કાંઈ ચાલવા દીધું નહિ. વળી એજ હેતુથી કેટલુંક સૈન્ય કિલ્લે નેલોર ઉપર મોકલ્યું હતું. પરંતુ ત્યાં પણ ઇંગ્રે-જને જય નહિ મળતાં પાછું હઠવું પડ્યું.

કાપ્ટન કાલિયંડ ત્રિચિનોપોલિનું સંરક્ષણ કર્યું. ૨૬ મી મે ૧૭૫૭.

ઇંગ્રેજો આ રીતે લઢાઇમાં ગૂંથાયલાછે તથા તેમનાં લશ્કર એક એકથી દૂર ગયાંછે એવું જોઇને ફ્રેંચ લોકે ત્રિચિનોપોલિ ઉપર હૂમ-લો કરવાને આ તક સાંધી. મદુરામાં સૈન્ય હતું તેનો અધિપતિ કાપ્ટન કાલિયડ કરીને હતો તે એ વાત સાંભળીને ઝટપટ ત્રિચિનોપોલિ આગળ આવ્યો, ને જેમણે ઘેરો ઘાલ્યો હતો તેમને જાણ નપડવા દેતાં શેહેરમાં પેઠો. તેની ચપળતા તથા શૂરવી-રતાથી ફ્રેંચની સર્વ યુક્તિઓ અફળ ગઈ, ને તેઓ થાકી પાછા પોંદિશરિ ગયા.

ઇ. સ. ૧૭૫૮. ફરાન્સથી લશ્કર આવી પહોંચેછે. ૨૦ મી એપ્રિલ.

ફ્રેંચનો આ ઉદ્યમ અફળ ગયા પછી કાંઈક દહાડા લગી બંને પક્ષવાળા થંડા થઈ બેશી રહ્યા હતા, એવામાં ફ્રાન્સથી એક નૌકા સૈન્ય સારા બંદોબસ્તવાળું જમીનનું લશ્કર લેઇને પોંદિશરિ આવ્યું. એ લસ્કરનો અધિપતિ કૌન્ટ ડી લાલિ નામે હતો. તે જાતનો આઇરિશ હતો, પરંતુ ફ્રેંચ સરકારની ચાકરીમાં રહ્યો હતો. તે સ્વભાવે હોંસીલો તથા તામસી હતો. તેના હાથનીચે જે અધિકારી હતા તેમના ઉપર તે મત્સર રાખતો, ને વળી દેશી લોકની પ્રકૃ-તિથી કેવળ અજાણ હતો. આ બંને કારણથી તેના હાથનીચેના અધિ-કારી તથા દેશી લોક એમાંથી કોઇની સાથે તે યોગ્ય રીતે વર્તી શક્યો નહિ.

ફોર્ત સેંત દેવિદ જીતી લીધો. ૧ લી જુન.

તેણે લઢાઇનો આરંભ રૂડી રીતે કર્યો, તેથી એવું દીસવા લાગ્યું કે તેનો જય થશે. જે સાંજે તે વહાણમાંથી ઊતર્યો તેજ સાંજે તે ફ્રોર્ત સેંત દેવિદના કિલ્લા ઉપર હૂમલો કરવા ચાલ્યો.

કિલ્લાનું* રક્ષણ બરોબર થયું નહિ. થોડીવાર ટક્કર ઝીલી કિલેદારો શરણે આવ્યા. આ જયથી લાલિ પ્રફુલ્લિત થઇને પોંદિશરિ પાછો આવી તેણે દઢ નિશ્ચય કર્યો કે હિંદુસ્તાનમાંથી ઇંગ્રેજને મારી કાઢું ત્યાં લગી મારે પગવાળી બેસવું નહિ.

લાલિનાં અઘટિત કામ.

આતુરતાએ તેને ભૂલાવી અવિચારી કર્મ કરાવ્યાં. બુસિ નામે અધિકારી નિઝામના રાજ્યમાં જશ પામ્યો હતો. લાલિએ તેને ત્યાંથી બોલાવી લેઈ નિષ્કારણ તેની અપ્રતિષ્ઠા કરી તેની જોડે વેર બાંધ્યું. તેણે બીજાં સર્વ કામ પણ એવાં કર્યાં કે જેથી તે પોતાના હાથ નીચેના સર્વ માણસોને અળખામણો લાગ્યો.

લઢાઈ ચલાવવાને લાલિની ગાંઠે ગરથ નહોતું, તેથી તંજાવરના રાજા પાસે નાણું મળવાની આશાએ તેના મુલક ઉપર સ્વારી કરી. એમાં તે ફતેહ પામ્યો નહિ. તેણે પોતાના સૈન્યના સિપાઈઓને ખેડૂત ઉપર અનર્થ કરવા દીધો, તેથી ખેડૂતો સામા ઊઠ્યા, અને લાલિને પોતાના સૈન્ય સાથે પાછું આવવું પડ્યું. પાછા આવતાં તેના સૈન્યમાં અવ્યવસ્થા થઈ, ને તેને દ્રવ્યની બહુ અગત્ય છતાં તે મળ્યું નહિ.

તંજાવર ઉપર લાલિની ચઢાઇ.

૧૮ મી જુનથી તે ૧૮ મી આગસ્ટ સુધી, ૧૭૫૯.

પોંદિશરિમાંના શાહુકારો પાસેથી તેને થોડું નાણું પ્રાપ્ત થયાથી તેણે મદ્રાસને ઘેરો ઘાલ્યો. ડીસમ્બર માસની બારમી તારીખે ૨૭૦૦ ફ્રેંચ તથા ૪૦૦૦૦ દેશી સિપાઈ લઇને તે મદ્રાસ આવી પહોંચ્યો. સૈન્યનો ઊતારો તેણે બ્લાક ટાઉનમાં રાખ્યો. ફોર્ત સેંત જયોર્જને બે માસ લગી ઘેરો રહ્યો તેટલા દહાડા મેજર લારેન્સ તથા ગવર્નર પિગટ એમણે બહાદુરીથી તે સ્થળનું રક્ષણ કર્યું. ડીસમ્બરની તારીખ ચોદમીએ કિલ્લામાંના લોકે શૌર્ય સહિત બ્લાક ટાઉનમાં ફ્રેંચ સૈન્ય ઊતર્યું હતું તેના ઉપર હલ્લો કર્યો, પરંતુ તે વેળા ફ્રેંચ લોક ગફલતમાં નહિ હોવાથી ઇંગ્રેજ લોક પાછા વળી કિલ્લામાં ગયા. બુસિએ તે વેળા તેમને પાછા જતાં આંતરવાનું મનપર લીધું હોત, તો તેઓ કિલ્લામાં પાછા જવા પામત નહિ. ફ્રેંચ સૈન્યમાં કુસંપ તથા બખેડો થયાને લીધે ઘેરો

ફોર્ત સેંત જયોર્જને ઘેરો.

ઇ. સ. ૧૭૫૯ ના ડીસમ્બરની ૧૨ મી થી તે ઇ. સ. ૧૭૫૯ ના ફેબ્રુઆરિની ૧૭ મી સુધી.

* એ ગઢ ફ્રેંચે આ વેળા તોડી પાડ્યો તે ફરીને બંધાયો નથી.

યથાસ્થિત ચાલી શકયો નહિ. ઘેરો ઘાલ્યાને બીજો માસ પૂરો થવા આવ્યો, તેવામાં ઇંગ્રેજનાં કેટલાંક લઢાઇનાં વહાણ આવી પહોંચવાથી ફ્રેંચ ફોજ પાછી પોંદિશરિ ગઇ.

આ ઘેરો ઊઠયા કે તરતજ મેજર લારેન્સ લઢાઇને સારૂ બહાર નીકળ્યો.

ઘેરો ઊઠયા પછીના બનાવો.

ઇંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે નાના ઝઘડા ઘણા થયા, અને ઇંગ્રેજના કેટલાક કિલ્લા ફ્રેંચને હસ્તગત થયા, ને ફ્રેંચના ઇંગ્રેજને હાથ આવ્યા. પરંતુ વિશેષ રીતે વર્ણવા જોગ કાંઇ બિના બની નહિ.

આગળ અકટોબર માસમાં કર્નલ કૂટ મસ સૈન્ય લેઇ ઇંગ્લાંડથી આવ્યો,

કર્નલ કૂટ આવી પહોંચે છે. ૨૭ મી અકટોબર, ૧૭૫૯.

અને તેનો પ્રથમ વિચાર કલકત્તે જવાનો હતો તે પ્રમાણે નહિ કરતાં મદ્રાસમાં રહી તેણે સૈન્યનું આધિપત્ય ધારણ કર્યું. પહેલ વહેલો તે વાંદેવાશ ગઢ ઉપર ચાલ્યો. થોડીવાર લઢી કિલેદારો શરણે આવ્યા. ત્યાં થોડાં માણસ કિલ્લાના રક્ષણ અર્થે મૂકીને કરંગોલિ નામે કિલ્લો ઝાઝો દૂર નહોતો તે લેવા ચાલ્યો. ઇંગ્રેજનો સરદાર આ કામમાં મંડયો હતો તે વેળા લાલિએ કોંજેવરામ કિલ્લો હસ્તગત કર્યો, ને ત્યાંથી સત્વર વાંદેવાશ જઇ તે ફરી હાથ કરવાનો ઉદ્યમ કર્યો. તે કિલ્લા ઉપર એકદમ હૂમલો નહિ કરતાં તેને ઘેરો ઘાલવાની પેરવી તે કરતો હતો, તેવામાં એ કિલ્લાનો બચાવ કરવાને ઇંગ્રેજનું સૈન્ય આવી પહોંચ્યું.

ત્યાં મોટી લઢાઈ થઈ, તેમાં ફ્રેંચ લોકનો કેવળ પરાભવ થયો. પ્રારંભમાં

વાંદેવોશની લઢાઇ. ૨૨ મી જાન્યુઆરિ ૧૭૬૦.

લાલિને એવું ભાસ્યું કે ઇંગ્રેજના કેટલાક પાળાને ફ્રેંચની તોપોના મારથી ઘણી ગભરામણ થાયછે. આ તકનો લાભ લેવાને તે બહુ ઉત્કંઠિત થયો. તેણે પોતાના ઘોડેસ્વારોની આગળ થઈ તેમને આજ્ઞા કરીકે ધસારો કરો, તેના અધિકારીઓએ આડા થઇને તેની આજ્ઞા ઉલ્લંઘન કરી. તેણે તેમને કામ ઉપરથી અલગ કર્યા, ને સ્વારોને ભાઈ બાપા કરી કહ્યું કે તમારા ઉપરિ અધિકારીઓ મારૂં કહેવું નથી માનતા તો તમે મારી આજ્ઞા તોડશો નહિ. સ્વારોએ તેની આજ્ઞા શિરપર ચઢાવી. તેઓ કાંઇક આગળ ગયા, એટલે ઇંગ્રેજોના અગ્ન્યાસ્ત્રના જુજ મારથી તેમનામાં અવ્યવસ્થા થઇને તેઓ પોતાના સરદારને એકલો મૂકી ઊભી પૂંછડીએ નાઠા. આ રીતે તે સ્વારો લાલિ સાહેબને છોડી ચાલ્યા ઉપરથી તે પોતાના

પાયદલ પાસે પાછો આવ્યો ને તેને સાથે લેઇને શત્રુ સામે લઢવા ચાલ્યો. આ પાળા ધૈર્ય રાખી વ્યવસ્થા પૂર્વક વર્ત્યાં. તેમની સંખ્યા મસ હોવાથી સામા થનારા ઇંગ્રેજ લોક હતા તેમને પાયદલે પાછા હઠાવ્યા. પરંતુ પડખામાં રહેલી ઇંગ્રેજ ફોજે તેમને ઘેરી લીધાથી દારૂણ યુદ્ધ થયું. પક્ષકારો થડમાં થડમાં ભળી જઈ લઢવા લાગ્યા. દેશી સિપાઇઓ એક કોરણે રહેતાં આ ઝઘડામાં ગોરેગોરા લઢયા. પરંતુ થોડીવાર પછી ફ્રેંચ ફોજ ગભરાઇને પાછી ફરી. તેમને ઊભા રાખવાને બોધ કર્યો તથા બીક બતાવી તે તથા અધિકારીઓનું ઉદાહરણ બતાવ્યું એ બધું વ્યર્થ ગયું. નાશી જતું સૈન્ય લઢવા ડરે માટે બુસિ પંડે ઘોડેથી ઊતરી ખૂબ જુસ્સાથી લઢયો ને પુષ્કલ ઉપાય કર્યા, પરંતુ સર્વે અફળ ગયા. બુસિ ઈંગ્રેજને હાથ પકડાયો, ને ઇંગ્રેજ વિજયશાળી થયા.

પોંદિશરિને ઘેરો ઘાલ્યા અને હસ્તગત કર્યું. ૧૬ મી જાન્યુઆરિ ૧૭૬.

આ લઢાઈ પછી ધીમે ધીમે ચારેગમ ઇંગ્રેજનો જય થતો ચાલ્યો. શત્રુના કિલ્લા એક પછી એક તેમના હાથમાં આવ્યા. છેવટે તેમણે આવતા મે માસમાં ફ્રેંચ લોકને પોંદિશરિમાં હાંકી ઘાલ્યા ને તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. લાલિએ ઘેરામાંથી છૂટવાને એક છેલવેલી લઢાઈ કરી, પરંતુ તેમાં તેનો પરાભવ થયો અને જાન્યુઆરિ લગી સખ્ત ઘેરો રહ્યો. પછી તે સ્થળ ઇંગ્રેજોને હસ્તગત થયું, ને ત્યાંનો કિલ્લો કોટ છેક્કા છેક તોડી નાંખ્યો.

ઉત્તર સરકારમાં કર્નલ ફોર્ડનો જય.

ઇ. સ. ૧૭૫૭ ના અકટોબર માસની ૨૮ મીથી તે ઇ. સ. ૧૭૫૯ ના મે માસની ૧૨ મી સુધી.

કંડોરની લઢાઈ. ૯ મી ડિસેંબર.

આણીગમ સમુદ્ર કિનારે ગંજામથી ગંટૂર પર્યંત વિસ્તાર પામેલો ઉત્તર સરકાર કરીને દેશ છે ત્યાં કલાઇવે કર્નલ ફોર્ડને મોકલ્યો હતો. સલાબત જંગને મદદ કરી ફ્રેંચ લોકે ગાદીએ બેસાડ્યો, તેના બદલામાં તેણે તેમને એ દેશ બક્ષિશ દીધો હતો. બુસિ ગયા પછી ત્યાં ફ્રેંચ સૈન્યનો અધિકારી કાન્ફ્લાન્સ નામે નીમાયો હતો. પરંતુ તે કોઈ રીતે બુસિની તોલે આવે એવો નહોતો.• રાજમંદરિ પરગણામાં પિતાપુર પાસે કન્ડોર ગામમાં તેનો કેવળ પરાભવ થયો. મછલીપટ્ટણને એક માસ લગી ઇંગ્રેજી ફોજે ઘેરો રાખ્યો, ને તે શહેરમાંના ફ્રેંચ એપ્રિલ માસની છઠી તારીખે શરણ થયા. આમ થયાથી નિઝામના દરબારમાં ફ્રેંચની સત્તા હતી તે પડી ભાગી, ને મછલીપટ્ટણ ફરતો ઘણો પ્રદેશ નિઝામે ઇંગ્રેજને આપ્યો.

ફ્રેંચ લોક ઉપર છેલી જીત.

ઈ. સ. ૧૭૬૧ ૫ મી અપ્રિલ.

હવે હિંદુસ્તાનમાં ફ્રેંચના સ્વાધીનપણામાં માત્ર થિઆગર તથા ગિંજી એ બે ગઢ રહ્યા હતા. પરંતુ આ ગઢ થોડા દહાડામાં તેમના હાથમાંથી ગયા. સન ૧૭૬૧ ના એપ્રિલ માસ સુધીમાં એકે લશ્કરી થાણું ફ્રેંચ લોકના હસ્તકમાં રહ્યું નહિ.

લાલિનું મૃત્યુ. ૧૭૬૧ ૬ ઠી મે.

ફ્રેંચના હાથમાંથી પોંદિશરિ ગયું ત્યાર પછી તરતજ લાલિ પાછો યૂરોપમાં ગયો. ફ્રેંચની સત્તા તેના વારામાં હિંદુસ્તાનમાંથી અતિશય ખાંડી થયાથી ફ્રેંચ સરકારે તે ઉપર કામ ચલાવ્યું. તેના ઉપર રાજદ્રોહ તથા અન્યાયથી ધન મેળવ્યાનો આરોપ સાબીત કર્યો, ને તેને કેદમાં નાંખી અંતે ફાંસી દીધો.

મીરજાફર ભયભીત થાયછે.

આણીગમ બંગાળામાં શું ચાલ્યું હતું તે વાત હવે અમારે કહેવી જોઇએ. મીરજાફરને ગાદી મળ્યાને ઝાઝા દિવસ વીત્યા નહિ એટલામાં સ્પષ્ટ દીશી આવ્યું કે જે લોકની સહાયથી તેને રાજ્ય પ્રાપ્ત થયું હતું તેમના આશ્રયથીજ તે ગાદી ઉપર ટકી શકે. મીરજાફરના દેશને ચારે ગમથી ભય હતું. દિલ્લીના પાદશાહના પાટવી પુત્રે તેના ઉપર મોકલવાને સૈન્ય ભેગું કર્યું. સ્વારી કરવાને આ શાહજાદાને આસપાસના બીજા નવાબ સહાય થયા હતા. તેમાં અયોધ્યાનો સુબો સુરાજ ઉદવલા પ્રબળ હતો. આ તૈયારી જોઇને મીરજાફરને બહુ ડર લાગ્યો ને તેણે તરત ઇંગ્રેજની સહાય માગી. કલાઇવે વિચાર્યું કે જે માણસને મેં ગાદીએ બેસાડ્યોછે તેનું સંરક્ષણ કરવું મને ઘટિત છે. અને તેની પાસેનું સૈન્ય મૂળે નાનું હોઇને તેમાંથી થોડાંક માણસ કર્નલ ફોર્ડ સાથે ઉત્તર સરકારમાં મોકલ્યાથી બહુ ઘટી ગયું હતું, તથાપિ તેટલાં માણસ લેઈ તત્કાળ નવાબના સૈન્યને જઈ મળવાને નીકળ્યો.

બહાર ઉપર શાહજાદો હલ્લો કરેછે.

શાહજાદો પટણાને ઘેરો ઘાલેછે.

પાદશાહના પુત્ર શાહ આલમે પહેલાં પટણાને ઘેરો ઘાલ્યો. ત્યાંના કિલ્લાનું રક્ષણ કરનાર રામનારાયણ કરીને એક શૂરવીર હિંદુ સરદાર હતો તેને કલાઇવે લખ્યું કે અંત આવતાં લગી તમે ટકાવ કરી રાખજો, જે માણસોએ સંગ્રામમાં પાછી પાની કાઢી નથી એવા માણસોને સાથે લેઈ હું તમારી વહારે આવવા નીકળ્યોછું.

પરંતુ ત્યાં શૌર્યનો ખપ પડ્યો નહિ. કલાઇવ આવેછે એટલીજ વાત સાંભળીને શત્રુ એટલા ભયભીત થયા કે જે મોટા દળથી મીરજાફરને આટલો બધો ઉચાટ થયો હતો તે બધું વેરાઈ ગયું ને ફરીથી એકઠું થયું નહિ. નવાબે, કલાઇવિનો પૂર્ણ ઓશીંગણ થઇને, કલકત્તાની દક્ષિણના પ્રદેશનું જે ભાડું કંપનિ પાસેથી તેને મળતું હતું તે સર્વ કલાઇવિને બક્ષિશ દીધું.

કલાઇવ આવતો સાંભળી તે નાશી જાયછે.

પરંતુ થોડા દહાડામાં મીરજાફર ઉપકાર વિસરી ગયો. તેને એવું લાગ્યું કે જે લોકે મને નવાબ ઠરાવ્યોછે તે લોક જ્યાં લગી મારા રાજ્યમાં છે ત્યાં લગી મારે નિર્ભયપણું નથી, માટે ઇંગ્રેજને બંગાળામાંથી કાઢી મૂકવાને કોઇ પરદેશી રાજાના આશ્રયના શોધમાં તે રહ્યો.

નવાબની બેઇમાની.

તે એવું જાણતો હતો કે ઇંગ્રેજ લોકના સામો થઇ કાર્યસિદ્ધિ કરે એવો કોઈ દેશી રાજા નથી. વળી એ વાત પણ તેની જાણમાં હતી કે તે વેળા ઉત્તરમાં ફ્રેંચ લોકની સત્તા સમૂળગી નહોતી, ને તે લોક સહાય કરવા અર્થે દક્ષિણમાંથી સૈન્ય મોકલવા સમર્થ નહોતા. આવે કઠણ પ્રસંગે તેણે વલંદા લોકને વિનતિ કરી કે મને સહાય આપો. વલંદા લોકને તાબે ચંદ્રનગરથી બે મૈલને છેટે, ને કલકત્તાની પેલીમેર વીસ મૈલ ઉપર ચિન્સુરા કરીને એક થાણું હતું. વલંદા અને ઇંગ્રેજ વચ્ચે એ વેળા વઢવાઢ નહોતી, તોપણ ચિન્સુરામાં જે અધિકારી હતા તેમણે તેને સહાય આપવાનો નિશ્ચય કરીને જાવામાં બાટેવિઆ નામે વલંદાને તાબે નગર હતું ત્યાંથી ફોજ મંગાવી. ત્યાંથી સાત લઢાઈનાં વહાણ થોડે દહાડે હુગલિ નદીમાં આવી પહોંચ્યાં. એ વહાણમાં બધા મળી દોઢ હજાર સિપાઇ હતા.

મીરજાફર ગુહ્ય રીતે વલંદા લોકની મદદ માગેછે.

એમના આવ્યાની વાત સાંભળીને પોતાને મોટી ફાળ પડી હોય એવાં પાખંડ મીરજાફરે કર્યાં. પરંતુ કલાઇવિ સરખા વિચક્ષણ માણસને તે ગાંજી જાય એવું નહોતું. બધી ખટપટ કલાઇવના જાણવામાં આવી, તેથી તેણે નિશ્ચય કર્યો કે વલંદાના વહાણને નદીને ઉપલે પાસે આવતાં અટકાવવાં. કલકત્તે આવવાના માર્ગ ઉપર થાણામાં ઇંગ્રેજનો એક કિલ્લો હતો તેને તેણે મજબૂત કર્યો, અને

વલંદાનાં વહાણના સૈન્યનો પરાભવ. ૨૪ મી નવેંબર ૧૭૫૯.

તેના રક્ષણ અર્થે તાબડતોબ તૈયારી કરી; પરંતુ ઇંગ્રેજનાં વહાણના અધિપતિએ શૌર્યથી યુદ્ધ કરી વલંદાનો પરાભવ કર્યો, ને તેમનાં વહાણને ચિન્સુરે જવા દીધાં નહિ.

વલંદાનુ સૈન્ય પ્રથમથી વહાણમાંથી ઊતરી સ્થળ માર્ગે ચિન્સુરે જવા લાગ્યું હતું. તેના સામે કર્નલ ફ્રોર્ડ જેણે થોડા દિવસ ઉપર ઉત્તર સિરકારમાં પોતાનું સ્વતંત્ર આધિપત્ય છોડ્યું હતું તેને થોડું સૈન્ય આપી મોકલ્યો. વાટમાં જતાં એક સાંજરે વલંદાના સૈન્યે એક ઠેકાણે પડાવ કર્યો હતો. અહિં આગળ તેમના ઉપર હૂમલો કરવાનો સારો લાગ છે એવું ઇંગ્રેજ સેનાપતિના મનમાં આવ્યું: પરંતુ વલંદા તથા ઇંગ્રેજ વચ્ચે સંધિ છે એ વાત તેની જાણમાં હોવાથી તેણે ક્લાઇવને લખી પૂછાવ્યું કે મારે શી રીતે કરવું. કર્નલ ફ્રોર્ડની ચીઠી ક્લાઇવને પહોંચી તે વેળા તે ગંજીફો રમતો હતો. ક્લાઇવે પોતાની જગ્યાએથી નહિ ઊઠતાં અને રમતમાં ભંગાણ નહિ પાડતાં આ પ્રમાણે ટૂંકો ઉત્તર ઘસડી આપ્યો. "પ્રિય ફ્રોર્ડ, તમારે તરત તે લોક સાથે યુદ્ધ કરવું: તમારા ઉપર મંત્રીમંડળીનો હુકમ કાલે મોકલાવીશ."

કર્નલ ફ્રોર્ડ તેમ-
ની જમીનની ફો-
જના સામો થાયછે.

ક્લાઇવે જેમ તાબા ઉત્તર મોકલ્યો તેમજ કર્નલ ફ્રોર્ડે તાબા કામ કર્યું. આજ્ઞા મળતાં વારનેજ તેણે શત્રુ સાથે યુદ્ધ કરી તેમને હરાવી એટલાં બધાં માણસનો સંહાર વાળ્યો કે ચિન્સુરે જઈ વાત કહેવાને થોડાંજ માણસ ઊગર્યાં. યુદ્ધ થયા પછી તરત તે પાધરો ચિન્સુરા ઉપર ચાલ્યો. ચિન્સુરાના રક્ષકો પોતાના સ્વદેશી જનોએ પરાભવના વર્ત્તમાન કહેલા તેથી નિરાશ થઇ ગયા હતા, ને બળિયા શત્રુ સામે બાથ ભીંડવામાં ડરીને, અમારી ચૂક થઈ એમ તેમણે માન્ય કર્યું, ને આ લઢાઈમાં તમને જે ખરચ થયું હોય તે અમે આપીએ, ને અમારો વાંક ક્ષમા કરી અમારી સાથે સંધિ કરો. તેમણે કહ્યું તે સઘળું ઇંગ્રેજે માન્ય કર્યું.

ચિન્સુરા આગ-
ળ લઢાઇ.
૨૫ મી નવંબર
૧૭૫૯.

ઉપર લખેલી સ્વારીમાં મીરજાફરે શું ધાર્યું હતું ને શું થયું તે જુઓ. તેનો ઉદ્યમ અફળ ગયો, ને તેની અપકીર્ત્તિ થઇ. નવાબની કૃતઘ્નતા અને છળ ભેદ ઇંગ્રેજ મનમાં લાવ્યા નહિ.

આ બનાવ બન્યા કેડે ત્રણ માસે ક્લાઇવ સાહેબ વિલાયત ગયો. તેણે

બંગાળામાં પોતાના દેશીઓની પૂર્ણ ચઢતી કળા કરી હતી. વિલાયતમાં તેને મોટાં માન પ્રતિષ્ઠા મળ્યાં ને તેની કીર્તિ ગાજી રહી.

કલાઇવનું બીજી વાર વિલાયત પાછું જવું. ફેબ્રુઆરિ ૧૭૬૦.

---

# પ્રકરણ ૮ મું.

## બંગાળા દેશના રાજ્યમાં વિકાર, વઢવાઢો, ઈત્યાદિ.

### ઈસ્વી સન ૧૭૬૦ થી ૧૭૬૭ સુધી.

**શાહ આલમ બહાર પ્રાંત ઉપર ફરીને ચઢાઈ કરેછે—રામનારાયણનો પરાભવ—પટણાનો ઘેરો—પટણા પાસે લઢાઈ—શત્રુની પાછળ પડવું—મીરાનનું મૃત્યુ—સૈન્ય પાછું આવેછે—મીરજાફરને પદભ્રષ્ટ કર્યો—મીરકાસિમ—પાદશાહનો પરાભવ થયો—મીરકાસિમના ગુણદોષ—બંગાળા પ્રાંતની સ્થિતિ—રામનારાયણનું ખૂન—નવાબ જોડે ઝગડા—ઇંગ્રેજ લોક પટણા લેછે—તે મીરકાસિમ પાછું હસ્તગત કરેછે—મીરજાફરને ફરી રાજય આપ્યું—ઘેરિયા આગળનું યુદ્ધ—મોંગિર હસ્તગત કર્યું—મીરકાસિમનો ક્રોધ—ઇંગ્રેજલોક આગળ વધેછે—પટણામાં કતલ—નવાબ અયોધ્યામાં નાશી જાયછે—પાદશાહ, સુજા ઉદવલા, અને મીરકાસિમ એ ત્રણ ઇંગ્રેજની સામા થાયછે—તેમનો પરાભવ—દેશી સિપાઇઓનું બંડ—બકસાર આગળનું યુદ્ધ—કલાઈવનું પાછું આવવું—ઇંગ્રેજને બંગાળાનું રાજ્ય મળ્યું—મુલકી તથા લશ્કરી ખાતામાં ફેરફાર—મોટો ભયંકર બળવો કલાઈવ શમાવેછે—હિંદુસ્તાન છોડી સ્વદેશ જાયછે—હિંદુસ્તાનમાં તેનો આવવાનો વિચાર નથી—તેના ગુણ દોષ.**

કલાઈવ બંગાળા પ્રાંત છોડી ગયો, એટલે તરત ચારે ગમ તોફાન થવા લાગ્યાં. **શાહ આલમ** જે થોડા દહાડાથી દિલ્લીનો પાદશાહ થયો હતો તેણે ફરી બંગાળા ઉપર સ્વારી કરી. **અ-**

ઇ. સ. ૧૭૬૦.

યોધ્યાનો નવાબ સુજા ઉદ્દવલા જેને દિલ્લીના પાદશાહે હવણાં મુખ્ય વજીર કર્યો હતો, તે પણ તેની કુમકે આવ્યો હતો. આ બે રાજા મોટું સૈન્ય ભેગું કરીને પટણા ઉપર આવ્યા. પટણામાં રામનારાયણ નામે એક હિંદુ અધિકાર ઉપર હતો. તેના ઉપર કલાઇવિની બહુ ચાહના હતી.

રામનારાયણનો પરાભવ.

રામનારાયણે ઇંગ્રેજની મદદ માગી, પણ તે આવી મળ્યા પહેલાં પાદશાહના સૈન્ય સામે તેણે યુદ્ધ કર્યું, ને તેમાં તેનો પરાભવ થયો. કર્નલ કાલિયદ જે થોડા દહાડા થયાં બંગાળામાંના સૈન્યનું આધિપત્ય ધારણ કરવાને કર્ણાટકથી આવ્યો હતો તે આ બનાવ બન્યાની વાત સાંભળતાં વારને જ લાંબી લાંબી મજલ કરી આગળ આલ્યો, ને મીરજાફરનું દળ જે તેના પુત્ર મીરાનના તાબામાં હતું તે દળને જઈ મળીને પટણા ઉપર ગયો, ને શત્રુને તે શહેરમાંથી હાંકી કાઢ્યા. પાદશાહ સત્વર મુર્શીદાબાદ ઉપર આવ્યો, પણ કર્નલ કાલિયદે ઝટપટ તેની પાછળ પડી રાજધાનીને ઘેરો ઘાલવા ન દીધો. કાલિયદ સાહેબે પાદશાહ જોડે એક બીજી લઢાઈ કરવાનો પ્રયત્ન કર્યો. પાદશાહના મનમાં એમ કે કાંઈ કરતાં યુદ્ધ કરવું ન પડે તો સારૂં, તેથી તે પટણા પાછો આવ્યો ને તેણે એ શહેરને ઘેરી લીધું. આ શહેરના રક્ષણ અર્થે પુષ્કળ માણસ મૂકવાં જોઈએ તે નહિ મૂકતાં કાલિયદ શત્રુની પાછળ પડવાના રઘવાટમાં થોડું દુર્બળ ગારિસન મૂકી ગયો હતો. તથાપિ ફુલર્ટન નામે ત્યાં એક વૈદ્ય હતો તેણે મોટા શૌર્યથી તે કિલ્લાનું સંરક્ષણ કર્યું. તેણે બે હૂમલા પાછા હઠાવ્યા ને શત્રુને દૂર ને દૂર રાખ્યા. પછી કપ્તાન નોક્સ ભર ઊનાળાના તેર દિવસમાં મુર્શીદાબાદથી પટણામાં આવ્યો ને શત્રુઓએ કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો તે ઊઠડાવ્યો. પોતાના સિપાઈઓને હિંમત આપવાને તે પોતે તેમની હારે પગે હીંડતો હતો.

કર્નલ કાલિયદ પાદશાહ અને તેના મળતીઆનો પરાજય કરેછે.

પટણાનું શૌર્યથી રક્ષણ કર્યું.

પટણાના કિલ્લા આગળ લઢાઇ.

આણીગમ એક સમીપનું નગર નામે પૂર્નિઆ ત્યાંનો જે નાએબ સુબેદાર હતો તે બાર હજાર માણસ લઈને પાદશાહની મદદે આવતો હતો. બે લસ્કરનો મેળાપ ન થવા દેવો એવો કપ્તાન નોક્સે નિશ્ચય કર્યો. આ બે સૈન્ય પટણા પાસે આવ્યાં, તેવારે તેણે ગંગા નદી ઊતરી માત્ર બસેં ગોરા લોક તથા થોડા દેશી શિપાઈઓના

સૈન્યથી શત્રુનો પરાભવ કર્યો. શહેરનું રક્ષણ કરનાર લોક કિલ્લામાં રહી આ ઉગ્ર ઝઘડાનો પરિણામ શો થાયછે તે આતુરતાથી જોતા હતા. આ લઢાઈ થઈ રહ્યા પછી તરત કર્નલ કાલિયદ આવ્યો, ને હારેલા સૈન્યની પાછળ પડવામાં સામિલ થયો; પરંતુ ભારે વાવાદળ તથા ગાજવીજ થઈ આવ્યાથી તેને વાટમાં પડાવ રાખવો પડ્યો. અહિં **મીરાન** પોતાના તંબુમાં ગાથા કહેનારના મુખથી વાત સાંભળતો હતો, તેવામાં તેના ઉપર વીજળી પડવાથી તેનું મૃત્યુ થયું.

મીરાનનું મૃત્યુ. ૨ જી જુલાઈ.

**મીરજાફરના** સૈન્યનો સરદાર મુઆથી તે સૈન્યમાંનાં માણસો વશામાં રહી શકયાં નહિ, તેથી કર્નલ કાલિયદને પાછું ફરવું પડ્યું. તે પટણામાં રહયો, ને **મીરજાફરનું** સૈન્ય ઘણા દહાડાનો ચડેલો પગાર લેવા મુર્શીદાબાદ ગયું. ગયાં એક બે વર્ષથી વાસ્તવિક રાજકર્તા **મીરાન** હતો તે મરણ પામ્યો, એટલે તેના મરણ પછી **મીરજાફર** જેની બુદ્ધિ અતિ ઘરડાપણાને લીધે ક્ષીણ થઈ હતી તેનાથી પોતાના સૈન્યનું તથા ઇંગ્રેજનું રણ પતવી શકાય એવું નહોતું.

નવાબના લશ્કરનું હુલ્લડ.

સૈન્યનાં માણસ હુલ્લડ કરી બળાત્કારે મહેલમાં પેઠાં. **મીરકાસિમ** કરીને નવાબનો જમાઈ હતો તેણે તેમનું દેવું થોડું ઘણું પોતાના પદરથી ચૂકવી આપ્યું. એમ નહિ થયું હોત, તો તેઓ નવાબને મારી નાંખત. આ વેળા ઇંગ્રેજને પણ નાણાની ખરેખરી ઓપટી હતી. એ સ્પષ્ટ હતું કે આવી સ્થિતિ ઘણા દિવસ ટકી શકે નહિ.

મીરકાસિમનું મધ્યસ્થ થવું.

**વાન્સિતાર્ત** નામે એક નવો ગવર્નર કલકત્તે આવ્યો તેને માલૂમ પડ્યું કે ઇંગ્રેજે નવાબને ગાદીએ બેસાડયો હતો તેના બદલામાં તેણે જે રકમ આપવાની ઠરાવી હતી તે વસૂલ આવી નથી, તથા ઇંગ્રેજી લશ્કરનો પગાર પણ પૂરે પૂરો આવ્યો નથી. તે ઉપરથી તેણે પોતાની કૌંસિલની સંમતિથી એવો નિશ્ચય કર્યો કે **મીરજાફરના** હાથમાંથી સર્વે વાસ્તવિક સત્તા ખૂંચી લઈ **મીર કાસિમને** રાજ કારભાર સોંપવો.

નવા ગવર્નરનું આવવું. જુલાઇ.

સન ૧૭૬૦ ના અકટોબર માસના આરંભમાં **વાન્સિતાર્ત** સાહેબ આ કારણ માટે મુર્શીદાબાદ ગયો. **મીરજાફરને** ગવર્નરના કહેવા પ્રમાણે માન્ય કરવા કરતાં નવાબની પદવી છોડી દેવી એ વાત સારી લાગી. ગવર્નરે તેનું રાજીનામું સ્વીકાર્યું, ને **મીર-**

મીરજાફરને પદચ્યુત કર્યો. ૧૯મી અકટોબર ૧૭૬૦.

કાસિમ એવી સરતથી ગાદીએ બેઠો કે એ સેવાને માટે ઇનામમાં તેણે બ-ર્દવાન, ચિતાગૅાંગ તથા મિદનાપુરની ઉપજ ઇંગ્રેજને આપવી.

પાદશાહનો પરાજય. ૧૫મી જાન્યુઆરિ ઇ. સ. ૧૭૬૧.

આ ફેરફાર થયા પછી થોડે દહાડે કર્નલ કાલિયદની જગ્યાએ મેજર કર્નાક ઠરેચો હતો તે શાહ આલમ સામે ચાલ્યો. માત્ર એક લઢાઈ થઈ તેમાં દિલ્લીના પાદશાહનો પરાજય થયો, ને તેને ઇંગ્રેજે કહી તેવી સરતો સ્વીકારવી પડી, તથા મીરકાસિમ બંગાળાનો નવાબ છે એવું માન્ય કરવું પડ્યું.

નવો નવાબ મીરકાસિમ.

પરંતુ તે પ્રાંતમાં વઢવાડો અદ્યાપિ બંધ પડી નહોતી. મીરકાસિમને ઇંગ્રેજ અધિકારીઓએ ધાર્યો હતો તેવો પૂતળા જેવો નવાબ નહોતો. તે તો મહા બુદ્ધિવાન તથા ખંત રાખી ઉત્સાહથી જબરો ઉદ્યોગ કરનારો હતો. તે સારી પેઠે સમજતો કે હું વિચિત્ર સ્થિતિમાં આવી પડ્યોછું. તેને એવું લાગ્યું કે જ્યાં લગી બંગાળામાં ઇંગ્રેજનો પગ હશે ત્યાં લગી મારે માત્ર નામધારી નવાબ રહેવું પડશે, માટે તે પોતાના રાજ્યની વ્યવસ્થા કરવા પાછળ તથા પોતાનો ખાલી પડેલો ભંડાર ભરપૂર કરવા પાછળ તનમનથી પ્રયત્ન કરવા લાગ્યો, ને તેની સાથે પોતાના બળિષ્ઠ મળતીઆ ઇંગ્રેજ લોક માગે તે આપવું ન પડે એવી ગૂપચૂપ પેરવી કરતો જતો. સૈન્યના અધિપતિપણાપર આર્મીનિઅન જાતનો એક પુરૂષ હતો. તે બહુ હોશિઆર માણસ હતો. ખરેખરી ચાકરી બજાવે એવી સ્થિતિમાં લશ્કરને આણવાને તે પ્રયત્ન કરતો હતો. મીરકાસિમે મુર્શીદાબાદ છોડી મોંગિર કરીને નદીને ઉપલે પાસવે એક જબરા ગઢવાળા નગરમાં રાજધાની કરી.

બંગાળાની સ્થિતિ.

રાજકારભાર રૂડી રીતે નહિ ચલાવતાં ઇંગ્રેજો અન્યાય ને ગરબડ ગોટા કરવા લાગ્યા, તેથી તેમને હાથનાં કર્યાં હૈયે વાગ્યા સરખું થયું. બંગાળાની સ્થિતિ ઘણી માઠી દુઃખકારક હતી. ત્યાંના ઇંગ્રેજ અધિકારીઓ દ્રવ્યના લોભી હતા, ને તે મેળવવા અનેક રીતે અન્યાય કરતા હતા. તેમની અયોગ્ય ચાલ દેખીને તેમના હાથનીચેના દેશી નોકરો તથા બીજા માણસો પ્રપંચ કરી તેમનાં નામ તથા અધિકાર વડે પોતાનું કામ કરતા. પરંતુ તે નઠારા વારા વહી ગયા, ને હિંદુસ્તાનમાં આવેલા ઇંગ્રેજ લોકની નીતિ રૂડા ભાગ્યે સારી જોવામાં આવેછે.

તેઓમાંના ઘણાખરા પોતાની સ્વભૂમિને સ્નેહપૂર્વક સંભારેછે તેની સાથે તેઓ હિંદુસ્તાનના લોકનું અધિક કલ્યાણ દિન પ્રતિ દિન કરવાને અંતઃકરણથી ઇચ્છેછે.

ઇંગ્રેજ સરકારનું પહેલું કૃત્ય અણસમજ ભરેલું તથા અનીતિવાળું હોઇને તેમાંથી તેમને પીડા ઉત્પન્ન થઇ. મીરકાસિમને નાણાની બહુ ભીડ પડી હતી. પટણાનો કિલેદાર રામનારાયણ નવાબના ધાર્યામાં પૈસાવાળો હતો; તેણે નવાબને અત્યાર લગી પોતાના કારભારનો હિસાબ બતાવવાની ના કહી હતી. તેની પાસેથી બળાત્કારે ધન લેવાની રજા ઇંગ્રેજ પાસે નવાબે માગી. ગવર્નર વાન્સિતાર્તે કર્નલ કાલિયદ ને મેજર કર્નાકની શીખામણથી ઊલટા ચાલીને તે બંનેને પટણેથી બોલાવી લીધા, ને ત્યાંથી લશ્કર બીજી જગ્યાએ મોકલવાની આજ્ઞા કરી. રામનારાયણ નોધારો પડયો, એટલે મીરકાસિમે પ્રથમ તેનું ઘરબાર લૂંટી લેઇ તેને બહુ દુઃખ દીધું ને તેને મારી નાંખ્યો.

મીરકાસિમની રામનારાયણ સાથે વર્તણુક.

આ કામમાં ગવર્નરની આવી અયોગ્ય વર્તણુક જોઇને સઘળા દેશી ઉમરાવો કંટાળ્યા, અને ઇંગ્રેજ સરકાર ઉપરથી કેટલીકવાર લગી તેમનો વિશ્વાસ ઊઠી ગયો. નવાબે જ્યારે ઊઘાડે છોગે વિરોધ કર્યો, ત્યારે ઘણા તેની સાથે મળી ગયા. ઇંગ્રેજ લોક ઉપર સર્વે ચીઢાયાછે એ વાત જાણ થયાથી તે લઢાઈ મોડો જોડત તે વહેલી જોડવા તત્પર થયો.

ઇંગ્રજો ઉપર બેદિલી.

લઢવાઢનું કારણ થોડે દહાડે ઉત્પન્ન થયું. બંગાળામાં દાણ લેવા સંબંધી વાંધા પડ્યા. કંપનિના અધિકારીઓ હવણાં હવણાંમાં દેશ માંહેનો વેપાર કરવા ઉપર વળ્યા હતા. તેઓએ પોતાનો માલ દેશમાંથી જાય તે ઉપર દાણ આપવાની ના કહી, પરંતુ નવાબની વૃત્તિ તો સ્વભાવિક રીતે એવી થઈ કે દેશી તથા ઇંગ્રેજ વેપારી બંનેની પાસેથી સરખું દાણ લેવું. દાણ માત્ર સેંકડે નવ ટકા પ્રમાણે લેવામાં આવતું, તથાપિ તેટલું થોડું દાણ પણ આપવાની ઇંગ્રેજ લોકે ના કહી, તેવારે મીરકાસિમે બધાનું તમામ દાણ માફ કર્યું, અને તેણે દાણનાં નાકાં ઊઠાડી દીધાં. કલકત્તાની મંત્ર સભા નવાબના આ કૃત્યથી બહુ રીસે ભરાઇ ને લઢાઈનો આરંભ કરવાને બહુ આતુર થઇ તેણે પટણામાં તેમનો એલિસ નામે મુખ્ય એજંટ હતો તેના ઉપર લખી મોકલ્યું કે ત્યાંનો કિલ્લો એકદમ કબજે કરવો. એલિસે

નવાબ સાથે તકરાર.

સૂચના પ્રમાણે વર્ત્યાં પટણા હાથ કર્યું. આ વર્ત્તમાન સાંભળીને મીરકાસિમ અતિશય કોપાયમાન થયો. બીજે દિવસે એને એવા સમાચાર મળ્યા કે પટણા પાછું હસ્તગત કર્યું, તથાપિ તેનો કોપ શમ્યો નહિ. એમિઆટ નામે મુલકી અમલદાર તેના દરબારમાં મોકલેલા વકીલની જોડે ગયો હતો તે પાછો કલકત્તે જતો હતો તેને એ બાબતનું વેર વાળવાને વાટમાં ઠાર મરાવ્યો.

ઇંગ્રેજ પટણા હસ્તગત કરેછે. તેમની પાસેથી મીરકાસિમ પાછું જીતી લેછે. ૨૪ ને ૨૫ જુન, ૧૭૬૧.

તુરત તેના સામે ઇંગ્રેજી સૈન્ય મોકલવામાં આવ્યું. કલકત્તાની મંત્રી સભાએ વિચાર્યું કે મીરજાફરને ફરીથી ગાદીએ બેસાડવો એ ડહાપણનું કામ છે. તે બાપડો સીતેર ઉપર વરસની વયે પહોંચેલો, વૃદ્ધાવસ્થાથી વાંકો વળી ગયેલો, રોગથી નબળો થયેલો, ને કેવળ અશક્ત એવી અવસ્થામાં હતો, તથાપિ તેણે નવાબની માત્ર નામની પદવી સ્વીકારી.

ઇ સ. ૧૭૬૩. મીરજાફરને પાછો ગાદીએ બેસાડેછે. ૭ મી જુલાઇ.

મીરકાસિમ તથા ઇંગ્રેજ વચ્ચે બે ત્રણ નાનાં જુદ્ધ થયા પછી ઘેરિઆ મુકામે એક મોટું યુદ્ધ થયું તેમાં ઇંગ્રેજને જય મળ્યો. મીરકાસિમની ફોજના એક ભાગનો ઉપરિ સમરૂ નામે કોઈ યૂરોપીઅન હતો તેણે પોતાના હાથ નીચેનાં માણસને ઇંગ્રેજના સિપાઇઓના જેવા પહેરવેશ પહેરાવ્યો હતો, તથા કવાયત શીખવી હતી. તેણે આ યુદ્ધમાં મોટી બહાદુરી દર્શાવી. પોતાની પલટણો સહિત તેણે ઇંગ્રેજના સૈન્ય ઉપર એવા જુસ્સાથી ધસારો કર્યો કે તેમાં નાસા નાશી થઇ ને તેમની બે તોપો હાથ આવી. આગળ ને પાછળ બે બાજુથી તેમના ઉપર હૂમલો કરવામાં આવ્યો હતો, પરંતુ ઇંગ્રેજો પૂરા શૂરવીર તેથી છેવટે તેમનો જય થયો. શત્રુનો સર્વ શ્રમ વૃથા ગયો, ને તેને પોતાની મોંગિર પાસે છાવણી હતી ત્યાં પાછું જવું પડ્યું. આ છાવણી ઉપર ઇંગ્રેજે હૂમલો કરીને તે લીધી, ને મીરકાસિમ પટણે નાશી ગયો. પછી તરત મોંગિર પણ લીધું. આ વાત મીરકાસિમને કાને પડતાં તેના અંગમાં કોપ વ્યાપી રહ્યો. આ વેળા તે પટણામાં હતો. તેણે ઇંગ્રેજ સેનાપતિને લખી જણાવ્યું કે તમે આગળ વધવાની વાત કરી, તો પટણામાં જે ઇંગ્રેજ લોકને કેદ રાખેલાછે તેમનાં મસ્તક છેદન કરીશ. એલિસ તથા હે

ઘેરિઆની લડાઇ. ૨ જી આગસ્ટ.

ઇ. સ. ૧૭૬૩.

મોંગિર હસ્તગત કર્યું. ૧ લી અક્ટોબર.

કરીને બે સાહેબ મુલકી કામ ઉપર ત્યાં હતા તેમણે તેજ સેનાપતિને વિનવ્યું કે તમે ઝટપટ આવો. અમારૂં જે થવાનું હશે તે થશે, તે વાત તમારે મનમાં લાવવી નહિ. ઇંગ્રેજી ફોજ આગળ વધી, ને **મી**રકાસિમે પોતાનું બોલ્યું પાળ્યું. તેણે પોતાના કબજામાંના સઘળા ઇંગ્રેજને મારી નાંખવાની આજ્ઞા કરી. આ માઠું કામ કરવાને જાતિ ભ્રષ્ટ **સમરૂ**એ તથા તેના થોડા દેશી સિપાઇઓએ તે હુકમ બજાવ્યો, બીજા સર્વે તે કામ કરવાની ના પાડી.

મિ૦ **એ**લિસ તથા તેના સોબતીઓને જમવા નોતર્યા, ને જે ઓરડામાં જમવાનું હતું તે ઓરડામાં તેઓ પેઠા તેવોજ તેમના ઉપર હૂમલો થયો. મિ૦ **એ**લિસને ઝટ ઠાર કર્યો, પણ બીજા ઇંગ્રેજ ખાણાના મેજ ઉપર મૂકેલી તાસકો તથા સીસાના સાધનથી મરણીઆ થઈ લઢ્યા. પણ **સમરૂ**ના સિપાઇઓએ છાપરા ઉપરથી બંદૂકો મારી તેમને પૂરા કર્યા. એક વિના બધા માર્યા ગયા. એક બાળક હતું તેનો પણ જંગલી મારાઓએ ઘાત કર્યો.

પટણામાં કતલ. ૩ જી અકટોબર.

**મી**રકાસિમે ઘોર કુકર્મ કર્યું ત્યાર પછી થોડે દહાડે ઇંગ્રેજી લશ્કરે **પટણા** લીધું. **મી**રકાસિમ **અયોધ્યા** નાશી ગયો ત્યાં **સુજા ઉદ્દવ**-લાએ તેને સંગર્યો. અત્રે **દિલ્લી**નો પાદશાહ પણ નાશી આવ્યો હતો.

પટણા ફરીથી સર કર્યું. ૬ ઠી નવંબર.

બીજે વરસે એ ત્રણે રાજાઓનાં સૈન્ય એકઠાં મળી ઇંગ્રેજ સામે આવ્યાં. **પટણા**ના કોટ પાસે મેજર **કર્નાક**નું સૈન્ય તેને આવવાની વાટ જોઈ બેઠું હતું. અહિં બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયું. સંપીલા રાજાઓનો પરાભવ થયો ને તેઓ પાછા ફરી **અયોધ્યે** ગયા.

એકઠા મળેલા રાજાઓની હાર. ૨૩ મી મે ૧૭૬૪.

આ લઢાઈ થયા પછી થોડે દહાડે ઇંગ્રેજની દેશી ફોજમાં મોટું બંડ થયું. તેમણે પોતાનો પગાર વધારવાની હઠ લીધી. મેજર **ક**ર્નાકની જગ્યાએ મેજર **હેક્ટર મન્રો** આવ્યો હતો તેણે આકરા ઉપાય યોજી બંડ શમાવ્યું. ચોવીસ મુખ્ય બંડખોર હતા તેમને તોપને મોઢે બાંધી ઊડાડી મૂકયા, એટલે તુરત પહેલાં પ્રમાણે વ્યવસ્થા થઈ, ને સઘળા આજ્ઞા પ્રમાણે વર્ત્તવા લાગ્યા. આ પ્રકારે ઝટપટથી તથા પરાક્રમથી બંડની શાંતિ કર્યા પછી મેજર **મન્રો**એ શત્રુની પાછળ પડી

કાળા લોકની ફોજમાં મોટું બંડ

**બકસાર** આગળ તેમની સાથે યુદ્ધ કર્યું. આશરે એક પહોર યુદ્ધ ચાલ્યા પછી પાદશાહા **સુજા ઉદ્દવલા** તથા **મીરકાસિમ** એમના સૈન્યનો પરાભવ થયો, ને પાદશાહ પોતે જેનો આશ્રય પકડેલો તેનું કામ કેવળ કથળી ગયું જોઇને ઇંગ્રેજ સેનાપતિને શરણે આવ્યો.

બકસાર આગળ લઢાઇ, ને પાદશાહનું શરણ થવું. ૨૩ મી અક્ટોબર.

તથાપિ **સુજા ઉદ્દવલા** ફોજ રાખી રહ્યો હતો ને તેણે પાસેના એક **મરાઠા** સરદાર જોડે મૈત્રી કરી હતી. ઇંગ્રેજે અયોધ્યા ઉપર ચઢાઈ કરી **અલાહાબાદ** તથા **લખનૌ** શહેર લેઇને **કોરાગામ** આગળ વૈરીઓને હરાવી અંતે પૂર્ણ જય મેળવ્યો.

સુજા ઉદ્દવલાનો પરાભવ. ૩ જી મે ૧૭૬૫.

આ યુદ્ધ થયા પછી **સુજા ઉદ્દવલા** જનરલ **કર્નાક**ને શરણ થયો. આ રીતે ઇંગ્રેજના ઉત્તર હિંદુસ્તાનમાં બે પ્રબળ શત્રુ એકજ સમયે ઇંગ્રેજની છાવણીમાં બંધિવાન થઈ રહ્યા.

એટલામાં **કલાઇવ** સાહેબ આ જય પ્રાપ્ત થયો તેજ દિવસે **વિલાયત**થી **હિંદુસ્તાન**માં આવી પ્હોંચ્યો, ને ઇંગ્રેજની છાવણી તરફ આવવા નીકળ્યો. બંગાળાની સ્થિતિ વિષે આશા ભંગ કરે એવા સમાચાર **વિલાયત** ગયા હતા. **હિંદુસ્તાન**માં નવા સંપાદન કરેલા રાજ્યની ખરાબી બે કારણથી થતી હતી. એક કારણ તો એ કે ત્યાંના ઇંગ્રેજ અધિકારીઓની વર્ત્તણુક નઠારી હતી, ને બીજું એ કે ત્યાંના રાજા, નવાબ, ઇત્યાદિ સાથે લઢાઇઓ ચાલતી હતી. આવા માઠા પરિણામ હણવાને વેળાસર કાંઈ ઉપાય કરવા જોઇએ એવું **કોર્ટ આફ ડાયરેક્ટરો** તથા **ઇંગ્લાંડ**ની સરકારના મનમાં આવ્યું. તેઓના અંતરમાં ડર ઉત્પન્ન થયો હતો કે રખેને આપણું નવું મેળવેલું રાજ્ય ને સત્તા આપણે ખોઈ બેસતા. તેથી તેમણે વિચાર્યું કે **કલાઇવ**, જેને તેની આગલી ચાકરી બદલ ઉમરાવની પદવી મળી હતી તેના વિના બીજો કોઈ પુરૂષ આપણું કામ સિદ્ધ કરવા સમર્થ નથી. માટે તેને વિનતિ કરી કે તમારે **બંગાળે** જઈ તે પ્રાંતમાં અંધેર ચાલેછે તે કાઢી નાંખી ત્યાં સ્વસ્થતા તથા વ્યવસ્થા કરવી.

કલાઇવ સાહેબ પાછો આવ્યો. ૩ જી મે.

ઇ. સ. ૧૭૬૫.

લોર્ડ **કલાઇવ** જ્યારે **મદ્રાસ** આવ્યો ત્યારે તેના જાણવામાં આવ્યું કે શત્રુનો પરાભવ થયોછે, **દિલ્લી**નો **પાદશાહ** શરણ થયોછે, ને દેશી સિપાઈ-

ઓએ બંડ કર્યું હતું તે શમી ગયુંછે. વળી મીરજાફરનો દેહ પડયાની વાત તેના સાંભળવામાં આવી. આ સઘળા સમાચારથી કલાઇવની ખાતરી થઇ કે ઇંગ્રેજ સરકારે સર્વ સત્તા પોતાના હસ્તકમાં લેવાનો મેં ઘણા દિવસ અગાઉથી ધારેલો અવસર આવ્યોછે.

લોર્ડ કલાઇવનો ઠરાવ.

આ ઉપરથી તે કલકત્તે આવ્યા પછી તરત અલાહાબાદ ગયો. ત્યાં સન ૧૭૬૫ ના આગસ્ટ માસની તારીખ ૧૨ મીએ દિલ્લીના પાદશાહે તેને એવી સનંદ આપી કે બંગાળા, ઓરિસા તથા બહાર પ્રાંતની ઉપજ લેવાનો ઇસ્ટ ઇંડિઆ કંપનિને હક છે, તથા હિંદુસ્તાનના બીજા ભાગોમાં તેમણે મેળવેલો મૂલક તેમના સ્વાધીનમાં રહે. હજુ એક નામધારી નવાબ રાખવાનો હતો, પરંતુ હવેથી વાસ્તવિક સત્તા ઇંગ્રેજને હસ્તક રહેવાની હતી.

બંગાળાનો રાજ્યાધિકાર ઇંગ્રેજોને મળેછે.

આવી રીતે રાજ્ય કારભારને નવા પાયા ઉપર મૂકીને કલાઇવે ઇંગ્રેજ અધિકારીઓને ઠેકાણે આણવાનું કઠણ કામ હાથ ઝાલ્યું. અત્યાર લગી મુલકી ખાતાના અધિકારીઓનો પગાર થોડો હતો તે વધાર્યો; એવી રીતે કે જેથી દેશીઓ પાસેથી ભેટ કિંવા લાંચ લેવાની તેમની લાલચ દૂર થાય. તેમને ખાનગી વેપાર કરવાની મના કરી, એવા કારણથી કે તેમને તેવો વેપાર કરવા દેવાથી તેઓ કંપનિના લાભ તથા ભલાનો વિચાર કરવા કરતાં પોતાના હિત તથા સ્વાર્થ ઉપર વધારે ધ્યાન રાખતા. તેણે ઇંગ્રેજ અધિકારીઓને કહ્યું કે હવે તમારે વિશેષ મોટા અને શ્રેષ્ટ હેતુ સિદ્ધ કરવા ઉપર લક્ષ રાખવાનું છે. હવે વેપારીનું નામ છોડી પરગણાના અધિકારીનું નામ ધારણ કરવું, હવે તમે નાના વેપારી છો એવું નહિ સમજો, પણ રાજ્યના સુબા છો એમ માનો.

ઇ. સ. ૧૭૬૫. સિવિલ સર્વિસમાં સુધારો.

આ રીતે મુલકી ખાતામાં સુધારો કર્યા પછી તેણે લશ્કરી ખાતામાં ચિત્ત પરોવ્યું. તેણે એવો ઠરાવ કર્યો કે લશ્કરી ખાતાના અધિકારીઓને બમણું ભાથું મળેછે તે તેઓ લઢાઇમાં હશે એટલી વેળાજ મળશે, પણ સર્વ સ્થળમાં ને સદાકાળ મળતું હતું તે નહિ મળે. આ ફેરફારથી સૈન્યમાં બંડ ઊઠયું. એકી વારે બસેં અધિકારીઓએ નોકરી ઉપરથી હાથ ઊઠાવ્યો, પરંતુ લોર્ડ કલાઈવ ડગ્યો નહિ. ખાલી પડેલી જગ્યાઓ પૂરી દેવાને તેણે મદ્રાસથી માણસ બોલાવ્યાં, ને

લશ્કરી અમલદારોમાં બંડ. ઇ. સ. ૧૭૬૬.

અંતે પોતાના મોટા ધૈર્ય તથા દૃઢ નિશ્ચયથી બંડ શમાવ્યું. આ બંડ નાનું સુનું ન હતું. કલાઇવ હોય નહિ ને તે શમે નહિ. કલાઇવ કરતાં ન્યૂન બુદ્ધિના તથા ઓછા છાતીધડા પુરૂષથી આ કામ બની આવત નહિ. તે જે અર્થે આવ્યો હતો તે અર્થ સારીને તરત પાછો વિલાયત ગયો. ત્યાં એવું કૌતુક બન્યું કે જે લોકને તેણે હિંદુસ્તાનનુ રાજ્ય સંપાદન કરી આપ્યું તેજ લોકે તેના મૃત્ય લગી તેને મહા મહા વીતાડયું.

કલાઇવ સાહેબનું પેલી વખત વિલાયત પાછું જવું, જાન્યુઆરિ ૧૭૬૭

રાબર્ટ કલાઇવ વિષે અમે આ છેલવેલું બોલીએ છીએ. તે મોટો માણસ હતો, પણ સારો એટલે સુનીતિવાન પુરૂષ નહતો. તેણે મહત્ કાર્ય કર્યાં, એક સર્વોત્તમ મુલક તેણે પોતાના દેશને જીતી આપ્યો. દુપ્લીએ જે કામ કરવાની માત્ર કલ્પના કરી હતી તે તેણે પરિપૂર્ણ કર્યું. પશ્ચિમ દિશામાં પુષ્કળ દૂર એક નાનો સરખો બેટ તેના સામર્થ્ય આગળ નાના મોટા રાજા તથા પાદશાહ નમી ચાલી તેના આશ્રય તળે રહેવા લાગ્યા, ને સુંદર તથા ફળદ્રુપ પ્રાંતમાં ઇંગ્લાંડનું રાજ્ય ચાલુ થયું. ને થોડે દહાડે વધારે શ્રીમંત તથા ઉત્કૃષ્ટ પ્રદેશમાં એ રાજ્ય પ્રસરતું જશે.

કલાઇવ સાહેબની ચાલ ચલગત અને તેનું પરાક્રમ.

---

# પ્રકરણ ૮ મું.

## હૈદરઅલ્લી સાથે થયેલી પહેલી લઢાઈ.

ઈ૦ સ૦ ૧૭૬૭ થી ઈ૦ સ૦ ૧૭૬૯ સુધી.

**દક્ષિણ હિંદુસ્તાનમાં નવા શત્રુનું પ્રગટ થવું—માઇસોરનું રાજ્ય—હૈદરઅલ્લીનાં ચરિત્ર ને ચઢતી—હૈદરઅલ્લી માઇસોરની ગાદી છીનવી લેછે-તેના રાજ્યનો વિસ્તાર—હૈદર વિરૂદ્ધ મરાઠા તથા નિજામ જોડે બંડ-મરાઠાનો છળભેદ—માઇસોર ઉપર આવવું—નિજામનું શત્રુને મળી જવું-કર્નલ સ્મિથ પાછો ફરેછે—ચંગમ આગળ ઝઘડો—ત્રિનોમાલીનું યુદ્ધ—નિજામનો પરાભવ તથા પશ્ચાત્તાપ—મદ્રાસમાં ટિપુનો ઉપદ્રવ—અંબૂરનું સંરક્ષણ શૂરવીરપણે કર્યું—કપતાન કાલવર્ટનો માથામાં વાગે એવો સંદેસો—અંબૂર પાસે હૈદરનો પરાજય—હૈદર પશ્ચિમ કાંઠા ભણી જાયછે—માઇસોર ઉપર સ્વારી—ઘાટની તળેટીમાંના કિલ્લા લીધા—કર્નલ સ્મિથને નોકરી ઉપરથી બોલાવી લીધો-હૈદર પાછો આવેછે ને તેને થોડો જય મળેછે—કર્નલ સ્મિથને ફરીથી જગ્યા આપેછે—હૈદર સાથે સંધિ થઈ.**

દક્ષિણ હિંદુસ્તાનમાં સ્વસ્થતા ઝાઝી ટકી નહિ. ફ્રેંચ લોકને જીત્યા હતા, પરંતુ ઇંગ્રેજ લોકને બીજો નવો શત્રુ પ્રગટ થયો. દક્ષિણ હિંદુસ્તાનને મધ્ય ભાગે માઇસોર કરીને મોટો ને સંપત્તિવાન દેશ છે, ત્યાં સેંકડો વરસથી હિંદુરાજા રાજ્ય કરતા હતા, પરંતુ જે બિનાઓ વિષે અમે પાછળ લખ્યુંછે તે બની તે અવસરમાં માઇસોર સંસ્થાનમાં મોટી ઉથલ પાથલ થઈ.

ઇ. સ. ૧૭૬૭.

સન ૧૭૬૭ માં ત્યાં હૈદરઅલ્લી નામે એક મુસલમાન રાજ્ય કરતો હતો તે આગળ જતાં ઇંગ્રેજનો મોટો દુશ્મન થઈ પડયો. તે મહા શૂરો ને ચતુર હતો. તે નાની ઉમરથી સાહસ કર્મો કરતો, ને તેને લૂંટવાનો તથા ઠગબાજી કરવાનો છંદ લાગ્યો હતો.

હૈદરઅલ્લીનાં ચરિત્ર.

મરણનો ભય ન રાખતાં આંધળીઆં કરી તૂટી પડવાનો તથા છેતરપંડી કરવાનો ગુણ તેનામાં હતો તેણે કરીને તે એટલી મોટી યોગ્યતાએ ચઢ્યો હતો કે તેને માટે માથું આપે એવા માણસનો મોટો સમુદાય તેની પાસે હતો. તેણે પોતાનો સ્વામી જે માઇસોરનો રાજા તેનાથી બેઇમાન થઈ બંડ કરી તેને પદભ્રષ્ટ કરી પોતે ગાદીએ બેઠો. આ પ્રકારે તેણે માઇસોરમાં પોતાનો મનોરથ સિદ્ધ કર્યા પછી પાસેના દેશોઉપર સ્વારી કરીને ચારે ગમ જય મેળવ્યો. એક પછી એક ઘણા પ્રાંત તેને તાબે થયા, ને તે સર્વ મળી એક જોરાવર મુસલમાની રાજ્ય થયું.

હૈદરના સામા થવા સારૂ નિજામ તથા મરાઠા સાથે સંપ.

હૈદરઅલ્લીનું બળ અતિશય વધી ન પડે, એટલા માટે આ પ્રસંગે ઇંગ્રેજે નિજામ તથા મરાઠા સાથે સંપ કર્યો. હૈદરાબાદનો રાજા નિજામઅલ્લી હતો તેણે પોતાના ભાઈ સલાબતજંગ જેને બુસિએ ગાદીએ બેસાડેલો તેને પદભ્રષ્ટ કર્યો હતો. હવણાં ઇંગ્રેજે નિજામનો પક્ષ પકડ્યો. ઇંગ્રેજોએ નિજામની સાથે એવી બાંધણી કરી કે જ્યારે જ્યારે અમારી ફોજની મદદ જોઈએ ત્યારે ત્યારે અમારે મદદ કરવી, ને તેના બદલામાં નિજામે તેમને ગન્તૂર પરગણા વિના બધો ઉત્તર સિરકાર દેશ આપવો.

કર્નાટકની હાલત.

મહમદઅલ્લી અદ્યાપિ કર્નાટકનો નવાબ હતો, ને ઇંગ્રેજની સત્તાથી ગાદી ઉપર ટકી રહ્યો હતો, તોપણ બધું રાજ્ય તે પંડે ચલાવતો હતો. તેણે ઇંગ્રેજના સ્વાધીનમાં મદ્રાસ ફરતો જે થોડોક પ્રદેશ મૂક્યો હતો તે ઉપર માત્ર ઇંગ્રેજી અમલ હતો.

મરાઠાની દગલબાજી.

આ બે રાજા તથા મરાઠા ઇંગ્રેજના મળતીઆ હતા. મરાઠાએ વિગ્રહનો આરંભ કર્યો. તેમણે હૈદરના મુલક ઉપર ચઢાઈ કરી, પણ હૈદર પાસેથી તેમને પૈસા મળ્યા એટલે તેઓ પાછા ફર્યા ને તેમણે ઇંગ્રેજનો પક્ષ છોડ્યો, કારણ કે લૂંટ કે કોઈ પ્રકારનો લાભ મેળવવો એજ તેમનો મનોરથ હતો.

નિજામની દગલબાજી.

આણીગમ ઇંગ્રેજ તથા નિજામનાં સૈન્ય માઇસોરના ભડમાં જઈ અડ્યાં હતાં. હૈદરઅલ્લીએ નિજામને પણ લાંચ આપી ફોડ્યો, એટલે તે કેવળ વિશ્વાસઘાત કરી તેના પક્ષમાં ગયો.

નિજામ ફૂટ્યો તેથી કરીને ઇંગ્રેજના સૈન્યનો અધિકારી કર્નલ સ્મિથ

હતો તેને પાછું ફરવું પડયું. તેને **મ**દ્રાસ તરફ જતાં માર્ગમાં શત્રુના સ્વારો આંતરી લેતા, સરસામાન તથા અન્ન મળવા ન દેતા; તે સૈન્યમાંથી કોઈ માણસ વિખૂટો પડે તો તેને કેદ કરી લે. આ પ્રકારે તેને અનેક અડચણો નડી. ચારે ગમ અંતરાય, સંકટ તથા મૃત્યુ-નો ડર છતાં તે કેવળ અજાણ્યા દેશમાં થઈ વ્યવસ્થાપૂર્વક તથા સિપાઈ બહાદુરીથી નીકળી આવ્યો. તે કાંઈ નાનું સુનું પરાક્રમ નહોય. **ચં**ગામ મુકામે શત્રુએ તેના ઉપર હલ્લાં કર્યાં, પણ તેમનો પરાજય થયો. આ ઝઘડો થયા કેડે કર્નલ **સ્મિથ** **ત્રિ**નોમાલી આવી પહોંચ્યો. ત્યાં તેને જે સામાનનો અવશ્ય ખપ હતો તે નહિ મળવાથી નિરાશ થયો. આ વાતની હૈદરને જાણ હોઇને તે લઢવા માટે સમીપ આવ્યો, એવી ધારણાથી કે અન્ન નહિ મળવાથી ઇંગ્રેજના સૈન્યના હોશ ઊડી ગયા હશે. પરંતુ દૈવ યોગે તેમને સંતાડેલા ચોખાનો ઢગ જડયો, તેથી કેટલાંક અઠવાડીઆંથી લઢવાને તેમનામાં સામર્થ્ય હતું તે કરતાં અધિક સામર્થ્ય આવ્યું.

કર્નલ સ્મિથનું પાછું ફરવું

ચંગામની લઢા- ઈ. ૩ જી સપ્ટેંબર ૧૭૬૭.

**ત્રિ**નોમાલી આગળ એક પાધર છે, ત્યાં બંને પક્ષનાં સૈન્ય યુદ્ધ કરવા ઊ-ભાં રહ્યાં. ઇંગ્રેજને જમણે પાસે એક મોટી કળણ કીચડ-ની જગ્યા હતી તે ઉપર થઈ તેઓ ચાલશે તે વેળા તેમને ગભરાટમાં નાંખવા એવી હૈદરે આશા રાખી હતી. કર્નલ **સ્મિથે** કળણ કીચડને એક પડખે એક ડુંગરી દીઠી તેની પ્રદક્ષિણા કરી શત્રુના પશ્ચિમ ભાગ ઉપર વિના ચેતાવ્યે તૂટી પડવાની પોતાના સૈન્યને આજ્ઞા કરી. આ સૈન્યે તેમ કરવા માંડયું, એટલે હૈદરને ભાસ્યું કે તેઓ પાછા વળે-છે, ને તેથી તેમને આંતરી લેવા તેજ ટેકરીની બીજી બાજુ તરફ આવ્યો. બંને સૈન્યનો મેળાપ થયો. હૈદરની તોપો પાછળ હતી, પણ ઇંગ્રેજની તોપો મોખરે હોવાથી તેમને ખરા કામમાં આવી ગઈ. ઝટ તોપોનો માર જોઇએ તેવી રીતે ચાલવાથી શત્રુની પાયગા મોખરે હતી તે ગભરાટમાં પડી પાછી હઠી, તેથી પાયદળ તથા તોપોવાળાને આગળ આવવાનું ફાવ્યું નહિ. સ્વારોમાં ચારે ગમ નાસાનાસ થઈ. નિજામના તથા હૈદરના નોધારા પાયદળ ઉપર હવે ઇંગ્રેજી પલટણો તૂટી પડીને તેને ઝટ નસાડયું. શત્રુના સૈન્યમાં આ રીતે ભંગાણ પડીને તેનો કેવળ પરાભવ થયો.

ત્રિનોમાલીની લઢાઇ. ૨૬ મી સપ્ટેંબર.

આ લઢાઈમાં **નિજામ**નો જનાનો પણ હતો. તેના મનમાં એવું હતું કે મારો જય થશે તે જોવાને બીબીઓને પડદાવાળી હાથીની અંબાડીમાં બેસાડી રણમાં લશ્કરની પાછળ રાખી હતી. લશ્કરને પાછું ફરી નાસવાનું થયું, એટલે હાથીને રણ સંગ્રામમાંથી લઈ જવાની આજ્ઞા થઈ, પરંતુ એક અંબાડીમાંની સ્ત્રી બોલી કે મારા હાથીને પોતાના સ્વામીના નિશાનની આગળ જવાનો અભ્યાસ નથી. તેથી બધા હાથી જાય તો ભલે, પણ મારો તો હાથી રાજ વાવટો અહિં થઇને જશે ત્યાંલગી ઊભો રહેશે. આ ઉપરથી સ્ત્રીઓવાળા હાથી ઊભા રહ્યા ને લશ્કર આગળ ચાલ્યું, તેથી ઇંગ્રેજ સૈન્યમાંથી પટાપટ હાથીની ઉપર અને આસપાસ ગોળીઓની વૃષ્ટિ થઈ રહી. આ યુદ્ધમાં ઇંગ્રેજનો જય થયાથી **નિજામ**ના મનમાં એવું ઊતર્યું કે આપણે એમની સાથે દોસ્તી કરી એમના પક્ષમાં જઇએ તો સારૂં. તેણે પોતાની વૃત્તિ ઇંગ્રેજને જાણાવી; તેમણે થોડા દિવસ પછી તેની વિનતિ અંગીકાર કરી.

નિજામની હાર, અને તેનો પશ્ચાતાપ.

ઈ. સ. ૧૭૬૭.

વચગાળે **હૈદરે** પોતાના પ્રિય પુત્ર **ટિપુ**ને પાયગા આપીને **મદ્રાસ**ની આસપાસના પ્રદેશ ઉપર સ્વારી કરવા મોકલ્યો હતો. તે ઠેઠ **ફોર્ત સેંત જ્યોર્જ**ની ભાગોળ લગી માર્ગમાં લોકનાં ઘરબાર આદિ જે કાંઈ ઝપટમાં આવ્યું તે લૂંટતો, બાળી નાંખતો, તથા નાશ કરતો ચાલ્યો. આ રીતે તેણે પોતાનું કામ પાર મૂક્યું, પરંતુ તેને પોતાના બાપની હાર થવાની વાતના સમાચાર મળ્યાથી તે પાછો મુખ્ય દળને આવી મળ્યો.

મદ્રાસમાં ટિપુનો ઉપદ્રવ.

કર્નેલ **સ્મિથ** પોતાના સૈન્યમાં થોડાં માણસ હોવાને લીધે તથા કમિશરી ખાતાની ખામીઓને લીધે **ત્રિનોમાલી**માં જય થયા પછી તરતજ લઢાઈ ચલાવી શક્યો નહિ. એટલામાં **હૈદરે** ઇંગ્રેજના તાબાના કેટલાક નિર્બળ કિલ્લા લીધા, ને **વેલોર**થી થોડેક દૂર **અંબૂર** કરીને ભારે બળવાન ગઢ છે તેને ઘેરો ઘાલ્યો. તેનું સંરક્ષણ કરવા ઉપર કપ્તાન **કાલ્વર્ટ** નામે અધિકારી થોડા યૂરોપીઅન તથા **મદ્રાસ**ની દેશી પલટણમાંના ૫૦૦ સિપાઈ સાથે તેમાં હતો.

અંબુરનું શૌર્યથી રક્ષણ કર્યું. ૧૦ મી નવેંબર થી તે ૭ મી ડીસેંબર સુધી.

**હૈદર** એ ગઢ લેવાને પોતાનાથી બનતા સઘળા ઉપાય કરી ચૂક્યો. હૂમલો

કરીને કિંવા છાપો મારીને તે ગઢ તેનાથી લેવાયો નહિ, ત્યારે તેણે કાલ્વર્ટ સાહેબને ફોસલાવીને કામ કાઢી લેવાનું ધાર્યું. કોઈ શૂરવીર નર કરી શકે તેટલું તમે કર્યુંછે એવું મીઠું મીઠું બોલી તેની સ્તુતિ કરીને કહ્યું કે હવે શરણે આવો. તે સાહેબે ઉત્તર વાળ્યો કે તમે અદ્યાપિ મને મારી શૂરવીરતા દેખાડવાનો અવસર આવવા દીધો નથી. હૈદરે હવે તેને લાલચમાં લપટાવવાનો ઉદ્યમ કર્યો. તેણે તેને કહાવ્યું કે તમે મારે શરણે આવી ગઢ સ્વાધીન કરશો, તો હું તમને પુષ્કળ દ્રવ્ય તથા મારા અર્ધા સૈન્યના અધિપતિ બનાવીશ. તેણે જુસ્સાથી હલકારાને કહ્યું કે તારા સ્વામીને જઈને કહે કે હવેથી બીજા કોઈને એવો સંદેસો લઈને મોકલે નહિ. જો કોઈ માણસ એવું કહેણ લઈ ફરીથી આવશે તેને ફાંસી દેઈશ એ વાતમાં કાંઈ સંદેહ નથી. આ શૂરા નરે છવીસ દિવસ શત્રુ સામે ટકાવ રાખ્યો અને કર્નલ સ્મિથ જ્યારે વહારે આવી પહોંચ્યો ત્યારે અંબૂરમાં ઇંગ્રેજનું નિશાન ઊડતું જોઈને પ્રસન્ન થયો. મદ્રાસની દેશી પલટણે આ ઠેકાણે ઘણી બહાદુરી કરી, માટે તેમની કીર્ત્તિમાં અદ્યાપિ પર્યંત તેના નિશાન ઉપર અંબૂર શબ્દ છે.

કાપ્ટન કાલ્વર્ટની હિંમત ભરેલી વર્ત્તણુક.

આ ઘેરાનો શ્રમ મિથ્યા ગયા પછી કર્નલ સ્મિથે હૈદરનો રણભૂમિમાં અંબૂર પાસે પરાભવ કર્યો. પછી ઇંગ્રેજને હાથ કર્નાટક દેશનો કબજો રહેવા દઈ હૈદરઅલી પશ્ચિમ કાંઠા તરફ ગયો.

હૈદર પશ્ચિમ કાંઠા તરફ જાયછે

હૈદર રણભૂમિમાંથી સિધાવ્યા પછી મદ્રાસ સરકારે નિશ્ચય કર્યો કે શત્રુના પોતાનાજ મૂલકમાં આપણે લડાઈ ચલાવવી. આ તેમનો હેતુ પાર પાડવાના બે પ્રકાર હતા : એક તો માઈસોરની ઉચ્ચાણના પ્રદેશની તળેના મૂલક ઉપર ચઢાઈ કરવી. એ પ્રદેશ વનિઅમબાડિ, દિંદિગલ તથા પાલઘાટની વચ્ચે ત્રિકોણાકારે છે. બીજો એ કે તળ માઈસોરમાં જઈને રાજધાનીથી બીજા દરજાનું શહેર જે બેંગલોર તેને ઘેરો ઘાલવો. આ બેમાંના એક વેત પ્રમાણે કરવું જોઈતું હતું, પરંતુ એકીવારે બંને યોજના પ્રમાણે કરવાનું ધાર્યું, એ મોટી ભૂલ થઈ. કર્નલ વૂડને તળેટીના પ્રદેશ ભણી મોકલ્યો, તે તેણે હસ્તગત કર્યો. તે ભાગમાં વેરાતા વેરાતા ગઢ હતા તે લીધા, પરંતુ તેમના રક્ષણ જોગ પૂરા માણસ મૂક્યા નહિં. પાછળથી તેને કર્નલ સ્મિથ જે તળ માઈસોરમાં લશ્કર લેઈ ગયો હતો

હૈદરના મૂલક ઉપર હલ્લો.

ઇસ્વી સન ૧૭૬૮.

તેની જગ્યાપર મોકલ્યો. કર્નલ **સ્મિથ** ઉપર **મદ્રાસ** સરકાર નારાજી થયાથી હવણાં તેને તે કામ ઉપરથી દૂર કર્યો હતો.

હૈદરનું પાછું આવવું, અને તેને મોટો જય થાયછે.

વચગાળે મુંબાઈને પશ્ચિમને કાંઠે ઊતરેલી એક ટૂકડીને હૈદરે હરાવી. તે ટૂકડીનાં માણસોએ હૈદરથી નાશી જઈ પોતાના નામને લાંછન લગાડયું. પછી તે શત્રુની સન્મુખ રહી લઢવાને પૂર્વમાં આવ્યો, ને ઇંગ્રેજે બે ઠેકાણે હૂમલો કર્યો તે બંને ઠેકાણે તેમને કેટલીકવાર હરાવ્યા. તેણે **માઇસોર**માં કેટલીક જીત મેળવી મુખ્યત્વે કરીને તેણે **મહમદઅલ્લી**ના સૈન્યનો પરાભવ કર્યો; ને ઇંગ્રેજ જાણતા નહિ એવે માર્ગે થઈ તે ઊંચાણના પ્રદેશમાંથી કોઇમ્બંટુર પાસેના નીચાણના પ્રદેશમાં ઊતરી આવ્યો ને તે પ્રાંતમાં જે કિલ્લામાં પૂરા રખવાળ નહોતા તે તેણે ફરી હસ્તગત લીધા.

હૈદર સાથે સલાહ કરી.

૪ થી એપ્રિલ ૧૭૬૯.

આ વર્તમાન બન્યાને લીધે **મદ્રાસ**ની સરકાર સંધિ કરવા આતુર હતી, પરંતુ જે ઘટતાં ને વ્યવહારિક સરતો પ્રમાણે હૈદરે સંધિ કરવાનું કહ્યું તે તેમણે નહિ સ્વીકારીને કર્નલ **સ્મિથ** જેને પાછો સેનાપતિ નીમ્યો હતો તે ફરી હૂમલો કરવા તત્પર થયો. પરંતુ હૈદરે નિષ્કપટથી માની લીધું કે કર્નલ **સ્મિથ** સાથે રણક્ષેત્રમાં લઢવાની મારી ઇચ્છા નથી. ઇંગ્રેજી ફોજથી વેગળે રહી મોટી મોટી મજલો કરી તે **મદ્રાસ** ગયો ને ત્યાંની સરકારને જણાવ્યું કે હું સલાહ માગવા આવ્યોછું. હૈદરે કહી તે સરતો હવે માન્ય રાખીને સંધિપત્ર લખાયું, તેમાં એવો ઠરાવ કર્યો કે બંને પક્ષવાળાએ એક એકની જગ્યાઓ લીધી હોય તે પાછી આપવી, ને શત્રુ લઢવા આવે તો અન્યોઅન્યને સહાય કરવી.

ઇસ્વી સન ૧૭૬૯.

ઠરાવ યથાસ્થિત થઈ રહ્યો ત્યારપછી હૈદર પોતાના મૂલકનું રક્ષણ કરવા પાછો ગયો, કારણ કે તે ઉપર મરાઠા ચઢી આવ્યા હતા.

---

# પ્રકરણ ૧૦ મું.

## હિંદુસ્થાનના રાજકારભારમાં ફેરફાર અને મરાઠા જોડે વિગ્રહ.

ઈ૦ સ૦ ૧૭૬૭ થી ઈ૦ સ૦ ૧૭૮૦ સુધી.

**બંગાળાની અવસ્થા—ઇંગ્લાંડમાં અસંતોષ—વારન હેસ્ટિંગ્સે કરેલા ફેરફાર—કંપનિ દિવાનનું કામ કરેછે—બંગાળામાં શાંતિ ને રૂડો રાજ કારભાર—રેગ્યુલેટિંગ આક્ટનું પસાર થવું—મંત્રી મંડળીમાં ફાટફૂટ—સુજાઉદવલા સાથે સંધિ—રોહિલાને કાઢી મુકયા—કોરા તથા અલાહબાદ વિષે ગોઠવણ—સુજાઉદવલાનું મૃત્યુ ને તેના ઉત્તરાધિકારી સાથે સલાહના કરાર—નંદકુમારનાં કાવતરાં—તેને અપરાધી ઠરાવી ફાંશી દેછે—મંત્રી સભામાં મિસ્તર હેસ્ટિંગ્સનો પક્ષ સબળ થાયછે—મુંબાઈમાં રાજકાજની સ્થિતિ—મરાઠામાં વઢવાઢો—થાણાનો કિલ્લો લીધો—રાઘોબા સાથે મિત્રતા—બંગાળાની સરકાર વચમાં હાથ ઘાલેછે—પુરંધરનો સંધિ લેખ—મરાઠા લઢવાને તત્પર થાયછે—મરાઠા ઉપર સ્વારી—મુંબાઈથી સૈન્ય ઉપડેછે—બંગાળાની પલટણ અટકી પડાવ કરેછે—કર્નલ ગોડર્ડ કુચ કરી સુરત જાયછે—તેને જય મળેછે—કપ્તાન પોફાએ લાહોર લીધુ—ગ્વાલિઅર ઉપર સ્વારી—મરાઠા સાથે સંધિ કરી.**

ક્લાઈવના વિલાયત સિધાવ્યા પછી બંગાળામાં ફરીને અવ્યવસ્થા થઈ ગઈ હતી. તેણે કરેલા સુધારા યથાર્થ અમલમાં આવ્યા નહોતા; અધિકારીઓએ વેપાર વણજ કરવો બંધ પાડ્યો નહોતો; ઊપજ ઉઘરાવવાનું કામ દેશી અધિકારીઓને સોપ્યું હતું; તેથી વસુલ આવવી જોઈએ તે કરતાં ઘણી ઓછી આવતી.

આ ગરબડ ગોટાના નરસા પરિણામ વિલાયતમાં જણાયા. કંપનિની પુંજીના માલિકોને ધારેલો લાભ મળ્યો નહિ; તેથી તેમનું મન એટલું બધું ખાટું થઈ ગયું કે હિંદુસ્તાનનો રાજકારભાર જે અદ્યાપિ પર્યંત માત્ર કંપનિને હસ્તક હતો તે ઉપર ઇંગ્લાંડની પાર્લેમેંટને ધ્યાન આપવું પડ્યું.

ઇંગ્લાંડમાં અસંતોષ.

વારન હેસ્ટિંગ્સે ફેરફાર કર્યો. ૧૧ મી મે, ૧૭૭૨.

આગળગમ બંગાળાના ગવર્નર વારન હેસ્ટિંગ્સે કોર્ટ ઓફ ડાયરેકટરના અનુમતથી રાજકાજમાં છેકાછેક ફેરફાર કરવાનું નિર્ધાર્યું. બંગાળામાં વસુલ લેવાનું કામ ઇંગ્રેજ ગૃહસ્થોને સોપ્યું; સાત વરસ થયાં દેશના ધણી ઇંગ્રેજ કેહવાતા હતા અને હવે તે ખરેખરા થયા.

બંગાળામાં સ્વસ્થતા અને સારો રાજકારભાર.

આ ગવર્નર સાહેબના કારભારમાં લોકોએ જેવા નિવૃત્તિ અને સુખના દિવસ દીઠા તેવા ઘણા કાળથી દીઠા નહોતા. કંપનિના મુલકમાં પ્રજાને સ્વસ્થતા ભોગવતી જોઈ પર રાજ્યના લોક ત્યાં વસવા આવ્યા. ઇંગ્લાંડની પાર્લેમેંટે આ પ્રસંગે એક ધારો પસાર કર્યો તેમાંના ઠરાવ આ પ્રમાણે:—બંગાળાના ગવર્નરની આજ્ઞા પ્રમાણે આખા હિંદુસ્તાનનો રાજકારભાર ચાલશે અને તે ગવર્નર જનરલ કહેવાશે; તેને સહાય કરવાને ચાર સભાસદની મંત્રી સભા સ્થાપવામાં આવશે; કલકત્તામાં નવી અદાલત સ્થાપવી; તથા દેશી લોક પાસેથી કોઈ અધિકારીએ નજરાણા દાખલ કાંઈ લેવું નહિ. આ ધારાનું નામ રેગ્યુલેટિંગ આકટ પાડયું. આ ધારાની રૂઈએ પહેલવહેલો ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સ થયો, ને તેને મદદ કરવા મિસ્તર બાર્વેલ, મિસ્તર ફ્રાન્સિસ, જનરલ ક્લેવરિંગ અને કર્નલ માન્સનને મંત્રી નીમ્યા હતા. મિસ્તર બાર્વેલ તેવારે હિંદુસ્તાનામાં હતો, પણ બીજા ત્રણ કદી આ દેશમાં આવેલા નહોતા.

"ધ રેગ્યુલેટિંગ આકટ" રાજ કારભાર ચલાવવાના ધારાનો કાયદો. ૧ લી જુલાઇ ૧૭૭૩.

નવી વડી મંત્રી સભા. ૨૧ મી અકટોબર ૧૭૭૪.

મંત્રી સભા ભરાવા માંડી ત્યારથી તેમની રૂબરૂ મૂકાયલી પ્રત્યેક વાતમાં વિરૂદ્ધ મત પડવા લાગ્યા. વિલાયતથી નવા આવેલા ત્રણ મંત્રીઓ (કૌન્સિલરો)ના મનમાં પછી ગવર્નર જનરલ ઉપર પૂર્ણ દ્વેષ ઉત્પન્ન થયો, ને સર્વ પ્રસંગે તેનાથી ઊલટો અભિપ્રાય તેઓ આપવા લાગ્યા. તથાપિ બાર્વેલ સર્વ પ્રસંગે ગવર્નર જનરલના અભિપ્રાયને મળતો. આ પ્રકારે કલકત્તાની કાઉન્સિલમાં બે પક્ષ બંધાયા. ગવર્નર જનરલના વિરૂદ્ધ પક્ષમાં પ્રથમ એક મત વધારે હતો, તેથી બહુ દિવસ પર્યંત તેનું ચલણ થોડુંજ હતું.

આ વિરોધનું મૂળ આ પ્રમાણે હતું. કેટલાક તોફાની અફગાન સરદારો

રોહિલખંડ જીતી લઈ તેમાં વસ્યા હતા ત્યાંથી તેમને કહેરી કાઢવામાં અયોધ્યા-ના નવાબ સુજાઉદ્દવલાને ગવર્નર જનરલે મદદ કરી હતી, તે વાત પેલા ત્રણ મંત્રીઓને ગમતી આવી ન હતી.

રોહિલાને હાંકી મૂક્યા. ૨૩ મી એપ્રિલ.

આ કામમાં ગવર્નર જનરલે નવાબને સહાય આપવાની હા કહી એ તેણે ખોટું કર્યું હતું એવું અમારા વિચારમાં આવેછે. તેણે કર્નલ ચાંપિઅનને એક નાની સેના આપી રોહિલખંડમાં મોકલ્યો હતો. ચાંપિઅને રોહિલાને ઝટ જીતી તેમનો પ્રાંત જે રોહિલખંડ તે સુજા-ઉદ્દવલાને આપ્યો હતો, અને સૂજાઉદ્દવલાએ તે રોહિલા લોકને ભારે પીડા કરી હતી.

આ કામમાં કંપનિને માટે ગવર્નર જનરલે નાણું લીધું હતું. કોરા તથા અલાહાબાદ પ્રાંત અગાઉ દિલ્લીના પાદશાહને આપ્યા હતા, પરંતુ તેનાથી નહિ જળવાયાથી હેસ્ટિંગ્સે તે પ્રાંત સુજાઉદ્દવ-લાને આપ્યા હતા ને તેના બદલામાં તેણે બીજા પચાસ લાખ રૂપિઆ આપવા તથા બનારસ (કાશી) ના દુર્બળ રાજા ચૈયતસિંગનું રક્ષણ કરવું એવો ઠરાવ કર્યો. પણ આ ગોઠવણ મંત્રી સભામાં બહુ મતથી નામંજુર થઈ. સન ૧૭૭૫ માં સુજાઉદ્દવલા મરણ પામ્યો તેનો પુત્ર ગાદીએ બેઠો. તેની સાથે નવું તહનામું કર્યું, તેમાં એવું ઠર્યું કે તેને કોરા તથા અલાહા-બાદ પ્રાંત આપવા, ને તેને માટે તેણે બનારસ ઉપરથી તેનો સમૂળગો હક ઉઠાવવો.

કોરા તથા અ-લાહાબાદ વિષે ગોઠવણ.

રાજા નંદકુમાર કરીને કલકત્તાનો એક ધનવાન પણ દુરાચારી બ્રાહ્મણ હતો તેને પાછળથી દેહાંતદંડ થયો એ આ સમયમાં એક મોટી બિના બની. નંદકુમારે જોયું કે ગવર્નર જનરલને હેરાન કર-વામાં ઘણા કૌન્સિલરો રાજી છે. પોતેપણ તેનો દ્વેશી હતો, તેથી આ અવસરનો લાભ લઈ હેસ્ટિંગ્સને માથે એવો આરોપ મૂક્યો કે ગત થયેલા નવાબ મીરજાફરની એક વિધવા જેને સગીરનવાબની વાલી નીમી હતી તેની પાસેથી તેણે રૂશવત લીધી. આ તહોમત સાંભળીને ફ્રાન્સિસ તથા તેના પક્ષવાળા આનંદ પામ્યા. તેમણે નંદકુમારની વગ કરી તેનો બહુ આદરસત્કાર કર્યો, અને પોતાના ઉપરિ અધિકારીની ચોકશી કરવાનો તેઓને અધિકાર નહિ છતાં તેઓ તેમ બેકાયદે કરવા લાગ્યા.

નંદકુમારના કાવતરાં.

આ વર્તમાન ચાલતા હતા તેવામાં નંદકુમારે ઘણાં વર્ષ ઉપર * જૂઠો લેખ બનાવેલો તે અપરાધ માટે તેની ચોકશી નવી સ્થાપેલી અદાલતમાં થઈ. એ તપાસ કરતાં અપરાધી જણાયા ઉપરથી તેને ફાંસી દીધી. હિંદુલોકમાં મોટો હાહાકાર વર્ત્તાયો. નંદકુમાર જાતે બ્રાહ્મણ ને ઉચ્ચ કુળમાં તેનો અવતાર એ બે કારણને લીધે તેની લોકમાં મોટી ખ્યાતિ હતી. હજારો માણસ તેને ફાંસી દેતાં જોવાને મળ્યું હતું. સૌની આંખમાં લોહીની તસરો આવી, પરંતુ તેને છોડવવાને કોઇએ કાંઈ હુલડ કર્યું નહિ. આ માણસ મરાયો એટલે ગવર્નર જનરલ ઉપરની ફરિયાદની તપાસ બંધ પડી.

તેને અપરાધી ઠરાવી ફાંસી દીધે. પની આગમ્ટ ૧૭૭૫.

મંત્રીઓ જોડે અદ્યાપિ વિરોધ શમ્યો નહોતો. પરંતુ પ્રથમ કરતાં વારન હેસ્ટિંગ્સને વિશેષ સત્તા મળી ગઈ. કારણકે જનરલ ક્લેવરિંગ તથા કર્નલ મોન્સન બંને મરણ પામ્યા, ને તેમના મૃત્યુથી ગવર્નર જનરલનો પક્ષ સબળ થયો.

મંત્રી સભામાં મી. હેસ્ટિંગ્સ સબળ થાયછે.

મદ્રાસ તથા બંગાળા ઇલાકામાં લઢાઇ ઝઘડા ચાલ્યા હતા તેવામાં મુંબાઇ ઇલાકામાં સંપ તથા જંપ હતો. હવે તે ઇલાકામાં પણ લઢાઇનો પ્રસંગ આવ્યો. મુંબાઇ પાસે કેટલાંક સ્થળ વ્યાપારની સોઇવાળાં છે તે પોતાનાં તાબાનાં કરવા ઉપર મુંબાઇ સરકારની દાઢ ગળી હતી. તેમાં સાલસેટી બેટ જે પોર્તુગીજ પાસેથી મરાઠા સરકારે લીધો હતો તે વિશેષ કરીને દાઢમાં ઘાલ્યો હતો.

મુંબાઇમાં રાજકાજની હાલત.

આ વેળા પેશવાની (મરાઠી રાજ્યના મુખ્ય પ્રધાનની) પદવી માટે મરાઠા સરદારમાં ઝઘડા ચાલ્યા હતા. મુંબાઇ સરકારે વિચાર્યું કે આપણે આ તક સાધીને આપણું ઘણા દિવસથી ધારેલું કામ પાર પાડીએ. મરાઠા માંહોમાંહે વઘરામાં ગૂંથાયા હતા, તેવામાં મુંબાઈ સરકારે એક સેના મોકલી, એવા હેતુથી કે તે બેટ ફરી હસ્તગત કરવામાટે પો-

મરાઠાઓનો વિરોધ.

* જૂઠો લેખ બનાવ્યાને માટે ફાંસી દેવાનો કાયદો ઇંગ્લાંડમાં તે સમે ચાલતો, તેથી હિંદુસ્થાનના દેશીઓ અજાણ્યા હતા તેનો વિચાર કોરટે કર્યો નહિ. હેસ્ટિંગ્સ અને અદાલતના મુખ્ય જડજે ખટપટ કરી સ્વાર્થે મળી જઇ આ અન્યાય કર્યો.

તુંગીજ લોક તૈયારી કરેછે તેમને હાથ ન જાય. પછી થોડે દહાડે મુંબાઇ સરકારે રઘુનાથરાવ કિંવા રાઘોબા નામે મરાઠા લોકનો એક સરદાર જે પેશવાનું પદ મેળવવા ધારતો હતો તેની સાથે ઠરાવ કર્યો કે જો અમને સાલ્સેટી બેટ તથા મુંબાઈ પાસેનાં બીજાં સ્થળ આપો, તો તેના બદલામાં અમેતમને શત્રુ સામે લઢવામાં સહાય આપીએ.

રાઘોબાએ આ ઠરાવ અંગીકાર કર્યાંથી તેને મદદ કરવા એક સેના મોકલી, પરંતુ બંગાળાની સરકાર જેને હવણાં બીજા ઇલાકાની શિરોમણી ઠરાવી હતી તેણે આ કામમાં ધડધડાવીને હાથ ઘાલ્યો. લઢાઇને સ્થાને સૈન્ય મોકલી મૂકવામાં આવ્યું હતું તેને પાછું બોલાવી લેવાની બંગાળા સરકારે આજ્ઞા કરી ને કર્નલ અપટન નામેઅધિકારીને બંગાળેથી મોકલ્યો હતો તેને ફર્માવ્યું હતુંકે રાઘોબાના સામાવાળીઆ સાથે સંધિ કરવી.

બંગાળા સરકાર વચમાં હાથ ઘાલે છે.

રાઘોબાના શત્રુઓએ એવો ઠરાવ કરવાને હા કહી કે ઇંગ્રેજ સરકાર જો રાઘોબાનો પક્ષ ગ્રહણ ન કરે, તો અમારે સાલ્સેટી તથા બીજા પાસેના બેટ ઇંગ્રેજને આપવા.

પુરંધરનું તહનામું ૩ જી જુન ૧૭૭૬.

થોડીવાર મરાઠા છાનામાના બેશી રહ્યા, પરંતુ તેઓ ઇંગ્રેજ સાથે લઢાઈ કરવાની ખટપટમાં મંડ્યાછે એવું ઝટ જણાઈ આવ્યું. ફ્રાન્સ તથા ઇંગ્લાંડ વચ્ચે લઢાઈ ઊઠવાનો સંભવ હતો ને કલકત્તે સમાચાર પહોંચ્યા કે મરાઠાની રાજધાની જે પુના ત્યાં એક ફ્રેંચ અધિકારી છે ને મરાઠાની સેનાને યુદ્ધ કળા શીખવેછે.

મરાઠા લઢવા તૈયાર થાયછે.

હેસ્ટિંગ્સ સાહેબે બંગાળેથી મુંબાઈ આવવા એક નાનું સૈન્ય મોકલ્યું, ને મુંબાઈ સરકારને લખ્યું કે તેની મદદમાં બીજું સૈન્ય તમારે મોકલવું. મુંબાઇ સરકારે આ આજ્ઞા તત્કાળ માથે ચઢાવીને કર્નલ ઇગર્ટનને ચાર હજાર માણસ આપી મોકલ્યો, પરંતુ તેને મંદવાડ આવ્યાના કારણથી તેને થોડે દિવસે અધિકાર છોડવો પડયો. તેની જગ્યા કર્નલ કોક્બર્નને મળી. શત્રુસાથે કોલ કરાર કરવાને સારૂ કોક્બર્ન સંઘાતે મુલ્કી ખાતાના બે અધિકારી મોકલ્યા હતા. ફોજનો અધિકારી જુદો તથા સંધિ વગેરે કરનાર અધિકારી જુદો એ ગોઠવણ અચૂક કઢંગી હતી.

મરાઠા ઉપર સ્વારી.

મુંબાઈનું સૈન્ય પુના તરફ ગયું. રાઘોબાને ઇંગ્રેજસાથે પાછો સંપ થયાથી

ઈ. સ. ૧૭૭૮. મુંબાઈથી સૈન્ય કુચ કરેછે.

સેનાની હારે તે આવ્યો હતો, પરંતુ તે પહેલે પ્રમાણે પોતાની જોડે મરાઠી સૈન્ય લાવ્યો નહોતો. ઇંગ્રેજ ફોજ લડાઈમાં કાંઈક જય મેળવશે એટલે મારી ફોજ આવી મળશે એવું તેણે કહ્યું, પરંતુ તેનું આ બોલવું ઇંગ્રેજને શંકા પડતું લાગ્યું. સેનાના અધિકારીઓના મનમાં બીક ઉત્પન્ન થવા લાગી; શત્રુઓ તેમની દૃષ્ટિએ પડ્યા, પરંતુ તેઓ શત્રુના બળની કસોટી કહાડવા નહિ ઊભા રહેતાં હામ હારી બારેબારા પાછા ફર્યા.

સૈન્યનું પાછું હઠવું. ૧૧ મી જાન્યુઆરિ ૧૭૭૯.

મરાઠા સૈન્યમાં સ્વારો પુષ્કળ હતા. તે સ્વારો ઇંગ્રેજ સેનાની ચારે ગમ પાસવાટે ચાલી તેમને અન્ન પાણી મળવા ન દેવાનો ઉદ્યમ કરતા, ને મંદવાડ કિંવા થાકને લીધે સેનામાંથી કોઈ વિખૂટું પડતું, તો તેનો ઘડો લાડવો કરતા. ઇંગ્રેજી ફોજ હૂમલો કરશે એવું સંભવે ત્યારે તેઓ જરા વેગળા જતા રહેતા, પણ લશ્કરે કુચ કરવા માંડી કે તુરત પાછા આવી દેખાવ દેતા. આ પ્રકારની અપકીર્ત્તિ તથા અવ્યવસ્થાપૂર્વક ઇંગ્રેજી લશ્કર પાછું ચાલ્યું.

આ ચઢાઈમાં હાર ખાવી.

પરંતુ બે દિવસમાં તેમણે પડાવ રાખી મરાઠાસાથે સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે સાલ્સેટી વગેરે જે તમે મેળવવાની ઈચ્છા કરી હતી તે મેળવવાની વાત મુકી દો તો અમે તમને નહિ પજવતાં મુંબાઈ જવા દઈએ. પછી બે ઇંગ્રેજને ઓળમાં મરાઠાની છાવણીમાં મોકલ્યાને રાઘોબા પોતાને માટે જેટલી ફાવતી સરતો થઈ શકી તેટલી સરતો કરીને પોતાના એક પ્રતિસ્પર્દ્ધિને શરણે ગયો.

બંગાળાની પલટણનું રમખાણું.

બંગાળેથી નીકળેલી સેનાએ તો કશું લીલું વાળ્યું નહિ. તે સૈન્યનો અધિકારી કર્નલ લેસ્લી નામે હતો તેણે વાટમાં ને વાટમાં બહુ દહાડા ભાગ્યા, ને કેટલાક નાના નાના સંસ્થાનિકોના ટંટા જેમાં તેને મન ઘાલવાનું પ્રયોજન નહોતું, તેની પંચાતમાં પડ્યો. તેણે આટલો બધો વિલંબ કર્યો, તેથી મિસ્તર હેસ્ટિંગ્સે તેને

કર્નલ ગોડડને સેનાપતિ નીમ્યો.

પાછો બોલાવી લેવાનો નિશ્ચય કર્યો, ને તેને ઠેકાણે ગોડર્ડને નીમ્યો. એ સરદાર શૂરો તથા ચંચળ હતો. તેને જગ્યા મળ્યાનો કાગળ આવતાં વાંતજ તે સત્વર મુંબાઈ ભણી ચાલ્યો. મુંબાઈની પલટણના અધિકારીના પત્ર તેને પહોંચ્યા ને તેથી ઊલટા પ્રકારના કાગળ તે પલટણ સંઘાતે બે મુલકી ખાતાના અધિકારી હતા તેમણે લ-

તે સૂરત આવી પહોંચેછે. ૩૦ જાન્યુઆરિ ૧૭૭૯.

ખ્યા. પરંતુ એઓના સંદેસા તથા શીખામણ ઉપર લક્ષ ન આપતાં સૂરત આવી દાખલ થયો. તેને માર્ગમાં મરાઠી સ્વારોએ વારંવાર ડર બતાવ્યો, પરંતુ તેની થોડી પણ યુદ્ધમાં કુશળ સેના ઉપર હૂમલો કરવાને તેમની છાતી ચાલી નહિ. કર્નલ ગોદર્દ સૂરત આવ્યા પછી એક વરસલગી શત્રુ સામે લઢવ નહિ જતાં બેશી રહ્યો. એટલો અવસર સંધિ કરવાના ઉદ્યમમાં વીત્યો. અંતે ૧૭૮૦ ના જાન્યુઆરિ માસમાં તેણે લઢાઈ જોડી; ફેબ્રુઆરિ માસની તા૦ ૧૫ મીએ અમદાવાદ હસ્તગત કર્યું; ને આવતા એપ્રિલમાં મરાઠી સૈન્યને હરાવ્યું.

આ પ્રમાણે કર્નલ ગોદર્દ પશ્ચિમમાં લઢાઈ ચલાવતો હતો તેવામાં વારન હેસ્ટિંગ્સે કપ્તાન પોફામને થોડું લશ્કર આપી ગોહદનો રાણો જેણે ઇંગ્રેજ સાથે નવો સ્નેહ બાંધ્યો હતો અને મરાઠા જોડે વિરોધ આરંભ્યો હતો તેને સહાય આપવાને મોકલ્યો. ગોહદ પરગણું આગ્રા પ્રાંતમાં છે. ગોહદના રાણાનો શત્રુ સિંધિઆ હતો ને તે ઇંગ્રેજનો પણ વેરવી હતો. આ કામ ઉપર કપ્તાન પોફામને નીમ્યો હતો તે ઠીક કર્યું હતું. તેનાં કરતાં સરસ તથા શૂરવીર માણસ બીજો કોઈ મળત નહિ. કપ્તાન પોફામે લાહાર નગર લીધું એ તેનું પહેલું પરાક્રમ હતું. અહિં મરાઠા જીવ ઉપર આદરીને શૌર્યથી લઢ્યા. ઇંગ્રેજનાં ૧૨૫ માણસ મરાયા, પરંતુ અંતે તેમના અચળ ધૈર્યના પોબાર પડ્યા, ને કિલ્લો તેમને હાથ આવ્યો.

કાપ્તન પોફામની નીમણુક.

ઇ. સ. ૧૭૮૦. તેણે લાહાર લીધું. ૨૧ મી એપ્રિલ.

ગ્વાલિયર ગઢ અતિ બળવાન છે ને તે કોઇનાથી લેવાય એવો નથી. ઇંગ્રેજથી પણ લેવાવો વસમો એવું હિંદુસ્તાનના ઘણાના માનવામાં હતું. તે ઊંચા ડુંગર ઉપર બાંધેલો હતો, ને તેના રક્ષણાર્થે માથું આપે એવા ઘણા સિપાઈઓ રાખ્યા હતા. સન ૧૭૮૦ ના માસ આગસ્ટની તા૦ ૩ જીને પરોઢીએ ઇંગ્રેજના સૈન્યે એ ગઢને ઘેરી લીધો, ને નીસરણીઓ મૂકી છાતી વરામ ડુંગર ઉપર ચઢ્યા, ને શત્રુના ઉપર છાપો માર્યો, ને ઝાઝાં માણસની હાનિ નહિ થતાં એ પ્રખ્યાત ગઢ લીધો.

ગ્વાલિયરના કિલ્લા ઉપર છાપો માર્યો. ૩ જી આગસ્ટ.

આ લઢાઈ હવે થોડા દિવસ પછી બંધ પડી. વારન હેસ્ટિંગ્સ એથી ભારે લઢાઈમાં ગૂંથાયો હતો, ને તેમાં તેને પોતાનો બધો કાળ રોકવાનો તથા ચિત્ત પરોવવાની જરૂર હતી, અને તેના ખરચને સારૂ

લઢાઇનો અંત.

તેના હાથમાંનાં સઘળાં દ્રવ્યનો ખપ હતો. મરાઠા સાથે કેટલીક ભાંજગડ કરી સમાધાન કર્યું ને અગાઉ કર્નલ અપ્ટને પુરંધર મુકામે તહનામું કરેલું ત્યારથી મરાઠાનો જેટલો મૂલક ઇંગ્રેજે લીધેલો તે તેમને પાછો આપવાનો ઠરાવ થયો.

સાલબાઇનું તહનામું. ૧૭ મી મે ૧૭૮૨.

---

# પ્રકરણ ૧૧ મું.

## હૈદર અલ્લી કર્નાટક ઉપર ચઢાઈ કરેછે.

ઈ૦ સ૦ ૧૭૮૦ થી ૧૭૮૪ સુધી.

**હૈદરની ચઢાઈ—મદ્રાસમાંના રાજકારભારીઓની સુસ્તી—કર્નલ બેલીનો પરાભવ—સર હેકટર મન્રો પાછો ફરેછે—મદ્રાસમાં ધાસકો—હેસ્ટિંગ્સ કુમક મોકલેછે—કલકત્તેથી સર આયર કુટ આવ્યો—વાંદેવાશની વહાર કરી—ચિલમબ્રમ આગળ પરાભવ—પોર્તો નોવોમાં યુદ્ધ—હૈદરને હરાવ્યો—બંગાળેથી કાપ્ટન પીરસી કુચ કરેછે—બીજું યુદ્ધ—શોલિંગરમાં જય—વેલોરનું સંરક્ષણ—વલંદા સાથે વિગ્રહ—તેમનાં થાણાં લીધાં—હૈદર પાછો મદ્રાસની સમીપ આવેછે—સર આયર કુટ નોકરીનું રાજીનામું આપેછે—કર્નલ બ્રાથ્વેટનો પરાભવ—ટલિશરિમાં માઇસોર લોકને હરાવ્યા—ટિપુને પશ્ચિમ કાંઠા ઉપર મોકલ્યો—પાનિઆનિમાં તેની હાર—હૈદરનું મૃત્યુ—ટિપુનું પાછું આવવું—જનરલ માથ્યુસ માઇસોર ઉપર સ્વારી કરેછે ને બેદનુર લેછે—પોતે નિર્ભય છે એવું મૂર્ખતાથી માનેછે—ટિપુ પાછો દેખાવ દેછે—બેદનુર પાછું હસ્તગત કરેછે—તે વિશ્વાસઘાત કરેછે—મેંગલોરનો ઘેરો—કર્નલ ફુલર્ટનની કુચ—ટિપુ સુલતાન સાથે સંધિ.**

મદ્રાસ હવણાં મોટા સંકટમાં હતું. હૈદર અલ્લી મોટું દળ લઇ કર્નાટકમાં ઊતરતો હતો. એ રાજા ઘણા વખત થયાં મોટી સેના એ સ્વારીને સારૂ ભેગી કરેછે, તેણે નિઝામ તથા બીજા મુસ-

ઈ. સ. ૧૭૮૦.

લમાન રાજાઓની સહાય માગીછે, તથા ચારે ગમથી પરચૂરણ લઢવૈયા લોક તેને આવી મળ્યાછે, એ વાત આખા હિંદુસ્તાનમાં ચાલી રહી હતી, તે છતાં મદ્રાસના ગવર્નર તથા તેના મંત્રીઓ અને કારભારીઓના જાણ્યામાં આવી નહોતી. દુશ્મન સામે લઢવા પ્રવીણ સેના તૈયાર નહોતી, સેનાને માટે અન્નાદિકનો સંગ્રહ કરી રાખ્યો નહોતો, ને વળી અધૂરામાં પૂરૂં થોડા દહાડા પહેલાં બંગાળાની સરકારમાં જેવા નિર્લજ વધરા ચાલતા હતા તેવા અહિના રાજ્ય કારભારીઓમાં ચાલી રહ્યા હતા.

હૈદર કર્નાટક ઉપર હલ્લો કરેછે. જુલાઇ.

મદ્રાસની આસપાસનાં ગામ જે હૈદરે અર્દ્ધ વર્તુલાકારમાં બાળ્યાં તેમાંથી ધૂમાડાના ગોટે ગોટ નીકળતા સેંટ ટોમસના ડુંગર ઉપરથી જણાયા; તેણે પોર્તો નોવો લૂટ્યું તથા કોંજેવરમ હસ્તગત કર્યું, ત્યાં લગી મદ્રાસ સરકારની આંખો પૂરે પૂરી ઉઘડી નહિ. ત્યાર પછી એ સરકાર જાગૃત થઇને તેમણે નાણા માટે કલકત્તે લખ્યુ.* કોંજેવરમ ઉપર સર હેક્ટર મન્રોને સૈન્ય આપી મોકલ્યો, પણ તે સ્થળ શત્રુઓએ છોડી દીધું હતું. ગન્તૂર સંબંધી નિઝામ અલ્લી સાથે ભારે વાંધા હતા ત્યાં કર્નલ બેલીને થોડાંક માણસ આપી મોકલ્યો હતો તેને પાછો તેડાવ્યો.

મદ્રાસ સરકારના મૂર્ખાઇ ભરેલા યત્ન.

કર્નલ બેલીની ટુકડીનું પાયું કરવું.

આ અધિકારી મન્રો સાહેબને કોંજેવરમમાં આવી મળવા સારૂ પાછો ફર્યો. હૈદરે આ બેને ભેગા ન થવા દેવાનો નિશ્ચય કર્યો, ને કોંજેવરમ જઈ પહોંચે ત્યાર પહેલાં તેના ઉપર હૂમલો કરવાની જોગવાઇ કરી. મન્રો સાહેબે બેલીની કુમકે કર્નલ ફ્લેચરને એક હજાર માણસ આપી મોકલ્યો. હૈદરે પગાર આપી બાતમીદાર રાખ્યા હતા તેમણે ફ્લેચરને માર્ગ ભૂલાવવાના ઉપાય કર્યા, પરંતુ તેણે ધારેલું કામ સંરે તોરે પાર પાડ્યું.

કર્નલ બેલી હાર ખાયછે. ૧૦ મી સપ્ટેંબર.

મન્રો સાહેબની છાવણીથી પાંચસાત ગાઉ ઉપર કર્નલ બેલી આવી પહોંચ્યો હતો. પછી તેણે પ્રભાતમાં કુચ કરવા માંડી તે વેળા તેને ટિપુનું દળ જે ઘણા દિવસથી તેને પજવતું હતું તેણે ઘેરી લીધો. શત્રુઓએ બેલીના નાના સૈન્ય ઉપર થોડીક તોપો મારવાનો આરંભ કર્યો. બેલીએ પોતાના માણસને આગળ વધી તે તોપો લઇ લેવાની આજ્ઞા કરી. તેમણે તે આજ્ઞા માથે ચઢાવી શૂરપણે તોપો પડાવી

લીધી, પરંતુ શત્રુના અસંખ્ય સ્વારો તે થોડાં માણસને વીંટાઈ વળવાથી તેઓને પાછા ફરી મોટા ભાગને જઈ મળવાની જરૂર પડી. આ સ્વાર હૈદરની સેનાને મોખરે રહેતા, ને તેમની પાછળ પાયદળ તથા તોપો રાખી હતી. ઇંગ્રેજી ફોજની ઉપર ધસી આવ્યા ખરા, પણ ઝટ પાછા હઠી બાજુપર ખસી ગયા. એ પછી હૈદરની પચાસ તોપોનો માર ચાલ્યો. ઇંગ્રેજોએ પણ સામી તોપો છોડવા માંડી, પરંતુ તેમની પાસે તોપો થોડી હતી ને દારૂગોળો ઝટ ખૂટી પડ્યો. દારૂની બે પેટીઓ તે ઉપર શત્રુનીભણીથી આવેલો ગોળો પડવાથી સળગી ઊઠી. ને દેશી શિપાઈ અત્યાર લગી દૃઢતાથી તથા શૌર્યતાથી લડતા હતા, પણ હવે ગભરાટમાં પડ્યા. ગોરા સિપાઇઓ આગળ વધવાને આતુર થઈને અમને આગળ લઇ જાઓ, અમને આગળ લઈ જાઓ, એમ બોલતા હતા, પરંતુ કર્નલ બેલીએ તેમ કરચું નહિ. તે શ્રમથી થાકી ગયો હતો ને અંતરામણમાં આવી ગયાથી ગભરાઇ ગયો હતો. તે વારે વાવટા સુદ્ધાં તેણે આગળ આવીને પોતાના સૈન્યને આજ્ઞા કરીકે શત્રુને સ્વાધીન થાઓ. આ જય મળવાથી તોરમાં આવીને હૈદર અલીએ તથા તેના સૈન્યને શરણે આવેલા શત્રુમાંથી ઘણા ખરાનો અતિ નિર્દયપણે ઘાત કરી પોતાના નામને લાંછન લગાડ્યું.

સર હેક્ટર મન્રોએ આ માઠા સમાચાર સાંભળી મદ્રાસ ભણી કુચ કરીને વાટમાં વિલંબ ન થાય માટે તોપો પણ પાછળ પડતી મૂકી. હવે હૈદરને મોકળે મદાલવાનું મળ્યું. તેણે આર્કોટ તથા બીજા કેટલાક કિલ્લા હસ્તગત કરી વેલોરને ઘેરો ઘાલ્યો.

સર હેક્ટર મનરોનું પાછું હઠવું.

ઉપલા સમાચાર મદ્રાસમાં પહોંચતાં વારને સૌના મનમાં શોક સંતાપ ઉત્પન્ન થયો. પરંતુ ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સે એ વર્તમાન સાંભળતાં વાંતજ ઝટપટ યુદ્ધકાજે યોગ્ય સામગ્રી કરી. તેણે બાવન દિવસની અંદર બંગાળાના સેનાધિપતિ સર આયર કૂટને સૈન્ય આપી મદ્રાસ મોકલ્યો. એક ટૂકડીને પગવાટે બંગાળેથી ત્યાં જવાની આજ્ઞા કરી; જ્યાંથી દ્રવ્ય મળવાનો જોગ હતો ત્યાંથી દ્રવ્ય ભેગું કરચું; મદ્રાસનો ગવર્નર જડ બુદ્ધિનો માણસ હતો તેને નોકરીથી બરતરફ કર્યો, ને મરાઠા સાથે બંધ કરવા માંડ્યો. તાત્પર્ય કે આ કઠણ પ્રસંગે ધૈર્ય રાખી ભયની સામે થવામાં યથાશક્તિ યોજના કરી.

વારન હેસ્ટિંગ્સનાં હિમ્મતવાન કામ.

સર આયર કૂટે મદ્રાસ પહોંચતાં વાંતજ યુદ્ધનો આરંભ કર્યો નહિ. તેના

જોવામાં આવ્યું કે સેના જોઈએ તેવી તૈયારીમાં નથી, તથા સર સામાનની ઘટતી ગોઠવણ કરેલી નહોતી, તેથી બધી સામગ્રી કરવામાં તેને કેટલાક દિવસ ભાગવા પડ્યા. બીજે વર્ષે જાન્યુઆરિ માસની તા૦ ૧૭ મીએ શત્રુ સામે તે લઢવા ચાલ્યો. જે જે કિલ્લાના રક્ષકો હૈદરસામે ટક્કર ઝીલી રહ્યા હતા તેમની વહારે પ્રથમ તે ગયો. ચિંગલપટ તથા વાંદેવાશ જ્યાં આગળ તેણે અગાઉ જય મેળવ્યો હતો ત્યાં જઈને તેણે મદદ કરી. વાંદેવાશ કિલ્લા ઉપર મહમદ અલ્લીનો એક સરદાર હતો, પણ તે વિશ્વાસ રાખવા યોગ્ય માણસ નહિ જણાયાથી ત્યાં લેફ્‌ટેનન્ટ ફ્લિન્ટને મોકલેલો હતો. તેણે બહાદુરીથી કિલ્લાનું સંરક્ષણ કરયું. પછી ફ્રેંચ લોકે પોંદિચેરિ પાછું હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો હતો ત્યાં સર આયર કૂટ પહોંચ્યો, ને ત્યાંથી કડાલોર ગયો. લઢાઈ ન કરતાં થોડા દિવસ અહિં તેણે વિશ્રાંતિ લીધી. જુન માસમાં કડાલોરથી ૧૫ કોસને અંતરે ચિલામ્બ્રમ કરીને દેવાલય છે તે હસ્તગત કરવાનો યત્ન કર્યો, પરંતુ જે ટૂકડીને ત્યાં મોકલી હતી તેમાં મોટી હાનિ થઈને હાર ખાઈ તે પાછી આવી.

સર ઇ. કૂટ આવી પહોંચે ૫ મી નવંબર.

ચિલામ્બ્રમ લેવામાં તે નિષ્ફળિત થાયછે. ૮ મી જુન ૧૭૮૧.

ઘણા દિવસ થયાં હૈદર અલ્લી ઇંગ્રેજના સૈન્યની થડમાં આવ્યો નહોતો, પરંતુ બીજા સ્થળ વિષે તે જય મેળવતો હતો. તેણે અંબૂર, થિઆગઢ, અને બીજા કિલ્લા હસ્તગત કર્યા હતા. તંજાવરની રાજધાની વિના તે આખો દેશ ખૂંદી વળ્યો હતો. ચિલામ્બ્રમમાં પરાભવ થયાની વાત સાંભળીને ઇંગ્રેજની સેનાની સમીપ આવવાને તેના મનમાં વસ્યું, ને ઝટપટ કડાલોર જઈને તે ગામ પાસે મોરચા બાંધી મજબૂત છાવણી કરી રહ્યો. સર આયર કૂટની ઘણાં દિવસથી ઇચ્છા હતી કે એકવાર તેની સાથે યુદ્ધ કરવું. તેને હવે એવો અવસર આવ્યો; હૈદર અત્યાર લગી ઇંગ્રેજ સામે લઢવાની તક આવતી તો તે ચૂકાવી દેતો. હવણાં તેના પણ મનમાં એમ વસ્યુ હતું કે ઝઘડો કરવો. સર આયર કૂટને ભરૂંસો હતો કે મારો જય થશે, પરંતુ કદાપિ પરાભવ થાય તો પાછા જવાની ગોઠવણ તેણે કરી રાખી હતી. તેણે સમુદ્ર કાંઠાના થડમાં વહાણો રખાવ્યાં હતાં, એટલા માટે કે હાર થાય તો તેઓમાં જતાં રહેવાય.

હૈદર અલ્લીની હાલ ચાલ.

સર આયર કૂટની તૈયારી.

પોર્ટો નોવોની લડાઇ. ૧ લી જુલાઈ.

સન ૧૭૮૧ ના જુલાઈ માસની તા૦ ૧ લીએ સવારમાં સાત વાગે ઇંગ્રેજી લશ્કર લડાઈ કરવાના નિયમમાં ગોઠવાઈ છાવણીમાંથી નીકળ્યું. હૈદરની ફોજ દેખાતા લગી તે આગળ ચાલ્યું. હૈદરે પોતાની સેના કડાલોરની વાટમાં ઊભી કરી હતી તેને ડાબે પાસવે સમુદ્ર હતો, ને જમણી બાજુમાં નાના નાના ટેકરા હતા. તેણે સૈન્યની રચના એવી છટાથી રચી હતી કે જે ઠેકાણે ઇંગ્રેજ હૂમલો કરશે એવું તેણે ધારયું હતું તે ઠેકાણે ચારે ગમથી ગોળા આવીને તેમના ઉપર પડે. શત્રુએ પોતાના સૈન્યના માણસોને કેવી રીતે ઊભા રાખ્યા હતા તે યથાસ્થિત જાણવામાટે ઇંગ્રેજનો સેનાપતિ બે ઘડિ રોકાયો. એટલી વાર તેણે પોતાના માણસને ઊભાં કરી મૂકયાં. શત્રુ હળવે હળવે બંદૂકો છોડી ગોળીઓ મારતા હતા, પરંતુ તેણે પોતાના લોકને વાર્યા હતા કે તમારે સામી એકે બંદૂક છોડવી નહિ. તેણે શું કરવું એવિષે છેવટ નિશ્ચય કર્યો. શત્રુની એવી ઇચ્છા હતી કે ઇંગ્રેજની ફોજના મુખ્ય આગળ જે મેદાન હતું તે મધ્યે તેઓ આવે. એવી ઇચ્છાનું કારણ કે તેઓ આવે તો આપણા ભણીની સઘળી તોપોનો માર તેમના ઉપર પડે, ને ત્યાં આવીને તેમનું સૈન્ય ગભરાટમાં પડે, તો આપણા સ્વારોને તેમના ઉપર ધસવાનું ફાવે. ઇંગ્રેજી સેનાપતિએ શત્રુનો કેવો વિચાર છે તે વર્તી જઇને પોતાના સૈન્યની બે ટૂકડીઓ કરીને જમણી બાજુએ વળીને રેતના ટેકરા તથા સમુદ્ર વચ્ચે મોકળી જગ્યા હતી તે ઉપર થઈને આગળ ચાલ્યો.

હૈદર હલ્લો કરેછે.

હૈદરે પણ પોતાના લશ્કરનું સ્થાન ઝટ ફેરવ્યું. રેતના ટીંબા મધ્યે એક નાળ હતી ત્યાં ઇંગ્રેજના સૈન્યની પહેલી ટુકડી શત્રુને સામી મળી તેના ઉપર શત્રુ ભણીથી ગોળાનો માર મોટા ઝપાટાથી ચાલતો છતાં પેલી ગમ જે મેદાન હતું તેમાં તે વ્યવસ્થા પૂર્વક ગોઠવાઈને જે ટેકરા મૂકીને તે આગળ ચાલી હતી તે ટેકરા આગળ બીજી ટોળી આવી પહોંચતા લગી કાંઈ ન કરતાં ધીરજ ધરી ગોળાનો માર ખમતી ઊભી રહી. તેમનો જનરલ સૈન્યમાં ઘોડા ઉપર બેશી ફરતો હતો ને કહેતો જતો કે હજુ થોડીવાર ધીરજ રાખો, હાલ ગોળીનો માર ચલાવશો નહિ. છેવટે એક અમલદારે પાસે આવી તેને ખબર કરી કે સઘળા રેતના ટેકરા લીધા, એ સાંભળીને તત્કાળ તેણે તોપો છોડવાની આજ્ઞા આપી. તેના માણસોએ એવા સપાટાથી

તોપો છોડવા માંડી કે તેમણે એ ભાગમાંથી શત્રુઓને ઝટપટ નસાડી મૂકયા.

આણીગમ બીજી ટોળી રેતના ટેકરા ઉપર બહુ શૌર્યથી લઢતી હતી. તે ટોળીએ શત્રુને કેવળ પાછા હઠાવ્યા, ને જે નાકાં હાથ કરવાની તેમની ઇચ્છા હતી તે હાથ કર્યા પછી થોડીવારમાં હૈદરનું બધું દળ પાછું ફરી નાસવા લાગ્યું.

ઇંગ્રેજોનો વિજય થાયછે.

યુદ્ધ ચાલતું હતું તે વેળા હૈદર એક ડુંગરી ઉપર બેઠા બેઠા સઘળો તમારો જોતો હતો. કોઈ માણસોએ આવીને તેને એવા સમાચાર કહ્યા કે આપનું લસ્કર પાછું ફરી નાસવા લાગ્યુંછે, ત્યારે તેણે તે વાત સાચી માની નહિ ને ગુસ્સો કરી સમાચાર લાવનારને નઠારી ગાળો દીધી. ડુંગરી ઉપરથી નાશી જવાને તેને ઘણાંએ સમજાવ્યો, પણ તે વાત તેને ગળે ઊતરી નહિ. છેવટે તેના એક માનીતા ચાકરે તેના પગ પકડી તેને જોડા પહેરાવ્યા ને ઘોડે બેસાડયો, એટલે તે રણ ભૂમિમાંથી ઉતાવળો પલાયન કરી ગયો.

હૈદર નિરાશ થાયછે.

આ જય બહુ અગત્યનો થઇ પડ્યો. ઇંગ્રેજની ધાક પુનઃ બેઠી; કર્નલ બેલી સાહેબની હાર થયાથી ઇંગ્રેજના નામને જે લાંછન લાગ્યું હતું તે ભૂસાઈ ગયું, ને હૈદરના મનમાં અંતે ઇંગ્રેજનો પરાભવ કરી જય મેળવવાની આશા હતી તે ભંગ થઈ.

આ જયનાં પરિણામો.

જ્યારે આ પરાભવના સમાચાર ટિપુને પહોંચ્યા ત્યારે તે વાંદિવાશ કરી હસ્તગત કરવાની ગડમથલ કરતો હતો. ત્યાંથી એ વર્તમાન સાંભળતાં વાંતજ તે પોતાનો પિતા જે બંગાળેથી ઇંગ્રેજની પલટણ આવવાની હતી તેનો ને સર આયર કૂટનો મેળાપ થવા ન દેવો એવા વિચારથી આર્કાટ ગયો હતો તેને જઈ મળ્યો. પરંતુ સર આયર કૂટે પુલીકાટ નામે તળાવની પૂર્વમાં એક વાટ હતી તે વાટે થઇ આવતાં હૈદરે રોકેલું નાકું આડકૂટે રહ્યું. તેણે આ રીતે પોતાનો મનોરથ પરિપૂર્ણ કર્યો. આ માર્ગ થઈ પહેલાં એકે વેળા કોઇ લશ્કર આવ્યું ગયું નહોતું.

બંગાળેથી લશ્કર આવેછે તેને સર આયર કૂટ જઇ મળેછે. આગસ્ટ.

કલકત્તેથી આવનારી પલટણનો સરદાર કર્નલ પર્સ નામે હતો તે જે જે

દેશને માર્ગે થઈ આવ્યો તે દેશવિષે તે વેળામાં બહુ થોડી માહિતી હતી, અને જે લોકની શત્રુ ભાવ જણાવવાને આપ્પી ભાગી વૃત્તિ હતી તે લોકને તેણે મોટા ચાતુર્યથી મેળવી લીધા.

બંગાળેથી આવતાં કર્નલ પર્સની વાટ.

આ કુમક મળ્યા કેડે સર આયર આકોટ તથા વેલોર તરફ પાછો આવ્યો તેને આંતરવાને હૈદરનું સૈન્ય ફરી પાસે આવ્યું, ને જે ઠેકાણે એક વરસ ઉપર કર્નલ બેલીનાં માણસને હૈદરે નિર્દય પણે મારી નાંખ્યાં હતાં તે ઠેકાણે યુદ્ધ થયું. ઘણાંના હાડકાં અદ્યાપિ ભૂમિ ઉપર પડયાં હતાં તે જોઈ ઇંગ્રેજનું સૈન્ય એ બાયલું ને દુષ્ટ કામ કરનાર સામે લઢવા ચાલ્યું તે વેળા તેમના મનમાં ખેદ થયો. આ યુદ્ધમાં એકે પક્ષનો જય થયો કહેવાય નહિ. ઇંગ્રેજોની સંપૂર્ણ જીત થઈ નહિ, તથાપિ શત્રુને નસાડીને ત્યાં તેમણે છાવણી નાંખી. પરંતુ સપ્ટેંબરની તા૦ ૨૭ માએ શોલિંગર કરીને વેલોરથી થોડેક છેટે એક ડુંગરી છે ત્યાં આગળ બીજું યુદ્ધ થયું. હૈદર ઉપર છાપો માર્યો. હૈદરે કાંઇક વેળા લગી ટક્કર ઝીલી, પરંતુ પોતાનો પરાભવ થયો જોઈને તેણે લસ્કરને પાછા ફરવાની આજ્ઞા કરી ને શત્રુઓએ તેના ઘોડેસ્વારોને જો કે પ્રત્યેકવાર પાછા હઠાવ્યા, તથાપિ તેણે શત્રુઉપર ફરી ફરી ધસારો કરવાને પ્રત્યેકવાર તેમને ફરમાવ્યું, એટલા માટે કે તેના તોપખાનાંનો બચાવ થાય. આ લઢાઇમાં શત્રુનાં આશરે ૫૦૦૦ માણસ મરાયાં ને ઇંગ્રેજના માત્ર એકસો મરાયાં.

પોલીલોર આગળ બીજી લઢાઇ. ૨૧ મી આગસ્ટ.

શોલિંગરનું યુદ્ધ. ૨૧ મી સપ્ટંબર.

આ ઝઘડામાં મદ્રાસના દેશી પાયદલની વીસમી પલટણ અતિશય પંકાઇ, ને આ પ્રસંગે તેમણે જે સારી ચાકરી બજાવી, તેથી તેમના વાવટા ઉપર શોલિંગર એ નામ અદ્યાપિ જોવામાં આવેછે.

મદ્રાસના દેશી પાયદલની ૨૦ મી પલટણ.

વેલોરને શત્રુઓએ ચારેગમથી ઘેરો ઘાલ્યો હતો, ને દુકાળથી ગામની અંદરનાં માણસની દુર્દશા થઈ હતી. આ લઢાઈ થયાથી સર આયર કૂટ વેલોરની વહારે જઈ શકયો. પછી થોડે દહાડે તે મદ્રાસ ગયો ને તેની થડમાં ચોમાસામાં પોતાના સૈન્યનો પડાવ રાખ્યો.

વેલોરનું રક્ષણ કરેછે.

હૈદર સાથે લઢાઇ ચાલતી હતી તેવામાં ડચ લોક જોડે વઢવાઢ ઊભી થઈ.

હિંદુસ્તાનમાં ડચ લોકનાં થાણાં હતાં તે ઇંગ્રેજે હસ્તગત કર્યાં. મદ્રાસ તથા પુલિકાટ તરત હાથ આવ્યાં, ને નેગાપટમ ઉપર વહાણની ફોજે તથા સ્થળ ઉપરનું થોડુંક સૈન્ય લેઈ સર હેક્ટર મન્રોએ હૂમલો કરવાથી તે થોડે દહાડે હસ્તગત થયું.

ડચ જોડે વિગ્રહ.

આવતા જાન્યુઆરિ માસમાં જે લઢાઈનું મંડાણ થયું, તેમાં મુખ્ય બિના એ બની કે હૈદરે કડાલોર લીધું. પછી તેણે વાંદેવાશને ઘેરી લેવાના ઉપાય કર્યા. પરંતુ સર આયરે ચોથી વેળા તેની વહારે જઈ રક્ષણ કર્યું. ઘણા દિવસ નહિ વીત્યા એટલામાં સર આયર પાછો મદ્રાસ ગયો. મંદવાડથી તેના સૈન્યમાં માણસ ઘટી ગયાં હતાં. તે પંડે બહુ માંદો થઈ ગયો હતો. મદ્રાસ પહોંચ્યા પછી તે પોતાના વહાલા સૈન્યને છેલવેલો મળીને સ્વદેશ ગયો.

લઢાઈનો ફરી આરંભ. જાન્યુઆરિ, ૧૭૮૨.

સર આયર કૂટ વિલાયત ગયા પછી ઘણાં વરસ લગી દેશી સેનાના લોક તેના નામને અતિ વહાલપણ તથા પૂજ્ય બુદ્ધિથી સંભારતા હતા એ તેને મોટી શાબાશી હતી.

કર્નલ બ્રાયવેટની સ્વારી અને તેની હાર.

૧૬મી ફેબ્રુઆરિથી તે ૧૮મી સુધી ૧૭૮૨.

નેગાપટમ હસ્તગત કરવામાં જે સૈન્ય રોકાયું હતું તેમાંનાં કેટલાંક માણસોને તે હસ્તગત કર્યાં પછી કર્નલ બ્રાથ્વેટના તાબામાં આપી તંજાવર મોકલ્યાં. આ માણસોએ થોડા દહાડા લગી તો શત્રુસામે સારૂ યુદ્ધ કર્યું, પરંતુ પરિણામે તેમની હાર થઈ. એક દિવસ કર્નલ બ્રાથ્વેટે એક મેદાનમાં પડાવ કર્યો હતો, ત્યાં તેના ભોમીઆઓએ છાતી ઠોકી કહ્યું કે અહિંથી થોડે અંતરે શત્રુનાં પુષ્કળ માણસ એકઠાં થયાંછે. ટિપુ સાહેબે પગાર આપી તેની હમેશાની રીત પ્રમાણે બાતમીદાર રાખ્યા હતા. કર્નલ બ્રાથ્વેટને ચેતવણી મળ્યા છતાં તે પસંદ કરેલી જગ્યાએથી ખસ્યો નહિ, ને ટિપુના પુષ્કળ માણસોએ આવી છેવટે તેને ઘેરી લીધો, ત્યાં લગી ડર છતાં ડર નથી એવું માની બેશી રહ્યો. કર્નલ બ્રાથ્વેટનાં થોડાં માણસોએ બે દિવસ લગી શૂરવીરતાથી લઢી પોતાનું સંરક્ષણ કર્યું. તેઓ ચોકઠાના આકારમાં ગોઠવાઈ ઊભા રહ્યા, ને તેમાં પેસવાને શત્રુઓએ ઉપાય કર્યા તે તેમણે ચાલવા દીધા નહિ; પરંતુ છેવટે એકનું ઓસડ બે એ ઉખાણા પ્રમાણે ટિપુનાં માણસ અધિક તેથી તેમનું ફાવ્યું. ટિપુના સૈન્યમાં ફ્રેંચ લોક હતા તેમણે એક કીકીયારી કરી તે સફળ થઈ, ને તેઓ પંકાયા.

પેરામ્બોકમમાં કર્નલ બેલીના સૈન્યની જેવી માઠી ગતિ થઈહતી તેવી સ્થિતિમાં બ્રાથવેટની સેના આવી પડી. શત્રુઓએ ઇંગ્રેજોની કતલ કરવા માંડી, પરંતુ ફ્રેંચ લોકે પ્રયત્ન કરી કતલ બંધ રખાવી, ને જે ક્રૂર લોકની ચાકરીમાં તેઓ રહ્યા હતા તે લોકના આચરણમાં ને એમનાં આચરણમાં ભારે ભેદ છે એવું જણાઈ આવ્યું.

ટિપુના લશ્કરની ક્રૂરતા.

જે વેળા આ બનાવ બન્યો તેવામાં પશ્ચિમ કાંઠા ઉપર મેજર એબિંગ્ટને શત્રુનો કેવળ પરાભવ કર્યો. ટેલિશરિમાં નાયર લોક તથા ઇંગ્રેજ લોક હતા તેમણે હૈદરના સૈન્યે જે હૂમલા કર્યા હતા તે સર્વમાંથી બે વરસ લગી શૂરવીરપણે લઢી આત્મરક્ષણ કર્યું હતું તેમની વહારે મેજર એબિંગ્ટનને મોકલ્યો હતો. આ સમાચાર હૈદરને મળતાંજ તેણે પોતાના સૈન્યની કુમકે ટિપુને મોકલ્યો. ટિપુ પશ્ચિમ કાંઠા ઉપર પહોંચ્યો તે વેળા કર્નલ હુંબર્સ્ટન જે કુમક લેઈ મેજર એબિંગ્ટનને જઈ મળ્યો હતો તથા ત્યાં જે થોડું લશ્કર હતું તેનો ઉપરિ બન્યો હતો તે પાલઘાટને ઘેરો ઘાલવા જતો હતો. ટિપુને આવતો સાંભળી ઇંગ્રેજ લોક પાછા ફરી પનિઆનિમાં ગયા. ત્યાં તેમના ઉપર ટિપુએ હૂમલો કર્યો, તેમાં તેનો પરાભવ હોવાથી મોટી હાનિ થઈ.

પશ્ચિમ કાંઠાતરફ બનાવ.

પનિઆનિ આગળ યુદ્ધ. ૨૯ મી નવંબર.

ટિપુ અહિં હતો તેવામાં હૈદરઅલ્લી ચિતોડમાં મરણ પામ્યો. સૈન્યના મુખ્ય અધિકારીઓએ હૈદરના મરણની વાત ટિપુ પાછો આવતા સુધી ગુપ્ત રાખવાનો નિશ્ચય કર્યો. તેમણે ટિપુને તેના બાપના મરણના સમાચાર મોકલ્યા, ને હૈદર જીવતાં જેમ રાજ કારભાર ચાલતો હતો તે રીતે કરેડાટ ચલાવ્યો. હૈદરના મડદાને ચીરીને માંહિ મસાલા ભર્યા. લસ્કર જ્યાં જ્યાં કુચ કરી જતું ત્યાં ત્યાં શબને પડદાવાળી પાલખીમાં રાખી તે પાલખી સૈન્યને મોખરે ચલાવતા, એવું જણાવવાને કે હૈદરને ખરેખર મંદવાડ છે, પરંતુ અદ્યાપિ તે જીવતો છે. સાચી વાત જરા ચાસન થયાથી એક બે માણસોએ બંડ ઊઠાવવાનો યત્ન કર્યો, પરંતુ તત્કાળ તે બંડ શમાવી દેવામાં આવ્યું.

હૈદરઅલ્લીનું મૃત્યુ. ૭ મી દિસેંબર.

કોઈ રીતે હૈદરના મૃત્યુની વાત ઇંગ્રેજ લોકને જાણ પડ્યા ઉપરથી તેમણે પોતાના સૈન્યના અધિપતિ જનરલ સ્ટુઅર્ટને તાકીદ કરી કે આવા અનુકૂળ પ્રસંગનો લાભ ઝટપટ લેવો, પરંતુ તે કાંઈ કર્યા કારવ્યા વગર બેશી રહ્યો. આ રીતે લઢાઈ કરવાની રૂડી તક ગઈ.

જનરલ સ્ટુઅર્ટ નિરુદ્યોગી બેશી રહ્યો.

આ ચાલતી લઢાઇમાં પહેલેથી તે છેલે લગી ફ્રેંચલોકે હેદરને સહાય કરી હતી. ફ્રેંચલોકનો ઉપરિ અધિકારી બુસિ હતો, પરંતુ તેનામાં શૌર્ય તથા કોઇ કામ તાબા કરવાનો જે ગુણ હતો ને જેના યોગે ૩૦ વરસ ઉપર તેણે મોટાંમોટાં પરાક્રમ કર્યાં હતાં તે ગુણ હવે તેનામાં રહ્યો નહોતો. જનરલ સ્ટુઅર્ટે કડાલોર જે હવણા ફ્રેંચલોકના તાબામાં હતું તેને ઘેરો ઘાલ્યો ને તે હસ્તગત કરવાની તૈયારીમાં હતો, તેવામાં ઇંગ્લાંડ તથા ફ્રાન્સ વચે સંધિ થયાના સમાચાર આવ્યા, તેથી કવેળાએ ઘાલેલો ઘેરો બંધ પડ્યો.

કડાલોરનો ઘેરો. જુન ૭ મીથી ૨૫ સુધી.

એટલામાં ટિપુ હેદરના મરણની વાત સાંભળતાં વાંતજ પશ્ચિમ કાંઠા ઉપરથી નીકળીને કર્નાટકમાં પોતાની છાવણી હતી ત્યાં ગયો. ત્યાં તેને રાજ્યાભિષેક થયો, ને સર્વ સૈન્યનો અધિકાર તેને મળ્યો.

ટિપુ ગાદીપતિ થયો.

પશ્ચિમ કાંઠા ઉપરથી ટિપુ ગયો, તેથી મલબારમાં પાછી લઢાઈ ચાલુ થઇ. પનિઆનિમાં ઇંગ્રેજનું સૈન્ય હતું તેને ત્યાંથી હોનોર પાસે મેરજી કિલ્લો છે ત્યાં લેઇ ગયા ને તેની કુમક કરવાને મુંબાઇથી નવી પલટણો આવી. આ સર્વ સૈન્યનો ઉપરિ જનરલ માથ્યુસને બનાવીને તત્કાળ આગળ કુચ કરી જવું એવો તેને હૂકમ કર્યો.

પશ્ચિમ કાંઠા ઉપર લઢાઇનો ફરી આરંભ થયો. ઇ. સ. ૧૭૮૩.

પશ્ચિમ દિશાએથી મૈસૂરના રાજ્ય ઉપર હૂમલો કરવાની બે વાટ છે. એક વાટ તો પાલઘાટના ડૂંગરાની નેળમાં થઇ કોઇમ્બટુરમાં જાયછે; તે કોઇમ્બટુર તે વેળા ટિપુના તાબામાં હતું. બીજી વાટ મૈસૂર તથા સમુદ્રની વચે જે પર્વત છે તે પર્વતમાં એક નેળ છે તે દ્વારાએ ઇંગ્રેજ ટિપુના રાજ્યમાં પેઠા. હોનોર નામે કિલ્લો હસ્તગત કરીને તેઓ હસનગરિ ઘાટ લગી આવી પંહોચ્યા. આ ઘાટમાં થઇ આવતાં શત્રુઓએ તેમને ઘણે ઠેકાણે અનેક પ્રકારની અડચણો કરી, પરંતુ તેમના ધૈર્ય આગળ વૈરીનું કાંઇ વળ્યું નહિ. છેવટે મૈસૂરના તે ભાગની રાજધાની જે બેદનુર તે ઇંગ્રેજને હાથ આવી.

પશ્ચિમ તરફથી મૈસૂર ઉપર હલ્લો કરેછે. જાન્યુઆરિ.

તે ભાગમાં ટિપુ પોતાનું લશ્કર લેઇ ફરતો હતો તે છતાં જનરલ માથ્યુસ તે વાત વીસરી ગયો હોય એવું જણાયું. તેણે પોતાની સરસમાં સરસ પલટણોમાંની ઘણીને પાછી મોકલી દીધી અને ટિપુ કિયે ઠેકાણે છે ને શું કરેછે તેવિષે જાણી બૂજીને તપાસ નહિ

બેદનુરમાં જનરલ માથ્યુસ બેશી રહ્યો.

કરી એ તેનો મોટો વાંક હતો. દહાડા ઉપર દહાડા ગયા, પરંતુ **માથ્યુસ સાહેબ** કાંઈ નહિ કરતાં નિરાંતમાં બેશી રહ્યા. એક દિવસે પ્રભાતમાં ટિપુના સૈન્યે એકાએક આવીને તે શાહેરને ઘેરી લીધું ને સમુદ્ર કાંઠે જતાં રહેવાનાં જે નાકાં તે રોક્યાં, તેથી શાહેરમાં જે ઇંગ્રેજ લોક હતાં તે મોટા સંકટમાં પડ્યા. પછી ટિપુએ અંતરાયલા ઇંગ્રેજને કહાવ્યું કે તમે મારે શરણે આવો. તેણે જે સરતો ઉપર સંધિ કરવાનું કહ્યું તે સરતો ઇંગ્રેજને અનુકૂળ હતી, તેથી તેમણે તે સ્વીકારી. પરંતુ ઇંગ્રેજ લોક શરણે ગયા પછી ટિપુએ પોતાનું બોલ્યું નહિ પાળ્યું. જે ઇંગ્રેજ પકડાયા તે સર્વને ઘણે દૂર અંધારા, ગંદા, ને હવડ બંદીખાનામાં પૂર્યા ને તેમાનાં ઘણા ખરાનો ઝેરથી કિંવા તરવારથી અંત આણ્યો. બેડ્નોર લીધા પછી તરતજ

કૌલ કરી બેડ-નોર તાબે કરેછે. ૩૦ મી એપ્રિલ ૧૭૮૩.

ટિપુ મેંગલોર તરફ ચાલ્યો ત્યાં ઇંગ્રેજના બાકીના સૈન્યે પડાવ નાંખ્યો હતો. કોટકિલ્લામાં કાંઇ દમ નહોતો; ઘણું કરી તે પડી ભાગેલો હતો, તથાપિ કર્નલ કેમ્પબેલના હાથ નીચે થોડા માણસોએ પરાક્રમથી તેનું રક્ષણ કર્યું. આ કિલ્લો લેવાને ટિપુએ પુષ્કળ પ્રયત્ન કર્યા તે વ્યર્થ ગયા.

શૌર્યથી મેંગલોરનું રક્ષણ થાયછે. ૨૩ મી મે ૧૭૮૩ થીતે ૨૩ મી જાન્યુઆરિ ૧૭૮૪ સુધી.

ઇંગ્લાંડ તથા ફ્રાન્સ વચ્ચે સલાહ થયાની વાત અહિં ટિપુને જાણ થઇ. આમ થયાથી તેને ફ્રેંચ લોકની સહાય મળતી બંધ પડી, તેથી તેને થોડા દહાડા સારૂ સંધિ કરવાની જરૂર પડી. સંધિના ઠરાવમાં એક એવી સરત કરી હતી કે મેંગલોરના કિલ્લામાંના ઇંગ્રેજોને તેમના ખપ જેટલું અન્ન ટિપુએ પૂરૂં કરવું. ટિપુએ એ ઠરાવનો અક્ષરાર્થ પાળ્યો, પરંતુ ભાવાર્થ પાળ્યો નહિ. તેણે અન્ન પૂરૂં પાડ્યું તે નરસ ને અવગુણ કારી હતું. વળી સંધિ થયા છતાં તે ઘેરાને લગતી સામગ્રી કરાવ્યો જતો. અંતે કિલ્લામાં દુકાળ પડયાથી અંદરના શૂરવીર ઇંગ્રેજો જેમણે ટિપુ સુલતાનના સરસમાં સરસ સૈન્ય સામે આઠ માસ લગી ટક્કર ઝીલી હતી તેમને કિલ્લો મૂકી દેવો પડ્યો.

થોડીવાર સલાહ થાયછે.

હવે ઇંગ્રેજ તથા ટિપુ વચ્ચે ફરી સંધિ કરવાની વાત ચાલી, પરંતુ ટિપુ અહંકાર ને છકમાં છકેલો હતો, તેથી એક પણ સરત ઠરી શકી નહિ. ટિપુની સામે લઢવાને ઇંગ્રેજની કાંઇ સેના સજેલી હતી. આ સૈન્યનો મુખ્ય અધિકારી કર્નલ ફુલર્ટન હતો, તેના ઉપર મદ્રાસથી ઊલટા સૂલટા એટલે એકએકથી વિરૂદ્ધ હૂકમ આવ્યા, તેથી શું કરવું ઠીક છે એવિષે તેને

કર્નલ ફુલર્ટનની કુચ.

સૂજ પડી નહિ, પરંતુ પાછળથી તેને યોગ્ય લાગે તે પ્રમાણે વર્ત્તવાની તેને છૂટી મળી, એટલે બેધડક તે તંજાવર તથા ત્રિચિનોપોલિથી પશ્ચિમ કાંઠા તરફ કુચ કરતો ચાલ્યો. તેનો હેતુ એ હતો કે મેંગલોરની પાસે જનરલ માકલીઆડનું સૈન્ય હતું તેને જઇ મળવું. માર્ગમાં તેને જાણ થઇ કે ટિપુ તથા ઇંગ્રેજ વચ્ચે સમાધાન થયુંછે. આ ઉપરથી તેણે પોતાનો હેતુ સમૂળગો છોડી નહિ દેતાં માત્ર યોજના ફેરવી. તે કોઇમ્બટુર તથા પાલઘાટ તરફ પાછો આવ્યો, ને એ બે શહેર હસ્તગત કરીને મેંગલોર સંબંધી ટિપુએ બોલ્યું અબોલ્યું કર્યું હતું તેનું વેર લેવાને શ્રીરંગપટ્ટણ ઉપર જવાને તૈયારી કરતો હતો, તેવામાં તેને હુકમ મળ્યો કે હવણાં સલાહ કરવાની વાત ચીત ચાલેછે માટે લઢાઇ બંધ રાખવી

સંધિ કરવામાં બહુ દિવસ કાઢી નાંખ્યા. અંતે સંધિ થઇ તેમાં એક એવો ઠરાવ હતો કે લઢાઇ ચાલતી હતી, તેવામાં એક બીજાએ પરસ્પરનું જે કાંઈ લીધું હોય તે પાછું આપવું. આ સંધિ બંને પક્ષના સહાયકર્ત્તાઓને પણ લાગુ હતી.

મેંગલોરનું તહનામું. ૧૧ મી માર્ચ ૧૭૮૪.

# પ્રકરણ ૧૨ મું.

## બંગાળામાં હેસ્ટિંગ્સ સાહેબના રાજકારભારના છેલા દિવસ, ને ટિપુ સુલતાન સાથે લઢાઈ. સન ૧૭૮૧ થી ૧૭૯૨ સુધી.

**લઢાઈની સામગ્રી માટે નાણું મેળવવાના ઉપાય—ચૈયતસિંગ—હેસ્ટિંગ્સ કાશી જાયછે—રાજાને કેદ પકડયો—હેસ્ટિંગ્સ આપત્તિમાં આવી પડેછે—ચૈયતસિંગનો પરાભવ—હેસ્ટિંગ્સ ચુનારમાં રહી નાણું મેળવવાની ગોઠવણ કરેછે—હેસ્ટિંગ્સ હિંદુસ્તાનમાંથી જાયછે—તેની ચાલ ચલગત વિષે જુદા જુદા મત—હિંદુસ્તાનના રાજકારભારમાં ફેરફાર—આ બાબતમાં ફોકસ તથા પિટ સાહેબના મત—લાર્ડ કાર્નવાલિસ—લઢાઇના ખૂમાટા—ટિપુ નાયર લોકને અતિશય પીડા કરેછે—ટિપુની ત્રાવનકોર સાથે લઢાઈ—તેને પાછું નાસવું પડેછે—ત્રાવનકોર ઉપર ચઢાઈ—તેનો પરાભવ થઈ તે પાછો ફરેછે—ઇંગ્રેજ લોક સાથે લઢાઈ—લાર્ડ કાર્નવાલિસ મદ્રાસમાં આવેછે—બેંગલોર હસ્તગત કરેછે—શ્રીરંગપટ્ટણ ઉપર ચઢાઈ—ઇંગ્રેજનું સૈન્ય રણમાંથી પાછું ફરેછે—પશ્ચિમ ભાગમાં લઢાઈ થાયછે—લાર્ડ કાર્નવાલિસ બેંગલોરમાં પાછો આવેછે—નંદિદુર્ગ હસ્તગત કરેછે—રાજધાની ઉપર બીજી વારનો હલ્લો—શ્રીરંગપટ્ટણને ઘેરો—ટિપુ સાથે સંધિ—ટિપુ પોતાના પુત્ર ઓળમાં આપેછે.**

પાછલા પ્રકરણમાં જે લઢાઇ વિષે લખ્યુંછે તે લઢાઇનું ખરચ પુષ્કળ થવાનું, તેથી ગવર્નર જનરલને ચિંતા થવા લાગી કે લઢાઈતો આગળ ચલાવવી છે, તથા તેમાં યશ મેળવવા માટે સૈન્ય આદિ સારી સામગ્રી જોઇએ તે ઊભી કરવા પૈસો કયાંથી તથા શી રીતે સંપાદન કરવો. તેના તાબાના સર્વ રાજા રજવાડાને તેણે વિનતિ કરી કે અમને દ્રવ્યની મદદ કરો.

ઇ. સ. ૧૭૮૧.

ચૈયતસિંગ પાસે નાણાની મદદ માગેછે.

કાશીના રાજા ચૈયતસિંગને પણ આ પ્રમાણે વિનતિ કરી. કાશીનું પરગણું સન ૧૭૭૬ માં અયોધ્યાના નવાબ અસોફુદ્દૌલાએ ઇંગ્રેજને બક્ષિશ આપ્યું હતું ત્યારથી ઇંગ્રેજે નવી

સનદ કરી આપી ચેયતસિંગને તે સંસ્થાન સોંપ્યું હતું. ૧૭૭૮ માં ફ્રેંચ સાથે લઢાઈનો આરંભ થયો, તેવારે સરકારના બચાવ માટે દ્રવ્યની મદદ તેની પાસે માગી હતી, ને ત્યારથી પ્રતિવર્ષે વધારે વધારે રકમ માગવા માંડી હતી. કંપનિ સરકારને પૈસાની બહુ અગત્ય હતી. તે રાજા ધનવાન ગણાતો હતો. કલકત્તાની મંત્રી સભામાં હેસ્ટિંગ્સના પ્રતિપક્ષી હતા તેમની સાથે મળી જઈને રાજાએ એક કામમાં આગળ હેસ્ટિંગ્સને પજવ્યો હતો, તેથી હેસ્ટિંગ્સને તેના ઉપર દાઝ હતી. હવે પોતાની દાઝ કાઢી રાજાને ફજેત કરવાનો અવસર મળ્યાથી હેસ્ટિંગ્સ રાજી થયો. વારન હેસ્ટિંગ્સે ચેયતસિંગ પાસે થોડા સ્વારનું સૈન્ય માગ્યું તે આપવાને રાજાએ ઘણું ઢચુ પચુ કર્યા પછી હા કહી. પછી તેની કને વધારે દ્રવ્ય માગ્યું તે આપવાની ના કહ્યા ઉપરથી ગવર્નર જનરલે ઠરાવ કર્યો કે રાજાએ ભારે દંડ આપવો. આ દંડ ન ભરવો પડે, એટલા માટે રાજાએ બહુ પ્રયત્ન કર્યો.

પરંતુ ગવર્નર જનરલે નક્કી કર્યું હતું કે હું દંડ લીધા વિના છોડનાર નથી. તે પંડે રાજાને મળવા ગયો, એટલાજ માટે કે મારૂં બોલ્યું તેની પાસે પળાવું. તેની ખાતરી હતી કે રાજા ધારે તો દ્રવ્ય આપવા સમર્થ છે, પરંતુ સહાય કરવા તેની ઇચ્છા નથી, ને ઇંગ્રેજ સરકાર ઉપર તેનો કેવળ અભાવ છે. ચેયતસિંગ હેસ્ટિંગ્સને આવતો જાણી તેના સામો ગયો, ને હેસ્ટિંગ્સને કરગરી પડી કહ્યું કે મારા અપરાધ ક્ષમા કરી મારી સાથે મેળ કરો. પરંતુ હેસ્ટિંગ્સ કાશીમાં આવ્યો તેને બીજે દહાડે રાજાની વૃત્તિ ફરી ગઈ. એ જોઈને હેસ્ટિંગ્સને એટલો બધો ક્રોધ ચઢયો કે વહાણામાં તેને પકડી કેદ કરવાને પોતાના માણસોને આજ્ઞા કરી. કાંઈ રગ જક કર્યા વિના ચેયતસિંગે હેસ્ટિંગ્સની આજ્ઞા માની. ગવર્નરની સાથે આવેલું માણસ થોડું હતું. રાજાને કેદ કરવાને આશરે પચાસ માણસ મોકલ્યાં હતાં તે માણસો પોતાની સાથે દારૂ ગોળી લેવાનું વીસરી ગયાં હતાં.

વારન હેસ્ટિંગ્સ બનારસ (કાશી) જાયછે. ૧૪ મી આગસ્ટ ૧૭૮૨.

ચેયતસિંગને કેદ કરેછે. ૧૬ મી આગસ્ટ ૧૭૮૨.

નગરમાં રાજાને કેદ કર્યાની વાત લાગલીજ પસરી ગઈ. કાશી હિંદુ લોકમાં મોટું પવિત્ર ક્ષેત્ર ગણાયછે, માટે હિંદુસ્તાનના સર્વ ભાગમાંના જાત્રાળુ લોક, સંન્યાસી અને બ્રાહ્મણ લોક ત્યાં હતા તે લોકે પોતાના રાજાનું અપમાન થયેલું જોઈ ક્રોધે

બનારસ (કાશી) માં હુલ્લડ.

ભરાઈ બંડ કર્યું. જે મહેલમાં રાજાને કેદ કર્યો હતો તે મહેલમાં તેઓએ પેશીને સઘળા કાળા લોકના પહોરેગીરોને મારી નાંખ્યા, ને ઇંગ્રેજ પહોરેગીર મરણીઆ થઈ લઢયા તેમને હરાવી રાજાને બંધન મુક્ત કર્યો. આ દંગો ચાલતો હતો તેવામાં રાજા નાશી જઈ ગંગા નદીને પેલે પાર ગયો. તેને ક્ષેમકુશળ પહોંચાડવાને તેના સેવકો તેની સાથે રહ્યા હતા.

વારન હેસ્ટિંગ્સ મહા સંકટમાં આવી પડેછે.

**વારન હેસ્ટિંગ્સ** ભારે સંકટમાં આવી પડયો. તે જે શહેરમાં હતો તે શહેરના સઘળા લોક બખેડો કરી ઊઠયા હતા. તેની પાસે માણસનું જોઈતું જોર નહોતું. થોડાક ઇંગ્રેજ લોક તથા માત્ર પહોરેગીર કાળા લોક રહ્યા હતા, તેથી તેને પોતાનો પ્રાણ ઊગરવાની આશા છૂટી. તથાપિ આવા વિકટ સમયમાં **વારન** હેસ્ટિંગ્સે ધીરજ ન છોડતાં તથા ગભરાટમાં નહિ પડતાં કાસદ ઉપર કાસદ મોકલી સહાય મંગાવી. તેણે કાગળના કટકા ઉપર ચીઠીઓ લખી તે કાસદોએ ભુંગળીઓના આકારે વાળી વાળીઓને ઠેકાણે કાને ઘાલી, ને પછી તેઓ લોકની ખરેખરી ભીડમાં થઈ સુખરૂપે ચાલ્યા ગયા. પરંતુ આવી વિપત્તિની વેળામાં તેણે અતિ ધૈર્ય રાખ્યું, ને **મરાઠા** સાથે સંધિ વિષેનો એક ખલીતો લખવાનો હતો તે લખી કાઢયો, તે પણ બીજા પત્ર પ્રમાણે મોકલી દીધો. થોડા દિવસમાં થોડાક કાળા લોક આવી પહોંચ્યા, પરંતુ હવે **કાશી**માં રહેવામાં સાર નથી એમ વિચારી **કાશી**ના **થડ**માં **ચુનાર**નો મજબૂત કિલ્લો છે ત્યાં તે રતોવઈ નાશી ગયો.

ચૈયતસિંગ બંડ કરેછે, તેનો પરાભવ થાયછે.

પછી **ચૈયતસિંગ** યુદ્ધની સર્વ સામગ્રી સજીને લઢાઈ કરવાને તત્પર થયો. તેના સૈન્યમાં કાંઈ દમ નહોતો, કારણ કે તેણે જે લોક એકઠા કર્યા હતા તે કેવળ ઉડબંગ ને યુદ્ધ કળામાં અજાણ હતા. તેણે આવા સૈન્યને સાથે લેઈ **વારન હેસ્ટિંગ્સ**નો પરાભવ કરવાનું ધાર્યું, પરંતુ ઇંગ્રેજ લોકના સરદાર પોતપોતાના હાથ નીચેના દેશી લોકના સૈન્ય લેઈ ચારે ગમથી સહાય કરવા આવ્યા. તેમણે **ચૈયતસિંગ**ના લશ્કરને હરાવી ચારે ગમ વિખેરી નાંખ્યું. તે જોઇને **ચૈયતસિંગ** **કાશી**થી આશરે પચીસ ગાઉ ઉપર **વિજયગઢ** કરીને કિલ્લો છે ત્યાં નાશી ગયો. **વારન હેસ્ટિંગ્સે** આ કિલ્લા ઉપર હલ્લો કરવા સૈન્ય મોકલ્યું. પછી **ચૈયતસિંગ** ત્યાંથી ઊઠીને **બુંદેલખંડ** ગયો. ત્યાંથી તે પાછો સ્વદેશ આવવા નહિ પામતાં ત્યાંને ત્યાં મરણ પામ્યો.

પછી ઇંગ્રેજોએ ચૈતસિંગના ભત્રીજાને ગાદી આપી. કાશીની વાર્ષિક ઊપજ અઢળક વધારી દીધી, ને પરગણાનો કારભાર નવા જાગીરદારના બાપને સોંપ્યો.

**વારન હેસ્ટિંગ્સ** ચુનારમાં રહી કેટલીક અગત્યની બાબતોનો અયોધ્યાના નવાબ જોડે કાંઈ ઠરાવ કરતો હતો. નવાબે નાણું આપવા હા કહેલી છતાં તે મોકલાવ્યું નહોતું. તે ઉપરથી ગવર્નર જનરલે ઉઘરાણી કરી, ત્યારે નવાબે ઉત્તર આપ્યો કે મારી પાસે હવણાં પૈસો નથી. ગવર્નર જનરલ તથા નવાબ વચ્ચે ઠરાવ થયો, તેમાં એવું નક્કી થયું કે ઇંગ્રેજને આપવા સારૂ નવાબને નાણું જોઇએ તે તેણે તેની મા તથા દાદી પાસેથી લેવું. આ બંને જણ પાસે પુષ્કળ પૈસો છે એવું ઇંગ્રેજના સમજવામાં હતું, ને નવાબના રાજ્યમાં બખેડો કરનાર એ ઉભય માણસ છે એવો પણ તેમના ઉપર વહેમ હતો. આરીતે બલાત્કારે **વારન હેસ્ટિંગ્સે** નાણું મેળવ્યું. નોકરી છોડી **વિલાયત**માં ગયો ત્યાં તેના ઉપર લાંચ લીધાની તપાસ ચાલી, તેમાં આ કામમાં અયોગ્ય રીતે પૈસો મેળવવાની તેણે નવાબને પરવાનગી આપી એ પણ એક તેના ઉપર મોટો દોષ મૂકયો હતો.

બનારસમાં નવો જાગીરદાર ઠરાવે છે.

અયોધ્યાના નવાબસાથે નવા કોલકરાર. ૧૯ મી સપ્ટેંબર ૧૭૮૨.

આ બિના પછી **વારન હેસ્ટિંગ્સ** હિંદુસ્તાનમાં ઘણા દિવસ રહ્યો નહિ. જેટલા દહાડા રહ્યો તેટલા દહાડા પોતાના તાબામાં પુષ્કળ મૂલક હતો તેની વ્યવસ્થા કરવામાં, દેશી રાજા રજવાડા સાથે નવો સ્નેહ જોડવામાં, તથા જૂનો સ્નેહ ગાઢો કરવામાં, અને પોતાના તાબામાં જે લોક હતા તેમનું કલ્યાણ કરવામાં તેણે લક્ષ આપ્યું. તે હિંદુસ્તાનમાંથી ગયો ત્યાર પહેલાં કર્નાટકમાં પાછી સમાધાની થઇ, ને ઇંગ્રેજોને પૂર્ણ માનપ્રતિષ્ઠા મળ્યાં. તે જ્યારે **વિલાયત** ગયો, ત્યારે જે લોકનું તેણે શ્રમ લઈ હિત કર્યું હતું તમના મનને બહુ ખોટું લાગ્યું.

વારન હેસ્ટિંગ્સની કારકીર્દિનો અંત ૮ મી ફેબ્રુઆરિ ૧૭૮૫.

**વારન હેસ્ટિંગ્સ વિલાયત** આવી પહોંચ્યા પછી તેના ઉપર એવો દોષ મૂકયો કે તેણે હિંદુસ્તાનમાં અનીતિથી રાજ્ય ચલાવ્યું, તથા ઘણા દેશી રાજાઓ ભણી અન્યાયથી વર્ત્તી લાંચ લીધી. એના કામની ચોકશી ઘણાં વરસ ચાલી, તેમાં અંતે તેના ઉપર કાંઈ અપરાધ લાગુ પડતો **નથી** એવો નીવેડો થયો.

વારન હેસ્ટિંગ્સ ઉપર મૂકેલા દોષની ચોકશી.

'કપાળે કપાળે જુદી મતિ' એ ઉખાણા પ્રમાણે **વારન હેસ્ટિંગ્સ** વિષે જુદાં જુદાં માણસનો જુદો જુદો મત છે. કેટલાક તેની કેવળ સ્તુતિ કરેછે, ને કેટલાક તેને છેકાછેક નિંદેછે. પરંતુ આ બેમાંથી એકે સાચો મત નથી. તેનું કરેલું બધું વખાણાય નહિ તેમ વખોડાય નહિ એવું છે, તેનાં કેટલાંક કાર્ય સ્તુત્ય છે તેમ કેટલાંક કામ નિંદિત છે. પરંતુ જે પુરૂષે હિંદુસ્તાનમાં રહી ત્યાંના લોકની ઉત્તરોત્તર ચઢતી કરવાને પુષ્કળ પ્રયત્ન કર્યો ને જેને ઇતિહાસ કર્તાઓએ અપરાધીની છાપ આપી નથી ને જેનાં નામને બંગાળાના રહેવાશી તેના વિલાયત ગયા પછી ઘણા વરસ લગી માન તથા પ્રીતિપૂર્વક સંભારતા હતા તેને કેવળ નિંદી નાંખવો એ અમને ઘટિત લાગતું નથી.

વારન હેસ્ટિંગ્સના ગુણદોષ.

તે હિંદુસ્તાન છોડી વિલાયત ગયો ત્યાર પહેલાં હિંદુસ્તાનના રાજકારભારમાં અગત્યના ફેરફાર થયા હતા. વિલાયતમાં પાર્લમેંટની સભામાં હિંદુસ્તાનના રાજકાજ સંબંધી વારંવાર ચર્ચા થતી હતી. અને પૂર્વમાં ગ્રેતબ્રિતન દેશનું રાજ્ય ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું જતું તેને લગતા ધારા બાંધવાના પ્રયત્ન ચાલતા હતા.

ઇ. સ. ૧૭૮૫. હિંદુસ્તાનના રાજકારભારમાં ફેરફાર.

સન ૧૭૮૩ મ વિલાયતના રાજાનો એક મુખ્ય મંત્રી નામે ફોક્સ હતો તેણે એક ધારો સ્થાપવાનો ઉદ્યમ કર્યો. તે જો પસાર થયો હોત તો હિંદુસ્તાનનું રાજ્ય ઈ. ઈ. કંપનિના તાબામાંથી જઈ રાજા હસ્તક થાત. પરંતુ તેનું ધાર્યું પેરા ગયું નહિ. પછી તરતજ જે પ્રધાન મંડળીનો તે એક પંકાતો પુરૂષ હતો તે પ્રધાન મંડળીએ અધિકાર છોડ્યો. બીજી પ્રધાન મંડળી થઈ તેમાં પિટ કરીને એક જુવાન પુરૂષ મુખ્ય હતો. ફોક્સે જે બાબત ઉપર લક્ષ આપ્યું હતું તે બાબત પિટે મન ઉપર લીધી; અને ૧૭૮૪માં તેણે પાર્લમેંટ સભામાં પોતાના વિચાર પ્રગટ કર્યા. તેનું કહેવું માન્ય રહીને એવો ઠરાવ થયો કે કંપનિ સરકારનો અમલ કાયમ રાખવો ને બોર્ડ ઑફ કંટ્રોલ કરીને એક સભા નીમવી. આ નવી સભાના સભાસદ રાજાએ ઠરાવવા, ને તેમનું કામ કોર્ટ આફ ડાયરેકટરના વહીવટ ઉપર તપાસ રાખવાનું હતું. આ ગોઠવણથી હિંદુસ્તાનનું રાજ્ય કંપનિ તેમજ રાજા બંનેના હાથ નીચે આવ્યું.

મી. ફોકસનો મુસદો ("બિલ.")

મિ. પિટનો મુસદો ("બિલ"). ૧૩ મી આગસ્ટ, ૧૭૮૪.

૧૭૮૬ માં લોર્ડ કાર્નવાલિસ ગવર્નર જનરલ નીમાયો. તેણે જ્યારે વિલાયત છોડ્યું ત્યારે તેને એવી સૂચના કરવામાં આવી હતી કે બનતા લગી હિંદુસ્તાનમાં લઢાઈ ઝઘડા ન થવા દેતાં શાંતિ રાખવી. તે કલકત્તે આવી દાખલ થયો, ત્યારે તેની અંતઃકરણની એવી ઇચ્છા હતી કે મને જે સૂચના કરવામાં આવીછે તેપ્રમાણે મારે વર્તવું, પરંતુ તેમ ચાલવું તેને અશક્ય જણાયું. તેને હિંદુસ્તાનમાં આવ્યાને ઘણા દિવસ થયાં નહિ, એટલામાં ઇંગ્રેજનો મોટો શત્રુ જે મૈસૂરનો રાજા તેની સાથે લઢાઈ જોડવાની અગત્ય થઈ.

લોર્ડ કાર્નવાલિસને ગવર્નર જનરલ નીમ્યો.

સન ૧૭૮૪માં ટિપુસુલતાન તથા ઇંગ્રેજ વચ્ચે સંધિ થઈ હતી. તે દહાડાથી ટિપુ ગુપ્તરીતે લઢાઈ કરવાની સામગ્રી સજતો હતો. તે પોતાના સૈન્યમાં ભરતી કરતો જતો, સેનાના માણસને યુદ્ધકળામાં પ્રવીણ કરતો જતો, ને ઇંગ્રેજ સામે લઢવામાં નિજામ પોતાની સાથે સામિલ થાય તેવી પેરવી કરતો. વળી તેણે મલબાર કાંઠાના લોક સાથે યુદ્ધ ચલાવ્યું હતું. આ લઢાઈમાં ટિપુ બહુ નિર્દયપણે તથા ક્રૂરતાથી ચાલ્યો. તે લોક ઉપર તેને વેર નહોતું, પણ તે લોક હિંદુધર્મમાં હતા તેમને મુસલમાન કરવા એવો તેનો હેતુ હતો, તેથી તેણે નાયર કરીને ઊંચી પંક્તિના હિંદુલોક છે તેમને એટલી ત્રાહત્રાહ પોકરાવી કે તે લોક વેર લેવાને ઉશ્કેરાયા. તે ઘણા નાશીને ત્રાવણકોરના રાજમાં જઈ રહ્યા હતા. ટિપુએ આ વેળા તે રાજ્ય ઉપર લઢાઈ કરવાનું ધાર્યું. ટિપુને ચઢાઈ કરવાનું મુખ્ય કારણ એ કે ત્રાવણકોરના રાજાએ પોતાના રાજ્યમાં નાશી આવેલા નાયર લોકને વસવા દીધા. પરંતુ આ એકજ કારણ નહોતું, બીજાં પણ કારણ હતાં, તે એ કે, ત્રાવણકોરના રાજ્યની સરહદ ઉપરના જે બે કિલ્લા વલંદા લોક પાસેથી રાજાએ થોડા દહાડાથી વેચાણ લીધા હતા તે કિલ્લા અને મૈસૂર તથા ત્રાવણકોરની સીમા ઉપર રાજાએ એક ભીંત ચણાવી હતી તેવિષે ટિપુ તથા રાજા વચ્ચે વાંધા ચાલતા હતા. આ ભીંત અનામલી પર્વતથી તે સમુદ્રલગી ત્રીસ મૈલ લાંબી બાંધી હતી.

ટિપુની લઢાઈ કરવાની તૈયારી.

મલબારમાં તે નિર્દયતાથી લઢાઇ ચલાવેછે.

ત્રાવણકોરના રાજા સાથે ટંટા કરેછે.

સન ૧૭૮૯ નું વર્ષ પૂરૂં થતામાં આ ભીંત આગળ ટિપુ મોટું સૈન્ય લઈ

આવ્યો. તે ઉપર હુમલો કરી હસ્તગત કરવાને તેણે યત્ન કર્યો તે સફળ થયો નહિ. તેણે જે ઠેકાણે પડાવ નાંખ્યો હતો ત્યાંથી થોડેક છેટે પર્વતમાં એક છાનો માર્ગ હતો તે માર્ગે થઈ રાજાના મૂલકમાં પ્રવેશ કરવાને તેણે તપાસ્યું. પહેલીવાર ત્રાવણકોરના રાજાના માણસોએ કાંઇ અટકાવ કર્યો તેને પત નહિ કરતાં ભીંતનો કેટલોક ભાગ તોડી પાડી ભીંતની ટોચે ટોચે થઈ તે પોતાના મોટા સૈન્યે જ્યાં પડાવ કર્યો હતો ત્યાં ગયો. થોડાક હિંદુ ભીંતના એક નાના બૂરજમાં હતા તેમણે તેને તથા તેની સાથેના માણસને ગોળીઓ મારી પાછા હઠાવ્યા. મુસલમાનો ગભરાયા ને તેમને ધાશકો પડ્યો. તેઓએ પૂઠ ફેરવી મૂઠીઓ વાળી નાસવા માંડ્યું, ને તેમનીસાથે સુલતાન ને તેના અંગનાં માણસ પણ નાઠાં. તેની આજ્ઞા પ્રમાણે ભીંત એક ઠેકાણે તોડીને છીંડું પાડ્યું હતું તેમાં ગભરાઇને નાસનારાં માણસ પડ્યાં, કારણ કે આગળ જે માણસ હતાં તેઓ તો ખાડો દેખી ખમચી ઊભાં રહેતાં, પણ તેમની પાછળના માણસને ખાડો પડ્યાની માહિતી નહિ હોવાથી તેઓ આગળ હડસેલતા.

ત્રાવણકોરની ફોજ ઉપર તે હલ્લો કરેછે. ૧૯ મી ડીસેંબર.

ટિપુસુલતાન પણ આ પ્રસંગે મરતાં મરતાં જીવ્યો. જે ખાડો પડ્યો હતો તેમાં પુષ્કળ સિપાઈ લોક પડ્યા હતા તેઓ અદ્યાપિ જીવતા હતા, ને તેઓ એક બીજા ઉપર પડ્યાથી અતિ વેદનામાં આકુળ વ્યાકુળ થતા હતા. જેવારે ટિપુ અહિં આગળ આવ્યો, તેવારે તેના ચાકરો ખાડામાં જે સિપાઈ લોક પડ્યા હતા તેમના ઉપર ચાલી તેને લેઈ ગયા. આ રીતનો પરાભવ થયાથી બહુ ખીજવાઈને તેણે એવો નિશ્ચય કર્યો કે મારો જય થાય એટલી તોપો શ્રીરંગપટ્ટણથી આવે ત્યાં લગી આ ભીંત આગળ મારે પડાવ રાખવો.

ટિપુ મુશ્કિલીથી બચેછે.

ત્રાવણકોરના રાજાને અને ઇંગ્રેજ લોકને મૈત્રી હતી, માટે ટિપુએ ત્રાવણકોરના રાજાના દેશ ઉપર વગર લેવે દેવે ચઢાઈ કરી, તેથી ઇંગ્રેજને ટિપુસાથે લઢાઇ થઇ. ઇંગ્રેજ સરકારે લઢાઈ માટે એક સેના ઊભી કરી તે જનરલ મીડોસના સ્વાધીનમાં આપી પેશવા તથા નિજામની સાથે પાકી મૈત્રી કરી. લાર્ડ કાર્નવાલિસે કાંઈ કરતાં લઢાઇ બંધ કરી સંપને શાંતિ રાખવાની માથાકૂટ કરી, પરંતુ તેથી ટિપુને એમ લાગવા માંડ્યું કે ઇગ્રેજલોક મારાથી ડરેછે ને

મરાઠા તથા નિજામ સાથે ઇંગ્રેજો મૈત્રી બાંધેછે

ગવર્નર જનરલ લઢાઈ કરવાને સમૂળગો રાજી નહોતો, તોપણ તેને તરવાર પકડવી પડી.

આણીગમ ટિપુએ ત્રાવણકોરના રાજ્યની ભીંત કેવળ તોડીને તે રાજ્યમાં પ્રવેશ કર્યો, ને તે રાજ્યમાં જઈ તેણે એવાં ઘાતકી કર્મ કરયાં કે તે સાંભળી કોઈપણ માણસને કંપારી છૂટે ને તેવાં દુષ્ટ કર્મ અતિ ક્રૂર ને ખૂની સ્વભાવના માણસનાજ હાથથી થાય. ઇંગ્રેજ લોક લઢાઇની સામગ્રી કરેછે એવું સાંભળીને ટિપુ શ્રીરંગપટ્ટણ પાછો ગયો, ને તે લોકે અધિક જોરથી લઢાઈ કરવાને સજવા માંડ્યુ.

ઈ. સ. ૧૭૯૦. ત્રાવણકોર ઉપર ટિપુ હલ્લો કરેછે. ૭ મી મે.

ઇંગ્રેજલોકે લઢાઇનો આરંભ કર્યો ને કોઈમ્બટુર પાસે ટિપુનો એક કિલ્લો હતો તે લીધો. પછી ટિપુ શ્રીરંગપટ્ટણ જવા નીકળ્યો ને તેણે ગજલહટ્ટિની વાટે ઇંગ્રેજ સામે જઇને સપ્ટેંબરની તારીખ ૧૩ મીએ એ ઘાટની તળેટીએ ઇંગ્રેજનું સૈન્ય પડ્યું હતું તે ઉપર હલ્લો કર્યો. અહિં ટિપુની હાર થઈ, ને તેનાં બહુ માણસ મરાયાં. આ પરાભવ થયા પછી ટિપુ ઇંગ્રેજના સૈન્યથી દૂર રહેવા લાગ્યો. ઇંગ્રેજ સૈન્યના સરદારના મનમાં બહુ ઊલટ હતી કે એકવાર ટિપુની સાથે યુદ્ધ કરવું, પરંતુ ટિપુ તેવો પ્રસંગ ટાળી દેવાની તેવડમાં રહેતો, તેથી જેટલા દિવસ લઢાઈ રહી તેટલા દિવસ અહિંથી તહિં ને તહિંથી અહિં ટિપુની પાછળ ઇંગ્રેજનું સૈન્ય ફરતું હતું, પરંતુ લઢાઈ જુદી રીતે ચલાવવાનો વિચાર થયો.

લઢાઈનો આરંભ.

લોર્ડ કાર્નવાલિસે કલકત્તેથી આવીને લશ્કરનું આધિપત્ય પંડે ધારણ કર્યું ને હૂમલો કરવાની નવી યુક્તિ રચી. મૈસૂરના રાજ્યની રાજધાનીનું બીજું નગર બેંગલોર કરીને હતું તે હસ્તગત કરવાનો ગવર્નર જનરલનો મુખ્ય હેતુ હતો. ઇંગ્રેજોએ તે શાહેર ઉપર હૂમલો કરીને મોટા શૌર્યથી હસ્તગત કર્યું. ગવર્નર જનરલ બેંગલોરથી સીધો શ્રીરંગપટ્ટણ ઉપર ગયો. તેને આવ્યો સાંભળી ટિપુને ભય લાગ્યું. તેને નકી એવું ભાસ્યું કે હવે ઇંગ્રેજ શ્રીરંગપટ્ટણ લેશે. તેને ઇંગ્રેજ ઉપર અતિ દ્વેષ હતો તે દ્વેષનાં જે જે ચિન્હ પોતાની રાજધાનીમાં હતાં તે તેણે કાઢી નંખાવ્યાં. ઇંગ્રેજના ઉપહાસ અર્થે જે જે ચિત્રામણ તથા રમકડાં કરાવ્યાં હતાં તે સર્વનો નાશ કર્યો. ભીંતો ઉપર ઇંગ્રેજને અપશબ્દ લખ્યા હતા તે ભૂશી નંખાવ્યા. જે ઇંગ્રેજને કારા-

લોર્ડ કાર્નવાલિસ મદ્રાસ આવી પહોંચેછે. ૧૨ મી ડીસેંબર.

શ્રીરંગપટ્ટણ ઉપર હલ્લો ઈ. સ. ૧૭૯૧.

ગૃહમાં પૂર્યા હતા તેમને મારી નાંખ્યા તે એવા ડરથી કે તેમના જે ભૂંડા હાલ મેં કર્યાછે તે તેઓ વિગતવાર કહી સંભળાવશે.

ઇંગ્લિશ સૈન્યને પાછું ફરવું પડેછે. ૨૬ મી મે.

તોપો ખેંચનારા બળદ થોડા તેમજ દુબળા હતા, તેથી શ્રીરંગપટ્ટણ જતાં વાટમાં દિવસ લાગ્યા. અંતે ઇંગ્રેજનું સૈન્ય શાહેરના કોટ પાસે આવી પહોંચ્યું, ને ત્યાં ટિપુનું સૈન્ય સજી લઢવા ઊભું હતું. બંને સૈન્ય વચ્ચે યુદ્ધ થયું, તેમાં ટિપુના સૈન્યનો કેવળ પરાભવ થયો. લોર્ડ કાર્નવાલિસનો જય થવાની તકજ હતી, તેવામાં તેના સૈન્યમાં દુકાળ તથા મંદવાડ ચાલ્યાથી તેને જે કિલ્લો પોતાના હસ્તકમાં નક્કી આવશે એવું તેને લાગ્યું હતું તે કિલ્લા આગળથી પાછું ફરવું પડ્યું.

પશ્ચિમ કાંઠાપર બનાવ.

બીજા ભાગમાં પણ લઢાઈ ઝઘડા ચાલતા હતા. કર્નલ હાર્ટલી અને તેના પછી જનરલ આબર્ક્રોમ્બિ પશ્ચિમ કાઠાં ઉપર લઢતા હતા, ને કૂર્ગ નામે જે ડુંગરી દેશ છે ત્યાંનો શૂરો રાજા તેમને આવી મળ્યો હતો. ટિપુના નિર્દયપણાથી ત્રાસીને ઘણા લોક આ રાજાના રાજ્યમાં આવી વસ્યા હતા. તે બાપડા સંતાતા ફરતા હતા, તેમને એકઠા કરીને આ રાજાએ લઢવા આણ્યા. તેઓ વૈર વાળવાને બહુ આતુર હતા.

નંદીદુર્ગ જીતી લેછે. ૨૦ મી અક્ટોબર.

શ્રીરંગપટ્ટણથી લોર્ડ કાર્નવાલિસ બેંગલોર ગયો ને ટિપુની રાજધાની ઉપર બીજીવાર હૂમલો કરવાની તૈયારી કરવા લાગ્યો. તેણે અહિં રહીને આસપાસના ગઢ લેવા સારૂ સૈન્ય મોકલ્યું. મૈસૂરના લોક એવું માનતા હતા કે એ ગઢ હસ્તગત થવો અશક્ય છે. આ સૌ ગઢમાં નંદીદુર્ગ કરીને મુખ્ય હતો તે એક છાતીવરામ ડુંગરા ઉપર બાંધ્યો હતો. ત્રણ અઠવાડીઆંલગી તોપોનો માર ચલાવ્યો ત્યારે બે બાખ્યાં પડ્યાં, એમાં થઈ ઇંગ્રેજ લોક ગઢ ઉપર ચઢયા. કિલ્લેદારોએ તેમના ઉપર શિલાને શિલાઓ રગડાવા માંડીને તેમને રોકવાને બનતા ઉપાય કર્યા. કોઈ પ્રકારના ભય તથા સંકટને ઇંગ્રેજના સૈન્યે નહિ ગાંઠ્યાં એ ગઢની ભીંત ઉપર ઇંગ્રેજનો ઝુંડો રોપ્યો. જે ગઢ ઉપરથી મૈસૂરના દૈત્ય ટિપુએ અનેક ઇંગ્રેજ બંદીવાનને હડસેલી પાડી તેમના પ્રાણ લીધા હતા, તેજ ગઢ ઉપર પોતાનું નિશાન ફરકતું જોઇને ઇંગ્રેજના સૈન્યના લોક બહુ હર્ષ પામવા લાગ્યા.

લોર્ડ કાર્નવાલિસને નવી કુમક તથા ધાન્યાદિ સામગ્રી મળવાથી તે બીજીવાર શ્રીરંગપટ્ટણ ઉપર ચાલ્યો. આ વેળા તેને નિજામનું સૈન્ય આવી મળ્યું હતું. ને જનરલ આબર્ક્રોમ્બિ પશ્ચિમ કાંઠા ઉપર હતો તેણે પણ આવી મળવું એવી ગોઠવણ થઈ ચૂકી હતી.

શ્રીરંગપટ્ટણ ઉપર બીજીવાર હલ્લો. જાન્યુઆરિ, ઈ. સ. ૧૭૯૨.

સન ૧૭૯૨ ના ફેબ્રુઆરિ માસની તા૦ ૫ મીએ તે શ્રીરંગપટ્ટણ આવી પહોંચ્યો. એક કટો ઝઘડો થયો તેમાં ઇંગ્રેજનો જય થઈને ટિપુ કાવેરી નદી ઊતરી શહેરમાં જઈ ભરાયો. તે શહેર કાવેરી નદીના બે ફાંટા થઈને એક બેટ પડયોછે તે બેટ ઉપર બાંધેલું છે. શહેરમાં ગયા પછી બહાર નીકળવાને ટિપુએ એક બે વાર શિર વગણું મૂકીને પ્રયત્ન કર્યા, પરંતુ તે સર્વ મિથ્યા ગયા.

ઘેરો ફેબ્રુઆરિ ૧૭૯૪ સુધી ચાલ્યો.

શહેરનો કોટ તોડવાને બધી ગોઠવણ કરી મૂકી હતી. ખાઈઓ ખોદીને તોપો ગોઠવી રાખી હતી અને સૈન્યના લોકના મનમાં એમ થતું હતું કે હૂમલો કરવાની આજ્ઞા કયારે મળે. પરંતુ ટિપુએ કેવળ ભયભીત થઈ જઈને સમાધાન કરવાનું કહાવ્યું, તેથી સૈન્યને એવી આજ્ઞા થઈ કે હવણાં તોપો છોડવા માંડવી નહિ. લોર્ડ કાર્નવાલિસે ટિપુને જણાવ્યું કે ફલાણી ફલાણી સરતો તમારે માન્ય હોય તો અમારે તમારે સમાધાન થાય. તે સરતો આ પ્રમાણે—ટિપુએ પોતાનું અર્ધું રાજ્ય ઇંગ્રેજની મદદે આવેલા રાજાઓને વહેંચી આપવું ; લઢાઈનો ખરચ થયો તેના બદલ એક મોટી રકમ આપવી, ઇંગ્રેજ તરફના જે લોક તેણે કેદ કર્યા હોય તે સર્વને છોડી મૂકવા, ને આ બધી બોલી ચાલી પ્રમાણે વર્ત્તે ત્યાં લગી તેના બે પુત્ર ઇંગ્રેજના સ્વાધીનમાં રાખવા. જે પત્રમાં આ સરતો લખી હતી તે પત્ર ટિપુએ વાંચીને પોતાના મુખ્ય કારભારીઓને તેણે એક મસીદમાં ભેગા કર્યા, ને તે પત્રની મતલબ કહી જણાવી. પછી તેણે તેમને પૂછ્યું કે તમારો અભિપ્રાય સંધિ કે વિગ્રહ કરવામાં છે. તે સર્વ કારભારીઓ ધણીના નૈષ્ઠિક ચાકર હતા ને તેને સારૂ પ્રાણ આપવાને તત્પર હતા, તેથી તેમને એવું લાગ્યું કે સરતો માન્ય કરવી એ વાતથી આપણને તથા આપણા સ્વામીને કલંક બેસેછે, તથાપિ આંખમાં આંસુ લાવીને સંધિ કરવામાં તેમણે મત આપ્યો. ટિપુએ તેમના અભિપ્રાયને અનુસરીને પોતા-

ઘેરો ઊઠયો. ૨૪ મી ફેબ્રુઆરિ.

ઇંગ્રેજ તથા ટિપુ વચ્ચે સંધિ થઈ. ૧૯ મી માર્ચ.

ના પુત્રને ઇંગ્રેજની છાવણીમાં મોકલ્યા. ઇંગ્રેજના સરદારે માગેલી સરતો ટિપુએ સ્વીકરીને માર્ચ માસની તા૦ ૧૯ મીએ સંધિ પત્ર લખાયું.

બધી ગોઠવણ થઇ ચૂકયા પછી લાર્ડ કાર્નવાલિસ વિજયી થઇને મદ્રાસ પાછો ગયો, ને ઇંગ્રેજોએ મૈસૂરના દંભી ને દયાહીન સુલતાનનો મદ ઊતારી તેને સીધા કર્યો.

# પ્રકરણ ૧૭ મું.

## શ્રીરંગપટ્ટણ ઈંગ્રેજે લીધું.

સન ૧૭૯૨ થી સન ૧૭૯૯ સુધી.

ઈંગ્રેજ લોક કેટલાક દિવસ પર્યંત કર્નાટક પોતાના હસ્તકમાં રાખે-છે—હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકનાં થાણાં હતાં તે લેછે—ફ્રેંચ લોકના કાવા દાવા—દેશી રાજાઓ પાસે ફ્રેંચ લોકના માણસ ચાકરીમાં રહેછે—હિંદુસ્તાનમાં જમાબંદીની નવી રીત સ્થપાયછે—સર જોન•શોર—લઢાઈ ઝઘડા ન થવા દેવા ને સંપજંપ રાખવો એવી એની રાજ્ય નીતિ હતી—મરાઠા નિઝામ ઉપર ચઢાઈ કરેછે—ઈંગ્રેજ લોક એકે પક્ષ નહિ પકડતાં ન્યારા રહેછે—નિઝામને ગવર્નર જનરલ વચ્ચે ઊંચું મન થાયછે, ને નિઝામની મદદ માટે ઈંગ્રેજે મૂકેલું સૈન્ય થોડા દિવસ બોલાવી લેવામાં આવેછે—મહમદ અલ્લી મરણ પામેછે—અયોધ્યાની ગાદી સંબંધી વઢવાઢો ઊભી થાયછે—હિંદુસ્તાનમાં લાર્ડ મોર્નિંગ્ટન કરીને નવો ગવર્નર જનરલ આવ્યો—તેની જુદા પ્રકારની રાજનીતિ—નિઝામ સાથે સંધિ થાયછે—ટિપુ યુદ્ધ કરવા સજેછે—લાર્ડ મોર્નિંગ્ટન મદ્રાસ જવા નીકળેછે—ઈંગ્રેજનું સૈન્ય એકઠું થાય-છે—તે સૈન્યને નિઝામનું સૈન્ય આવી મળેછે—થોડા દિવસનો વિગ્રહ—ઈંગ્રેજ લોક શ્રીરંગપટ્ટણ ઉપર જવા માંડેછે—ટિપુનો સીદાસુર તથા માહવૂલિ આગળ પરાભવ થાયછે—શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલે છે—ઈંગ્રેજ લોક તે શહેર ઉપર હુમલો કરેછે—તેમનો જય—ટિપુનું મૃત્યુ—ટિપુનો દેશ જીતી લીધો તેની વેહચણ—મૈસૂરની ગાદી પુરાતન હિંદુ રાજાના એક વંશજને આપેછે—કર્નલ વેલ્સલીને રાજ્ય કારભારની વ્યવસ્થા કરવાના કાંમ ઉપર નીમેછે—શ્રીરંગપટ્ટણનો હવણાંનો દેખાવ.

**ટિપુ સુલતાન** સાથે જે વિગ્રહ ચાલ્યો હતો તેમાં **કાર્નવાલિસને** વિજય પ્રાપ્ત થયો; ત્યાર પછી તે **હિંદુસ્તાનમાં** ઝાઝા દહાડા રહ્યો નહિ. આ લઢાઈ ચાલતી હતી, તેવામાં **કર્નાટકનો નવાબ મહમદઅલી** હતો તેની વર્તણુક સદા ઢંગ વિનાની હતી તથા વિશ્વાસ રાખવા જોગ ન હોતી, પણ હવણાં હવણામાં તેના વિષે ઇંગ્રેજને બહુ વહેમ પડયો હતો, તેથી તેમણે તેના તાબાનો મૂલક પોતાના કબજામાં થોડા દિવસથી લીધો હતો. ટિપુની સાથે લઢાઈ બંધ પડી તેવારે **કાર્નવાલિસે** નવાબને તેનો મૂલક પાછો સોંપ્યો, ને આ વેળા તેની સાથે કોલકરાર કર્યા તે પહેલાં થયેલા કોલકરારથી કેટલીક બાબતમાં જુદા હતા.

જે વેળા **ફ્રેંચ** તથા ઇંગ્રેજ વચ્ચે આગળ લઢાઈ ચાલતી હતી તેવારે ઇંગ્રેજે હિંદુસ્તાનમાં **ફ્રેંચ** લોકનાં થાણાં હતાં તે લીધાં હતાં, પરંતુ સંધિ થયા ઉપરથી પાછાં તેમને સ્વાધીન કર્યાં હતાં. આગળ ઇંગ્રેજે તે સંસ્થાન ફરી લેઈ લીધાં, તે વેળા **હિંદુસ્તાનમાં** **ફ્રેંચ લોકનું** બળ કેવળ નરમ પડયું હતું, ને તે લોક યૂરોપમાં લઢાઈમાં ગૂંથાયા હતા તેથી તે સંસ્થાન પાછાં લેવાને તેમણે કાંઈ પણ પ્રયત્ન કર્યો નહિ. કેટલાક **ફ્રેંચ** અધિકારીઓ દેશી રાજાની ચાકરીમાં રહી તેમનાં લશ્કરને કવાયત શીખવી યુદ્ધ કળામાં પ્રવીણ કરતા હતા. આપણે પ્રયત્ન કરીશું, તો આપણા દેશની સત્તા પાછી સ્થાપન થશે એવું તેમને લાગવાથી તેઓ પુષ્કળ ખટપટ કરવા લાગ્યા, ને વળી યુદ્ધ કૌશલ્યમાં નિપુણ હતા, તેથી તેઓ કોઈ કોઈ પ્રસંગે ઇંગ્રેજને મોટી ગભરામણમાં નાંખતા.

ફ્રેંચના થાણાં જીતીલેધે. આગસ્ટ, ૧૭૯૩.

લાર્ડ **કાર્નવાલિસે બંગાળામાં** બહુ રૂડી રીતે રાજકારભાર ચલાવ્યો તેને લીધે લોક તેનું નામ મુખ્યત્વે કરીને સંભારશે. જમીનદારી કરીને જમાબંદીનો જે પ્રકાર છે તેનો મુખ્ય પ્રવર્ત્તાવનાર તે હતો. દેશમાંથી ઊપજ ઊઘરાવવાના ત્રણ પ્રકાર છે—પહેલો પ્રકાર જે જમીનદારી કહેવાયછે તે એ છે કે મોટા મોટા જાગીરદારોએ પોતપોતાના તાબાની જમીનની ઊપજના આંકડાનો જવાબ દેવો.—બીજો પ્રકાર એવો છે કે તેથી પ્રત્યેક ગામવાર ઊપજ લેવામાં આવેછે; તે ગામના લોકે માહોમાંહિ વસુલ ઊઘરાવીને અમુક આંકડો સરકારમાં ભરવો. અને ત્રીજો પ્રકાર એવો છે કે તેથી પ્રત્યેક ખેડૂત સાથે ઠરાવ કરવામાં આવેછે કે તેણે અમુક વિઘોટી સરકારમાં આપવી.

જમાબંદી ઊઘરાવવાના પ્રકાર.

હિંદુસ્તાનમાં હવણાં ઊપજ ઊઘરાવવાની આ ત્રણ રીતો ચાલેછે. પહેલી રીત જે જમીનદારી કહેવાયછે તે લોર્ડ **કાર્નવાલિસે** **બંગાળામાં** ચલાવી. વળી તેણે ન્યાય ખાતામાં ઘટતો સુધારો કર્યો અને તે ઇલાકામાં મુખ્ય ન્યાય તથા વસુલ ખાતાના કાયદા ચાલેછે તે તેના વારામાં પસાર થયા હતા.

“રયતવારી” પારો.

ત્રીજી રીત જે કહી તે **મદ્રાસમાં** દાખલ કરવામાં આવી હતી. હવણાં જે લડાઈ વિષે કહેવામાં આવ્યું તે લડાઈમાં ટિપુ સુલતાનનો પરાભવ કરીને તેનું કેટલુંક રાજ્ય લીધું તેનો વહીવટ કરવાને કર્નલ **રીડ** નામે સાહેબને ઠરાવ્યો હતો તેણે એ રીત પહેલવહેલી ચાલુ કરી. ત્યાર પછી કર્નલ **મન્રો** નીમાયો તેણે એની એજ રીત માન્ય રાખીને લોકને દર્શાવી આપ્યું કે એ રીત ઘણી લાભકારી છે. સાંપ્રત કાળમાં દક્ષિણ હિંદુસ્તાન વિષે જમાબંદીની મુખ્ય આ રીત ચાલેછે.

સર જોન શોર ગવર્નર જનરલ નીમાયછે.

લોર્ડ **કાર્નવાલિસ** પછી સર **જોન શોર**ને ગવર્નર જનરલની પદવી મળી. એ સિવિલ સર્વિસમાં પંકાતો નર હતો. પાછળથી લોર્ડ **ટેન્માઉથ** ઉપનામ તેને મળ્યું. **સર જોન શોર**નો મત એવો હતો કે દેશમાં સર્વત્ર સ્વસ્થતા રાખવી ને કોઇ દેશી રાજા રજવાડા સાથે વઢવાઢ કરવી નહિ. તેણે પોતાનો આ મનોરથ સિદ્ધ કરવાને જે ઉપાયો કર્યા તે હિંદુસ્તાનના લોકનું હિત થાય એવા નહોતા, તેમ તેથી ઇંગ્રેજની કીર્તિ વાધે એવા પણ નહોતા.

મરાઠાઓએ નિઝામ ઉપર હલ્લો કર્યો. માર્ચ ૧૭૯૫.

**મરાઠા** લોક **નિઝામ**ના રાજ્ય ઉપર ચઢાઇ કરવાને સામગ્રી કરતા હતા. **નિઝામ**ના રાજ્ય ઉપર આ આપત્તિ આવવા લાગી, તેવારે ઇંગ્રેજ સાથે **નિઝામ**ને સ્નેહ છતાં તેમણે તેને સહાય આપી નહિ. આગળ **ત્રાવણકોર**ના રાજાને ઇંગ્રેજો જોડે મૈત્રી હતી, માટે તેમણે તેનો પક્ષ પકડી મિત્રાચારીનું સાર્થક કર્યું હતું. ને તેથી દેશી રાજા રજવાડા ઇંગ્રેજને શાબાશી આપતા હતા, પરંતુ તેમનો એ અભિપ્રાય હવણાં બદલાયો ને તેઓ નિરાશ થઇ બોલવા લાગ્યા કે ઇંગ્રેજની મૈત્રી ઉપર સદા વિશ્વાસ રાખવામાં ગોથા ખાઇએ. છેવટે **મરાઠા**એ **નિઝામ**ના દેશ ઉપર ચઢાઇ કરી તેના સૈન્યને હરાવ્યું, અને **નિઝામ**ને, અણચાલે પોતાને **અપયશકારી સરતો માન્ય કરવી પડી.** **મરાઠા** તથા **નિઝામ** વચ્ચે **એવો** ઠરાવ **થયો** કે તેણે **મરાઠા**ને પોતાના રાજ્યનો ઘણો ભાગ સ્વાધીન કરવો તથા પુ-

ષ્કળ દ્રવ્ય આપવું, અને કાંઇ રાંટ કાઢ્યા વિના પરઠણ પ્રમાણે તે વર્ત્તે ત્યાં લગી તેના પ્રધાનને મરાઠાની છાવણીમાં રાખવો.

ઇ. સ. ૧૭૯૫. કુમક વાસ્તે રાખેલી ફોજને થોડીવાર પાછી બોલાવી લેછે.

ગવર્નર જનરલે નિઝામને સહાય કરવાનો નકારો વાસ્યો તે ઉપરથી નિઝામે એવી વિનતિ કરી કે સિકંદરાબાદમાં તમારૂં જે સૈન્ય છે તે બોલાવી લેવું. પછી તેણે પોતાના દરબારમાં ફ્રેંચ અધિકારી હતા તેમને સર્વ રીતે ઉત્તેજન આપી તેમના ઉપર પુષ્કળ કૃપા રાખવા માંડી.

મહમદ અલ્લી મરણ પામ્યો. ૧૩ મી અક્ટોબર.

આ વેળા કર્નાટકમાં ઊથળ પાથળ થઇ. ઇંગ્રેજનો જૂનો મિત્ર મહમદ અલ્લી ૮૭ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવી સન ૧૭૯૫ ના અક્ટોબર માસમાં મરણ પામ્યો. તેની પાછળ તેના વડા પુત્ર ઓમદત અલ ઉમરાને ગાદી મળી. તે વેળા લોર્ડ હોબાર્ટ કરીને મદ્રાસનો ગવર્નર હતો. તે નવા નવાબ પાસેથી તેના રાજ્યનો કેટલોક પ્રાંત પોતાના હસ્તક લેવાને ઇચ્છાવાન હતો. આ પ્રાંતના લોક મરનાર નવાબના વારામાં અંધેર કારભારથી તથા તેને માથે ઢગલા દેવું હોવાથી બહુ દુર્દશામાં આવી ગયા હતા. તેને વ્યાજખોરીઆ, પેટભરા, ને હલકા દેશી તથા યુરોપીઅન લોકની રાત દિવસ સંગતિ રહેતી તથા તેઓ તેને અવળે માર્ગે ચલાવતા, પરંતુ આ વાત વિષે મદ્રાસ તથા બંગાળા સરકાર વચ્ચે મતભેદ હતો, તેથી કર્નાટકના રાજ્યમાં ફેરફાર થતો હવણાં બંધ રહ્યો. એકલા દક્ષિણ હિંદુસ્તાનમાં વઢવાઢો ચાલતી હતી એમ નથી; ઉત્તર હિંદુસ્તાનમાં પણ

અયોધ્યામાં ગાદી ઉપર બેસવા વાસ્તે ટંટા.

વધરા પેઠા હતા. સન ૧૭૯૭ માં અયોધ્યાના નવાબ અસોફોદલાએ દેહ મૂકી તેની પાછળ તેનો નામીચો પુત્ર મિર્જાઅલ્લી ગાદી ઉપર બેઠો. ગવર્નર જનરલે કાંઇ દહાડા લગી તો મિર્જાઅલ્લીને નવાબ માન્યો, પરંતુ લોકનો તેના ઉપર અભાવ છે તથા ગાદી ઊપર બેસવાનો તેનો હક્ક પહોંચતો નથી

૧૭૯૮. વજીર અલ્લીને પદભ્રષ્ટ કરયો. ૨૧ મી જાન્યુઆરિ.

એવી અનેક ભાંજગડો ઊઠી તેનું સમાધાન કરવા સર જોન શોર પંડે અયોધ્યા ગયો. મિર્જા જેને ઘણું કરીને વજીર અલ્લી કહેતા હતા તેને છેવટે ગાદી ઊપરથી ઉઠાડીને મરનાર નવાબના ભાઈ નામે સાદત અલ્લીને રાજપાટ સોંપ્યું. પદભ્રષ્ટ થયેલો નવાબ કાશીમાં જઇ રહ્યો.

હવે **સર જોન શોર** જે ગવર્નર જનરલ હતો તેને ઠેકાણે **લોર્ડ મોર્નિંગ્ટન** કરીને એક પુરૂષ નીમાયો હતો. તેને પાછળથી **માર્કિવસ વેલ્સલી** એ પદવી મળી હતી. તે સન ૧૭૯૮માં વિલાયતથી હિંદુસ્તાન આવવા નીકળી ચૂકયો હતો. તેની પ્રકૃતિ જુદા પ્રકારની હતી. તેના સમજવામાં ઝટપટ આવ્યું કે ચારે ગમ જે સ્વસ્થપણું જોવામા આવેછે તે કાચા પાયાઉપર રચાયેલુંછે, તથા તેમાં કાંઇ તંત નથી. અને દેશી રાજાના દરબારમાં ઇંગ્રેજ લોકનો ભાર વકર સત્વર ઓછો થતો ચાલેછે.

લોર્ડ મોર્નિંગ્ટન આવી પહોંચેછે. ૧૭ મી મે.

તેણે આ આપદાઓ નિવારણ કરવાને તત્કાળ ચિત્ત પરોવ્યું. તેણે **નિઝામને** સમજાવ્યો કે જે ફ્રેંચ અધિકારીઓ તમારી ચાકરીમાંછે તેમને વિદાય કરવા ને માત્ર ઇંગ્રેજના ઉપર વિશ્વાસ રાખીને તેમની સાથે અંતઃકરણથી સ્નેહ બાંધવો. છેવટે **નિઝામની** વૃતિ ફરી. નવા સંધિ પત્રના ઠરાવપ્રમાણે ઇંગ્રેજનું સૈન્ય પાછું **સિકંદરાબાદ**માં આવી રહ્યું. ફ્રેંચ અધિકારીઓના સ્વાધીનમાં જે સૈન્ય આપ્યું હતું તેને ઘેરી લેઇ તેનાં શસ્ત્ર હરી લીધાં, ને ફ્રેંચ સરદારોને બંદિવાન બનાવી કલકત્તે મોકલી દીધા.

નિઝામસાથે નવા કોલકરાર.

પરંતુ આ કરતાં અધિક કઠણ કામ તેને કરવાનું બાકી રહ્યું હતું. **મૈસૂર**ના રાજાનો મદ અદ્યાપિ ઊતાર્યો નહોતો. તે માતેલા વાઘ જેવો, ગર્વિષ્ટ ને છકેલો હતો. તે ઇંગ્રેજ ઉપર તલપ મારવાના વેતમાં હતો. તેણે લઢાઈની સર્વ સામગ્રી કરવા માંડી હતી. તેની પાસે ફ્રેંચલોક હતા તેઓ યુદ્ધ કળામાં પોતાની પ્રવીણતાથી તેને સહાય આપતા. તે ફ્રેંચના રાજા **નેપોલિયન** ઉપર પત્ર લખતો ને **નેપોલિયન**ના પત્ર તેના ઉપર આવતા; તેણે પોતા**ની** સેનાને સુધારવા માંડી હતી. તે **શ્રીરંગપટ્ટણ**માં વિશેષ સૈન્ય રાખીને રાજધાનીનો પાકો જાપતો કરતો હતો, અને પોતાના શત્રુ જે ઇંગ્રેજ લોક તેમની સામે યુદ્ધમાં જય મળે એવા ઉપાય સાધવા માટે તે તન મનથી પ્રયત્ન કરતો હતો.

ટિપુસુલતાન લઢાઇ કરવા તત્પર થાયછે.

આ સર્વ વાત લાર્ડ માર્નિંગ્ટનની જાણમાં હોવાથી **મૈસૂર** ઉપર સ્વારી કરવા અર્થે **મદ્રાસ**માં સઘળી સામગ્રી થતી હતી તે ઉપર જાતે તપાસ રાખવાને તે ત્યાં ગયો. વળી આ ચઢાઇ સારૂ એક સરસ સૈન્ય ભેગું થતું હતું. તેને યુદ્ધકળામાં માહેર કરવાને

ઇંગ્રેજી સૈન્યનો જમાવ થાયછે. ફેબ્રુઆરિ, ૧૭૯૯.

તે ઉમંગથી શ્રમ કરવા લાગ્યો. ૨૦૦૦૦ કરતાં વધારે માણસ વેલોરમાં હતું. તેઓને ચાલતાં માર્ગમાં નિઝામનાં રાજ્યમાંથી ૧૬૦૦૦ માણસનું જે સૈન્ય આવી મળ્યું તેનો સરદાર કર્નલ આર્થર વેલ્સલી હતો તેને પાછળથી ડયુક ઓફ વેલિંગ્ટન એવી પદવી મળી હતી. આગળ ઉપર પોર્તુગાલ તથા સ્પેન દેશના લોકની મદદે ઇંગ્લાંડથી સૈન્ય મોકલ્યું તેનો ઉપરિ આ પુરૂષને નીમ્યો. ત સમયે મહાશૂર વીરતા કરીને તે પંકાયો. પછી મુંબાઇથી એક નાનું સૈન્ય પશ્ચિમ કાંઠાઉપર મોકલવામાં આવ્યું, ને સકળ સેના ઉપર જનરલ હારિસને મુખ્ય નીમ્યો.

આ સ્વારીમાં ઝાઝા દહાડા નહિ લાગ્યા. ઉપર કહેલાં ઉભય સૈન્ય હળવે હળવે પરંતુ દૃઢ મનથી શ્રીરંગપટ્ટણ ભણી ચાલ્યાં. ટિપુ પ્રથમ પશ્ચિમ તરફ ગયો, પરંતુ સીડાસુર આગળ મુંબાઇથી આવેલા સૈન્યના ઉપરિ જનરલ સ્ટુઅર્ટે તેનો પરાભવ કર્યો. આ દિશામાં ટિપુની હાર થયાથી તે પૂર્વ ભણી પોતાના શત્રુની સામે થવા ચાલ્યો. જનરલ હારિસ સાહેબને આગળ આવતાં અટકાવવા તેણે પ્રયત્ન કર્યો,પરંતુ માલ્વેલિ પાસે પોતાની પરીક્ષાથી પસંદ કરેલી રણભૂમિમાં તેનો કેવળ પરાભવ થયો.

ટિપુનો બે વાર પરાભવ થયો. ૬ થી અને ૨૭ મી માર્ચ ૧૭૯૯.

આ બે ઝઘડામાં ટિપુની હાર થયા છતાં ઇંગ્રેજને આગળ વધવા ન દેવાને તેણે ઘણી માથાકૂટ કરી, ને તેમને રોકવામાં બીજું યુદ્ધ કરવું પડેતો તે રાજી થઇને કરત. લોર્ડ કાર્નવાલિસ જે માર્ગે થઇ શ્રીરંગપટ્ટણ ઉપર આવ્યો હતો તે માર્ગમાં ટિપુ વાટ જોઇ બેશી રહ્યો હતો. એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે ઇંગ્રેજનું સૈન્ય કેટલેક અંતરે કાવેરી નદી ઊતરીને બીજી વાટે થઇ પૂરપાટ શ્રીરંગપટ્ટણ ઉપર જાય છે. આ વાત સાંભળીને પોતાના મનમાનતા કિલ્લાનું સંરક્ષણ કરવા સારૂ તે પાછો ફર્યો. પછી એક મોટું યુદ્ધ થયું. તે યુદ્ધમાં એકવાર સંધ્યાકાળે ઇંગ્રેજની એક ટૂકડીને હરાવી પાછી હઠાવી તોએ ટિપુને પાછું ફરી કિલ્લામાં જવું પડયું.

ઇંગ્રેજો તેની રાજધાની તરફ જાયછે.

થોડીવારમાં ઇંગ્રેજની સેનાએ શ્રીરંગપટ્ટણને ઘેરી લીધું; જનરલ સ્ટુઅર્ટનું સૈન્ય મોટા દળને આવી મળ્યું એટલે શહેર ઉપર તોપોના ગોળા ને બંદૂકોની ગોળીઓની વૃષ્ટિ થવા લાગી. આ યુદ્ધના અવાજ વિના બીજું કશું સાંભળવામાં આવતું નહિ. ઘેરો એક માસ લગી રહ્યો. છેવટે એક ઠેકાણે કોટ તોડ્યો, ને

શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. ૫ મી એપ્રિલ થી તે ૪થી મે સુધી ૧૭૯૯.

કિલ્લા ઉપર હૂમલો કરવાને આજ્ઞા કરવામાં આવી. લઢનાર માણસોને તાકીદ કરી હતી કે તેમણે ફરી સૂચના થતા લગી ખાઈમાં આડા પડી રહેવું. ઘણાનાં કાળજાં ધડકતાં હતાં, પરંતુ ભીતિને લીધે નહિ. જે પુરૂષના હાથમાં આપણા જાત ભાઈઓ પકડાયલા ને જેણે તેમની માઠી વલે કરેલી તે પુરૂષ આપણા હાથમાં ઘડિના છઠ્ઠા ભાગમાં સપડાવાનો છે ને તેને મારી પાડવાને આપણે હાથ ઉગામેલાછે એવું સમજીને તેઓ હર્ષ પામતા હતા.

કિલ્લા ઉપર હલ્લો.
૪ થી મે ૧૭૯૯.

આ વેળા ખરો મધ્યાન્હ કાળ હતો. નગરમાં સઘળું શુંભાશુંભ હતું. લોકનો હાલો ચાલો નહોતો. ઇંગ્રેજ લોકની છાતી મારી રાજધાનીમાં પેસવાને ચાલે નહિ એવો મિથ્યા ડોળ ઘાલી ટિપુ વૃથા નિર્ભયપણે બેશી રહ્યો, ને સંકટ સમીપ આવ્યાની વાત તેના અત્યંત માનીતાં માણસોએ કહી તે ઉપર તેણે લક્ષ આપ્યું નહિ. તે દહાડે અવધિ તાપ પડ્યો હતો. ગરમીને લીધે ઘણા ખરા કિલેદારો બપોરની વેળા ઘસઘસાટ ઉંઘતા હતા; બૂરજા ઉપર લીલાં નિશાન મંદમંદ ફરકતાં હતાં. ટિપુની રાજધાનીમાં આ રીતનો ઘાટ હતો તેવેળા જનરલ બેયર્ડ સાહેબ જેને કિલ્લો લેવાનું કામ સોંપ્યું હતું તેણે મોખરે થઈ ખાઈમાંથી બહાર નીકળીને સૈન્યને કહ્યું કે "ભૈયા! મારી પાછળ આવો ને ઇંગ્રેજના સૈન્યનું નામ રાખો," આ બોલ સાંભળતાંજ સૈન્યે શહેર ઉપર હલ્લો કર્યો. શહેરમાં હાહાકાર વ્યાપ્યો ને ઝબકી ઊઠેલા કિલેદારે કિલ્લાનું રક્ષણ કરવા દોડ્યા. સુલતાન ટિપુ પણ ધાઈ આવ્યો. ઇંગ્રેજોએ તોપો ને બંદૂકોનો માર ચલાવ્યો હતો તેમના ઉપર સામી તોપો ને બંદૂકો છૂટવા માંડી. પરંતુ તેઓએ પંદરવીસ પળમાં નદીની રેતાળ ભૂંઈ મૂકીને સાહસિકપણે લઢતા લઢતા આગળ આવીને ઇંગ્લાંડનું લાલ નિશાન કોટના લોઢ ઉપર રોપ્યું.

ઇંગ્રેજોનો જય.

આ રીતે પહેલો કોટ ઇંગ્રેજના સૈન્યે હાથ કર્યો. હૂમલો કરતા પહેલાં ગોઠવણ કરેલી હતી તે પ્રમાણે ઇંગ્રેજના સૈન્યની બે ટૂકડીઓ થઈ એક જમણે હાથ ને બીજી ડાબે હાથ ચાલી. ઊગમણે પાસવે ગયેલી ટૂકડીને સુલભતાથી જય મળ્યો, પરંતુ બીજી ટૂકડીને બહુ વસમું કામ કરવાનું હતું. આ ટૂકડીનાં માણસ અડધેક પહોંચ્યાં ત્યાં ટિપુ સુલતાન અને તેના મુસલમાન લોક બીજવાયલા વાઘ પેઠે મોટા ઉન્માદથી લઢ્યા.

તેઓ ઇંગ્રેજને સરસા સરસી આવી ગયા, પરંતુ ઇંગ્રેજના લોકે બંદૂકના કુંદા ને સગીન મારી તેમને પાછા હઠાવ્યા.

ટિપુનું મોત.

જ્યારે સુલતાનના સમજવામાં આવ્યું કે હવે હાથથી બાજી ગઈ, ત્યારે તેણે પોતાના મહેલમાં પાછાં જવાનો પ્રયત્ન કર્યો. મહેલમાં જતાં તેણે એક નીચા ને અંધારા દરવાજાને મોઢે ઉભયપક્ષના માણસ વચ્ચે કઠ્ઠો ઝઘડો મચેલો જોયો. અહિં આગળ તેને ઘા વાગ્યો ને લોહી વહેવાથી મૂર્છા આવી. તેનો પ્રાણ ઉગારવા સારૂ તેના સેવકોએ તેને કાલાવાલા કર્યા કે તમે તમારૂં નામ પ્રસિદ્ધ કરો, પરંતુ બીકથી કિંવા તે કામ હલકું છે એવું લાગ્યાથી તેણે તેમની વિનતિ માન્ય કરી નહિ. તે ઘાયલ થયા છતાં અંદર જવાને બાથોડીઆં મારતો હતો, તેવામાં એક ઇંગ્રેજે તેના ઉપર ઘા કરી તેનો પ્રાણ લીધો. આ ઉગ્ર ઝઘડામાં મરાયલાં ને મરણની અણિપર આવેલાં ને ઘાયલ થયેલાં માણસ પડ્યાં હતાં તેમના ભેગી તેની લાશ પડી.

શાહેરમાં સ્વસ્થતા કરી.

જનરલ બેયર્ડ સાહેબે મોટા શ્રમથી તે શાહેર ઇંગ્રેજને હસ્તગત કરી આપ્યું તેથી કરીને તે થાકી ગયો હતો. તેને વિશ્રાંતિ મળે તેટલાસારૂ તેને ઠેકાણે કર્નલ વેલ્સલીને ઠરાવ્યો તેણે શાહેરમાં તુરત વ્યવસ્થા કરી. ટિપુના મડદામાટે ઘણી ખોળ કરી. ઘણીવાર શોધ કરતાં જ્યાં આગળ તે મરાયો હતો ત્યાં આગળથી તેનું શબ જડ્યું, પરંતુ તે એટલું રૂપાંતર થયેલું કે તેને ઓળખવું કઠણ પડ્યું. ટિપુએ પોતાના બાપની ઘોર જ્યાં બંધાવી હતી તેમાં તેના મડદાને ઇંગ્રેજે દટાવ્યું.

જીતાયેલા દેશોની વેંહચણ.

આગવો મરાયો એટલે દેશી સૈન્યે તેમની રીત પ્રમાણે લડાઈ ચલાવી નહિ. વિગ્રહનો અંત આવ્યો. શ્રીરંગપટ્ટણ ઇંગ્રેજે પોતાના સ્વાધીનમાં રાખ્યું ને ટિપુનું બાકીનું રાજ્ય ઇંગ્રેજ, નિઝામ, ને જે રાજાને મૈસૂરની ગાદી આપી તે રાજા એ ત્રણે વચ્ચે વહેંચાયું. મૈસૂરનો નવો રાજા બાલ્યાવસ્થામાં હતો, પરંતુ મૈસૂરના પુરાતન રાજાઓનો તે વંશજ હોવાથી તેને તેના વડીલોનું રાજ્યપાટ સોંપ્યું.

મૈસૂરમાં કર્નલ વેલ્સલીનો કારભાર.

આ બાળ રાજાની રાજ્યની વ્યવસ્થા કરવાસારૂ કર્નલ વેલ્સલીને ઠરાવ્યો હતો. તેણે પોતાને સોંપેલું કાર્ય રૂડી રીતે સિદ્ધ કરી યશ મેળવ્યો. તેના વારામાં પ્રજા સુખી હતી. માર્ગ, જળાશય અને પૂલ બંધાયા, ને હિંદુસ્તાનના બીજા પ્રાંતમાંથી ઘણા લો-

ક **મૈસૂર**માં આવી વસ્યાની વાત સર્વોત્તમ સાખ પૂરેછે કે રાજ્ય કારભાર રૂડો ચાલ્યો, ને લોક પૈસે ટકે સુખી થયા.

વેલસલી સાહેબે **શ્રી**રંગપટ્ટણ પાસે એક પૂલ બંધાવ્યોછે તેનુ નામ અદ્યાપિ વેલ્સલી પૂલ કહેવાયછે. કોઈ પણ પ્રવાસીને તે પૂલ જોઈ જે કાળે તે બંધાવેલો તે કાળનું સ્મરણ થાયછે. તે પૂલથી ટૂંકડે ટિપુનું પ્રજા પીડક રાજ્ય થઈ ગયું તેના ખંડેર છે. ત્યાં આગળ ટિપુની કબર છે તેમાં સુશોભિત થાંભલા ને બીજું ઘણું અદ્ભુત શિલ્પકામ જોવામાં આવેછે. જ્યાં તેનો મહેલ હતો ત્યાં હવણાં બજાર ભરાયછે; તેમાં ચંદન વેચાયછે. તેના બાગમાં બંગલો છે તે છેક તૂટી જવા આવ્યોછે. ભાગી તૂટી તોપો શહેર બહાર નકામી પડીઓછે, ને ગોળાના ગંજ ભર્યાછે તેના ઉપર વેલા ચઢેછે તેમનાં પાંદડાંનો લીલો ઘેરો રંગ ગોળાના કટાયલા લાલ રંગ સંગે બહુ દીપી ઊઠેછે. આગળ કદી તોપના અવાજ કાને પડશે નહિ એવા સમયનું આ એક માંગલિક ચિન્હ છે.

શ્રીરંગપટ્ટણનો હાલનો દેખાવ.

# પ્રકરણ ૧૪ મું.

## મરાઠા સાથે યુદ્ધ.

ઈસ્વી સન ૧૭૯૯ થી ૧૮૦૩ સુધી.

**નિઝામસાથે સલાહ—ઇંગ્રેજ લોકે કર્નાટક લીધું—ઝેમાન શાહ ચઢાઈ કરશે એવો ડર ઉત્પન્ન થાયછે—વજીર અહલી—કાશીમાં ફિતૂર—મિ૦ ચેરિનો ઘાત—મિ૦ ડેવિસનું શૂરવીરપણું—અયોધ્યા સંબંધી ગોઠવણ—મરાઠાનો અંદર અંદર વિરોધ—સિંધિયા ને હોલ્કર—વસાઈની સલાહ—સિંધિયા તથા વરાડના રાજા સાથે લઢાઈ—જનરલ વેલ્સલી પુના ઉપર જાયછે—શત્રુની પાછળ પડેછે—મરાઠાની છાવણીનું વર્ણન—આસેઈનું યુદ્ધ—જનરલ લેક—અલિગઢ ઉપર હલ્લો—દિલ્લીનું યુદ્ધ—ફ્રેંચ લોક શરણે આવેછે—દિલ્લીના પાદશાહ શાહ આલમને કારાગૃહમાંથી મુકત કરેછે—લાસવારીનું યુદ્ધ—સિંધિયાની સંદેહ ભરેલી વર્ત્તણુક—આર્ગામ આગળ યુદ્ધ—ગ્વાલિયર હસ્તગત કરેછે—છેવટ સલાહ થાયછે.**

ઇંગ્રેજે **મૈસૂર** જીતી લીધા પછી બીજો મૂલક પણ મેળવ્યો. સિકંદ્રાબાદમાં ઇંગ્રેજનું એક સૈન્ય ઘણાં વરસથી નિઝામને મદદ કરવાને રહેતુ હતું તેનું ખરચ ખૂટણ નિઝામ આપતો. પરંતુ થોડા દહાડાથી તે ખરચની રકમ નિયમ સર નહિ પહોંચાડતાં વાયદા કરવા માંડ્યા હતા. આ ખરચ લેવાની કડાકૂટ નીકળી જાય, ને ખરચ નભવામાં કોઈ દહાડો અડચણ પડે નહિ એવા હેતુથી ગવર્નર જનરલે નિઝામ સાથે કરાર કર્યો કે સૈન્યના ખરચની રકમ બદલ એટલા રૂપિઆની ઊપજનો પ્રાંત અમારે સ્વાધીન કરો. નિઝામે આ કરાર અંગીકાર કરી પોતાને ટિપુના રાજ્યની વહેંચણમાંથી જે પ્રાંત મળ્યો હતો તે ઇંગ્રેજને હવાલે કર્યો.

ઇ. સ. ૧૮૦૧. નિઝામ સાથે નવા કરાર. ૧૨ મી અકટોબર.

કર્નાટકના નવાબનું રાજ્ય પણ ઇંગ્રેજને હાથ આવ્યું. મહમદઅલ્લીનો પાટવી પુત્ર ઓમદત અલઓમરા કર્નાટકમાં રાજ્ય કરતો હતો તે ઇંગ્રેજના આશ્રયથી ગાદી ઉપર ટકી રહ્યો હતો. તેણે મૈસૂરમાં ટિપુ તથા ઇંગ્રેજ વચ્ચે છેલ્લી લઢાઇ ચાલતી હતી તેવામાં ઇંગ્રેજથી છાનો ને તેમની વિરુદ્ધ ટિપુની સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવ્યો હતો. આ પ્રપંચ પકડાઇ આવ્યો. વળી તેના રાજ્યમાં અતિશય અંધેર ચાલ્યું હતું. અંતે કોર્ટ આફ ડાયરેકટર તથા ઇંગ્લાંડની સરકારનો અભિપ્રાય ગવર્નર જનરલ તથા મદ્રાસના ગવર્નરના અભિપ્રાયને મળતો આવ્યાથી ઠરાવ થયો કે નવાબમાં પોતાનું રાજ્ય ચલાવવાની શક્તિ નથી, માટે તેની પાસેથી તે લેઇ લેવું. આ વિષે બધી ગોઠવણ થઇ ચૂકી ત્યાર પહેલાં નવાબ મરવા પડ્યો, તેથી એને કાને એ વાત નાંખવી નહિ એ ઠીક છે એવું સૌના વિચારમાં આવ્યું. તેના મૃત્યુ પછી તેના નામીચા પુત્રને ગાદી આપવા માંડી, તે એવા કરારથી કે સઘળો રાજકારભાર ઇંગ્રેજના હસ્તક ચલાવવો જોઇએ, પરંતુ તેણે આવી સરતથી ગાદીએ બેસવાની ના કહી, તે ઉપરથી વૃદ્ધ મહમદઅલ્લીનો એક બીજો પૌત્ર નામે અજીમદ્દૌલાને ગાદી આપી તેને ભારે વર્ષાસન બાંધી આપ્યું. હવે ઓન્ગોલથી માંડીને કેપ કોમોરિન લગીનો દેશ ઇસ્ટ ઇંડિઆ કંપનિના તાબામાં આવ્યો.

ઇંગ્રેજો કર્નાટક હસ્તગત કરેછે.

આ સમયે હિંદુસ્તાનની ઉત્તરમાં મોટો મામલો ઊઠયો હતો, માટે તે ભાગ તરફ અમારે લક્ષ આપવું ઘટેછે. કેટલાક દહાડાથી ઝેમાનશાહ નામે અફગાનિસ્તાનનો પાદશાહ હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરતો હતો, તેને પોતાના દેશમાં કાંઇ ગડબડ ઊઠવાથી કાંઇ વાર લગી હિંદુસ્તાન ભણી આવવાનું બંધ રહ્યું હતું, પરંતુ હવણાં હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાનો તેનો વિચાર નક્કી થયોછે એવું ગવર્નર જનરલને સ્પષ્ટ જણાયું. તે ઉપરથી ગવર્નર જનરલે પહેલી પાળ બાંધી તેનો મનોરથ ભંગ કરવાનું આદર્યું. તેણે ઇરાનના શાહને સમજાવ્યો કે તમે અફગાનિસ્તાન ઉપર હૂમલો કરો. શાહે લોર્ડ મોર્નિંગ્ટનની સૂચના માન્ય રાખ્યા ઉપરથી અફગાન લોકનો સ્વારી કરવાનો ઉદ્યમ કેવળ પડી ભાગ્યો.

ઝેમાન શાહ ચઢાઇ કરેછે એવી ધાસ્તી પેદા થાયછે.

અફગાન લોક ચઢાઈ કરવાના છે એ વર્તમાન આવ્યા ઉપરથી સોડમાં

સંપેતરૂં જાગ્યું. પાછલા પ્રકરણમાં અયોધ્યા વિષે સર જાન શોરે શી વ્યવસ્થા કરી હતી તે લખવામાં આવ્યુંછે. વજીરઅલ્લી જેને ગાદી મળી હતી, પરંતુ જેને થોડા દિવસ પછી પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો તે અફગાનના ચઢાઇના સમાચાર સાંભળી આનંદ પામ્યો, ને તેણે પોતાનાથી બનતો શ્રમ કરી કેટલાક લોકને ઉશ્કેર્યા, ને ઝેમાન શાહને સહાય કરવાને સામગ્રી કરી. વજીરઅલ્લીની આવી નઠારી વર્ત્તણુક છે એવું ગવર્નર જનરલના જાણવામાં આવ્યા ઉપરથી તેને કલકત્તા પાસે કોઇ ઠેકાણે રાખવાનો ઠરાવ થયો. આ ઠરાવ વજીરઅલ્લીને જાણ થતાં વાંતજ તેણે અતિ ક્રોધાયમાન થઇને ચેરિ નામે રેસિડેન્ટ તથા બીજા બે ઇંગ્રેજ-નો બુદ્ધિપૂર્વક અનાહુત ઘાત કર્યો. વજીરઅલ્લીના આ અણચિંત્યા વિશ્વાસ-ઘાતથી કાશીમાં જેટલા ઇંગ્રેજ હતા તેટલા બધાનો નાશ થાત. પરંતુ તેના રોષે ભરાયલા માણસ ડેવિસ કરીને ન્યાયાધીશ ત્યાં રહેતો હતો તેના ઘર ઉપર પ્રથમ ગયા, તેથી તેઓ ઊગરી ગયા. ઉશ્કેરાયલા માણસને આવતા જોઇ તે ન્યાયાધીશ પોતાના બઇરાં છોકરાં લઇને મેડે ચઢી ગયો ને પોતે દાદરને મોઢે હાથમાં શિકાર કરવાનો ભાલો ઝાલી ઊભો રહીને છાવણીમાંથી લશ્કર આવી પહોંચ્યું ત્યાં લગી પોતાનો બચાવ કર્યો. થોડીવાર લઢ્યા પછી વજીરઅલ્લી નાશી ગયો, પરંતુ તેને પકડી કેદ કર્યો ને તેને જન્મ પર્યંત કારાગૃહમાં રાખ્યો.

બનારસમાં (કાશીમાં) ફિસાદ.

મિસ્તર ડેવિસ-ની બહાદુરી.

અયોધ્યામાં જે નવાબ રાજ્ય કરતો હતો તેણે થોડા દહાડા થયાં રાજ-પાટ છોડવાની ઇચ્છા જણાવી હતી, તેની પાસેથી તેનો કેટલોક પ્રાંત ઇંગ્રેજે માગી લીધો. આ પ્રાંત અયોધ્યાની પશ્ચિમે હતો, અને અહિં કેટલોક બીજો પ્રાંત ઇંગ્રેજને મળેલો હતો. આ વ્યવસ્થાથી અયોધ્યાના રાજ્યને નિર્ભયતા મળી, કારણ કે, આથી તેની અને પરરાજ્યની વચ્ચે ઇંગ્રેજના તાબાનો મુલક આવ્યો. નવાબ તથા ઇંગ્રેજ વચ્ચે મિત્રાચારી થઇ એવો કરાર થયો કે ઇંગ્રેજે દેશમાંના તથા પરદેશના સર્વ શત્રુથી નવાબનું રક્ષણ કરવું, ને નવાબે પોતાના રાજ્યમાં પ્રજાનું હિત થાય એવી રીતે રાજ્યકારભાર ચલાવવો.

અયોધ્યાવિષે ગોઠવણ. ૧૦ મી નવંબર ૧૮૦૧.

હવે આખા હિંદુસ્તાનમાં સંપ જંપ વ્યાપ્યો ; પરંતુ તે ઝાઝી વાર ટક્યો ન-

હિ. હવણાં ઇંગ્રેજ ને મરાઠા વચ્ચે વૈર ઉત્પન્ન થયું. જેમ પેશ્વા આગલા વારામાં પોતાના છત્રપતિની સઘળી રાજ્ય સત્તા લેઈ પડ્યા હતા, તેમ પેશ્વાનું બધું કાબુ હવણાં બે પ્રબળ મરાઠા સરદાર બથાવી બેઠા હતા. તેમનાં નામ સિંધિઆ તથા હોલ્કર હતાં આ બે સરદારો વચ્ચે હવણાં વઢવાઢ ચાલતી હતી. હોલ્કરે સિંધિઆ તથા પેશ્વા સામે શસ્ત્ર પકડ્યાં હતાં. તેમાં હોલ્કર વિજયી થયો, ને બાપડા નિર્બળ પેશ્વાને પોતાની રાજધાનીનું નગર જે પુના ત્યાંથી નાશી ઇંગ્રેજને આશ્રયે જઈ રહેવું પડ્યું. પેશ્વા તથા ઇંગ્રેજ વચ્ચે કોલ કરાર થયા, તેમાં એવું ઠર્યું કે ઇંગ્રેજે પેશ્વાને સહાય કરવી, ને પેશ્વાએ પુનામાં ઇંગ્રેજની છાવણી ઘાલવા દેવી ને ત્યાં સૈન્ય રહે તેનું ખરચ પૂરૂં પાડવું; તેના દરબારમાં બીજા યૂરોપીઅન લોક આવી રહેલા હતા તેમને વિદાય કરવા, ને તે સમયે ઇંગ્રેજના હસ્તકમાં સૂરત તથા મુંબાઈ થડમાંના બીજાં કેટલાંક ગામ હતાં તે ઉપરથી દાવો ઊઠાવવો. સન ૧૮૦૨ માં વસાઈ ગામમાં આ સંધિપત્ર ઉપર સહીઓ થઈ.

સિંધિઆ તથા હોલ્કર વચ્ચે લઢાઈ. ૨૫ મી અકટોબર ૧૮૦૨.

વસાઈનું તહનામું. ૩૧ મી ડીસેંબર.

આ સંધિ થયાથી ઇંગ્રેજ તથા સિંધિઆ વચ્ચે ચકમક ઝર્યો. સિંધિઆની સેનામાં થોડાક ફ્રેંચને અધિકારી ઠરાવ્યા હતા તેમણે યુદ્ધ કળામાં સેનાને એટલી બધી પાવરધી કરી હતી કે કોઈ દેશી રાજ્યમાં અત્યાર લગી એવી પ્રવીણ સેના બની નહોતી. પેશ્વાને તેની રાજધાનીમાં પાછો આણવાને ઇંગ્રેજનું સૈન્ય મહારાષ્ટ્ર સમીપ આવતું હતું. અયોધ્યાના રાજ્યમાં હવણાં જે પ્રાંત મળ્યો હતો તે પ્રાંતમાં જનરલ લેકના હાથ નીચે સૈન્ય હતું. તે અધિકારી ઉત્તર ભણીથી મરાઠા ઉપર હૂમલો કરવાને તત્પર હતો, અને જનરલ વેલ્સલી એક સૈન્ય લેઈ મૈસૂર તથા હૈદરાબાદથી આવતો હતો. હોલ્કરે જાણ્યું કે આ બધાને પહોંચી વળવા જેટલું મારામાં સામર્થ્ય નથી, તેથી તે નાશી ગયો હતો. હોલ્કરના પક્ષના લોકે પુના લૂંટવાનો ડર ઘાલ્યો હતો, માટે પુનાનું રક્ષણ કરવાને વેલ્સલી ઝટપટ ત્યાં ગયો, ને તેણે પેશ્વાને તેની આગલી રાજધાનીમાં પુનઃ ગાદીપર સ્થાપન કર્યો.

પેશ્વાને પાછો ગાદીએ બેસાડ્યો. ૩૧ મી મે ૧૮૦૩.

સિંધિઆને આ વેળા ઇંગ્રેજસાથે સ્નેહ બાંધવાનું પૂછવામાં આવ્યું હતું, પરંતુ તે અદ્યાપિ એકે પક્ષ નહિ પકડતાં ન્યારો રહ્યો. આ વેળા તેનું

સૈન્ય નિઝામના રાજ્યની સરહદ ઉપર હતું. રાઘોબા નામે વરાડનો બીજો પ્રબળ મરાઠા સરદાર જેના મનમાં વસાઈની સંધિ થયાથી માઠું લાગ્યું હતું તેના ભેગા મળવાની સિંધિઆની વૃત્તિ હતી. માટે સિંધિઆએ ઇંગ્રેજને આડા અવળા ઉત્તર વાળવામાં દહાડા કાઢયા, પરંતુ તેને છેલ્લે ચોખ્ખો ઉત્તર આપવો પડયો કે વસાઈમાં થયેલી સંધિ અમારે માન્ય નથી ને સ્નેહ બાંધવો નથી. સિંધિઆ તથા રાઘોબાનાં સૈન્ય નિઝામની રાજધાની જે હૈદરાબાદ તે ભણી ચાલ્યાં. જનરલ વેલ્સલીએ પુનેથી નીકળીને અહમદનગર નામે સિંધિઆ તાબાનો એક કિલ્લો હસ્તગત કર્યો. પછી તે સંપીલા સરદારના સૈન્ય પાછળ પડયો, ને તેમને હૈદરાબાદ જતાં આંતરી પાછાં ફરવાની જરૂર પાડી.

સિંધિઆ અને વરાડના રાજા સાથે લઢાઇ.

સપ્ટેંબર માસના આશરે વચગાળામાં બંને પક્ષનાં સૈન્ય એક બીજાથી થોડે અંતરે આવી પહોંચ્યાં. ઇંગ્રેજની ફોજના સરદારે નિઝામના લશ્કરના અધિકારી સ્ટીવન્સન સાથે શત્રુ ઉપર હૂમલો કરવાની ગોઠવણ કરી તે એવી કે સ્ટીવન્સને થોડાક ડુંગરા ફરી વળીને શત્રુની છાવણીની પશ્ચિમે જવું, ને તેણે પોતે પૂર્વ ભણી જવું, ને ત્રીજે દિવસે એકઠા મળીને શત્રુની સાથે યુદ્ધ કરવું. આ રીતે જુદા પડયા પછી જનરલ વેલ્સલીના સાંભળવામાં આવ્યું કે સિંધિઆનું પાયદળ કેટ્ના કરીને એક નાની નદી થડમાં વહેતી હતી તેના કાંઠાઉપર છેક પાસે છાવણી નાંખી પડયું-છે. તેમના ઉપર એકદમ હૂમલો કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે સ્ટીવન્સન સાહેબ ઉપર કાસદ સાથે લખી મોકલ્યું કે તમારે જેમ બને તેમ સત્વર પાછું આવવું. પછી તેણે પોતાની પાયગાને સાથે લેઇને શત્રુ ઉપર હલ્લાં કરી.

હલ્લો કરવાની કર્નલ વેલ્સલીની ગોઠવણ.

થોડેક દૂર ઘોડા ચલાવ્યા પછી તે એક ટેકરા ઉપર આવી પહોંચ્યો. પાયગા, પાયદળ, તોપખાનું, ઇત્યાદિ સંપૂર્ણ સેના સાથે શત્રુને કેટ્ના નદીને સામે તીરે છાવણી નાંખી પડેલા દીઠા. તેમની પાછળ જુઆ કરીને એક નાળું વહેતું હતું તે આસેઇગામ આગળ કેટ્નાને મળતું હતું. તેણે શત્રુની સકળ સેના નીચે પથરાયલી દીઠી. તેમની એંશી તોપો એ સાંકડી નદીના સંરક્ષણ અર્થે ગોઠવવામાં આવી હતી. તેની પાછલ ૫૦૦૦૦ કસાયલા યોદ્ધા ઊભા હતા. ત્યાં તંબુનો તો તાગ નહોતો, ને તે કેટલાક ગાઉ ફરતા મેદાનને આચ્છાદન કરતા જણાતા હતા. આ પુષ્કળ દળમાંના લો-

મરાઠાના લશ્કર-ની છાવણી.

કનો સોરબકોર એ ટેકરા લગી સંભળાતો હતો. લશ્કરમાં સર્વ પ્રકારના ધંધાર્થુ ને વેપારી લોક હતા તેઓ પોતાના શહેરમાં હોય ને ધંધો વેપાર કરે તે પ્રમાણે છાવણીમાં પોતાનો ધંધો વેપાર કરતા હતા.

ઇંગ્રેજ લોકનું પાયદળ હવે આવી પહોંચ્યું હતું. વેલ્સલી સાહેબે સઘળી વ્યવસ્થા કરી હતી. મરાઠાની ફોજ પુષ્કળ હતી, પણ તે એકી વારે યુદ્ધમાં ગૂંથાય, માટે તેના સન્મુખ ઇંગ્રેજ ચાલ્યા. આગળ જતાં તેઓ પોતાને જમણે પાસે મરડાઇ કેટ્‌ના નદીમાં

આસેઈની લડાઇ. ૨૩ મી સેપ્ટેંબર, ૧૮૦૩.

જે ઠેકાણે જુઆનો વહેળો મળતો હતો તે ઠેકાણે થડમાં પાણીનો ઊતાર હતો ત્યાંથી ઊતરી પેલપાર જવાની આજ્ઞા થઇ. તેઓ આ નદી ઊતરી તેની ખરાબાવાળી ભેખડો ઉપર ચઢ્યા, તેટલામાં તેમના ઉપરશત્રુએ તોપોના ગોળાનો રેળ વર્ત્તાવ્યો. પેલ પાર પહોંચ્યા પછી તેઓ ગોઠવાઈ ઊભા રહ્યા, તે એવી રીતે કે તેમનું પાયદળ આગળ ને સ્વાર પાછળ રાખ્યા. આ જોઇને શત્રુઓએ પણ સત્વર મોરચા ફેરવ્યા. તેમને ડાબે પડખે આસેઇ રહ્યું, ને જમણે પડખે કેટ્‌ના નદી રહી. પછી જે જગ્યાએ ઇંગ્રેજની શૂરવીર ટોળી ગોઠવાઇને ઊભી રહી હતી તે જગ્યા ઉપર તેમની તોપોનો સપાટો ચાલ્યો. હવે વિલંબ કરવાનો સમય નહોતો. શત્રુની તોપો દશગણી વધારે હતી, માટે તેમની સાથે વેગળે રહી લઢવામાં જીતીએ એવું નથી એમ સમજીને ઇંગ્રેજના પાયદળને આજ્ઞા કરવામાં આવી કે શત્રુની તોપો પડાવી લેવી. શત્રુની તોપોથી ઇંગ્રેજની હાર તૂટી, એટલે મરાઠાના ઘોડે સ્વારોએ હલ્લો કરી તેમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમને ઇંગ્રેજની પાયગાએ પાછા હઠાવ્યા. આસેઈ આગળ પણ દારૂણ ઝઘડો મચ્યો હતો. હૂકમ સમજવામાં ભૂલ થયાથી ઇંગ્રેજના માણસોએ તે ગામ ઉપર હૂમલો કર્યો. આ યુદ્ધમાં શત્રુનો પરાભવ થયો. શત્રુના માણસ નાઠાં, ને ઘોડેસ્વાર આગળ આવ્યા. ઘોડા ને સ્વાર બંનેનો મરો થયો. ઇંગ્રેજના દૃઢ ને શૂરવીર સૈન્ય આગળ બિનકવાયતી મરાઠા લોકનું કાંઈ ચાલ્યું નહિ. તેઓએ ફરીને એકજવાર ધૈર્ય પકડ્યું; ને જેઓને મરેલા જાણ્યા હતા તેઓ ઊઠી લઢવા લાગ્યા, પરંતુ ઇંગ્રેજના સ્વારોએ તેમને પાછા હઠાવ્યા. સકળ મરાઠા સૈન્ય નાસવા માંડ્યું, અને ઇંગ્રેજને એક મહા તેજસ્વી વિજય પ્રાપ્ત થયો.

અહિંઆ વર્ત્તમાન બન્યા તેવામાં જનરલ લેક દિલ્લી ગયો હતો. વાટમાં જતાં

તેણે આલિગઢનો કિલ્લો લીધો. અહિં લઢાઇ થઇ તેનો પરિણામ એ થયો કે સિંધિઆની ચાકરીમાં પરન નામે એક ફ્રેંચ સેનાપતિ હતો તેણે ઘણા દિવસથી સિંધિઆનો પક્ષ પકડેલો તે છોડીદીધો.

આલિગઢનો કિલ્લો સર કરયો. ૪ થી સપ્ટેંબર.

મરાઠા લોકે દિલ્લી પાસે એક નિર્ભય સ્થળ જોઇને ત્યાં છાવણી નાંખી હતી, તેની બે બાજુમાં કળણ કીચડની ધરતી હતી, ને ઉંચા ટેકરા ઉપર તેમનો પડાવ હતો, તેના રક્ષણ અર્થે આશરે એકસો તોપો ગોઠવી હતી. એ મરાઠાનું સૈન્ય ઊતરેલું હતું ત્યાંથી દૃષ્ટિએ પડે એટલે અંતરે ઇંગ્રેજ લોકનું સૈન્ય આઠ દશ કોશની મજલ કરી આવી પહોંચ્યું. ઇંગ્રેજ લોકનું સૈન્ય થાકયું હતું, તથાપિ જનરલ લેક સાહેબે શત્રુ ઉપર તુરત હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. ઇંગ્રેજના સૈન્યના ઘોડેસ્વારો મોખરે હતા તેમણે બીને નાશી જવાનો ઢોંગ કર્યો, એટલે શત્રુ આપણને સહજ જય મળશે એમ સમજી ટેકરા ઉપરથી ઊતરી ધાયા ધાયા જંગલી જટ પેઠે પાછળ પડયા. ઘોડેસ્વારોએ પાયદળ સુધી જઇ પહોંચતા લગી દોડયા કર્યું. પાયદળ પાસે આવી પહોંચતાંજ સ્વારોએ જમણી ને ડાબી બાજુએ ખશી જઇને પાયદળને માર્ગ આપ્યો. પાળાએ મરાઠા પાછળ પડીને તેમની તોપોને જઇ અડયા ત્યાંલગી તેમને નસાડયા પછી તેમણે એક પડખે થઈ જઇને ઘોડેસ્વારોને હારેલા શત્રનો કેડો લેવા દીધો.

દિલ્લીની લઢાઇ. ૧૧ મી શપ્ટેંબર.

આ લઢાઈ થયા પછી ઘણા ફ્રેંચ ઇંગ્રેજને શરણ થયા, ને શત્રુની છાવણીમાં કોઈ નામાંકિત ફ્રેંચ અધિકારી રહ્યો નહિ. તેણે કરીને લઢાઇ લઢનાર મરાઠા એકલા રહ્યા તેમની પાસેથી દિલ્લી શહેર લીધું.

દિલ્લી ઇંગ્રેજને સ્વાધીન આવતાં બાપડો વૃદ્ધ શાહઆલમ પાદશાહ જેણે કેટલાંક વરસ ઉપર બંગાળામાં મોટો ભય ઘાલ્યો હતો તેને કારાગૃહના દુઃખથી મુક્ત કર્યો. આ પાદશાહ બંદીખાનામાં જેઓને વશ પડયો હતો તેમણે અનુક્રમે તેની બહુ માઠી વલે કરી હતી ; અર્ધો ભૂખે માર્યો હતો, ને અંતે તેનાં નેત્ર કાઢી લીધાં હતાં.

ફ્રેંચલોકનું શરણ થવું, અને શાહઆલમનો છૂટકારો.

જનરલ લેક પછી આગ્રે ગયો ને તે હસ્તગત કર્યું. પરંતુ બીજું સૈન્ય 'દક્ષિણનું અજિત્ય લશ્કર' એ ઉપનામ ધારણ કરીને દિલ્લી તરફ આવતું

હતું તેની સાથે લઢાઇમાં ભીડવાને લેક સાહેબ તત્કાળ પાછો ચાલ્યો. તે શત્રુના સૈન્ય સમીપ આવી પહોંચ્યો, એટલે દૃષ્ટિએ દૃષ્ટિ મેળવવાને એટલો બધો અધીરો થઈ ગયો કે પોતે ઘોડે સ્વારો સાથે આગળ ચાલ્યો, ને પાયદળના લોકને આજ્ઞા કરી કે તમે પાછળ આવતા થાઓ. લાસ્વારી નામે ગામ પાસે લેક સાહેબનો અને મરાઠા સૈન્યનો મુકાબલો થયો, ત્યાં બંને પક્ષના સ્વારો વચ્ચે અચ્છો ઝઘડો મચ્યો. ઇંગ્રેજના સ્વારો પાસે પાસે આવતા ગયા, તેમ તેમ શત્રુ પાછાં પગલાં ભરતા જણાયા, માટે જનરલ લેકે પોતાની સાથે થોડા સ્વારો હતા તેમને કહ્યું કે આપણે ફીકીઆરી કરો. આ ફીકીઆરીમાં મોતના મુખમાં ઝંપલાવા જવા જેવું છે એવું સ્વારોને નક્કી લાગ્યું, પરંતુ તેમણે આજ્ઞા તત્કાળ શિરપર ચઢાવી. રણશિંગાનો નાદ સાંભળી તથા સ્વધર્મ વિચારીને શૂરા સ્વારો આગળ ચાલ્યા. શત્રુએ ગોળીનો વરસાદ વરસાવી મૂકયો તે મધ્યે થઇ તેમના ઉપર ધાયા, ને શત્રુના હજારો લોક સામે મહા શૂરવીરપણાથી લઢ્યા, પરંતુ અંતે જય મળ્યો નહિ, ને થોડીવાર તેમને પાછું ફરવું પડ્યું. પાછળ રહેલી ફોજ આવી પહોંચી, એટલે મરાઠાએ કહાવ્યું કે અમને અમારી તોપો મૂકી રણસંગ્રામમાંથી જવાદો, તો અમે તેમ કરવા તૈયાર છીએ. માણસની હાણ થતી ઊગારવા સારૂ તથા થાકી ગયેલી સેનાને વિશ્રાંતિ આપવા સારૂ લેક સાહેબના મનમાં ઘણી જંખના હતી, તેથી મરાઠાનું માગવું સ્વીકારવાને તેણે હા કહી, ને બે ઘડી વિચાર કરવાની તેમને મહેતલ આપી. બે ઘડી વીતી ગઇ, પરંતુ મરાઠાનો સંદેસો આવ્યો નહિ; તેમ તેમના પાછા ફરવાનાં કાંઇ ચિન્હ જણાયાં નહિ, તેથી બરેબરૂં યુદ્ધ ચાલુ થયું. ઇંગ્રેજના પાયદળની એક ટોળી આગળ થઇ, ને પટોપટ ગોળીઓ પડતી તે મધ્યે આવી ઊભી રહી. તેમાંના કેટલાંક માણસ પાછળ રહેવા લાગ્યાં. છોંતેરમા પલટણના બધાં માણસ અને બારમા તથા સોળમી દેશી પલટણોનાં કેટલાંક માણસ શત્રુના ગોળા તથા ગોળીઓના મારમાં થઇ શૂર વીરતાથી આગળ ચાલવાને તથા મરાઠા સ્વારો હૂમલો કરે તેમને પાછા હઠાવવાને એકલાં હતાં. આ શૂરવીર યોદ્ધાઓએ શૌર્યથી યુદ્ધ કર્યું, પરંતુ તેઓને એકલાં ને નોધારાં પાડયાં, માટે તેમને મદદનો ખપ હતો. ઘોડેસ્વારોને મોખરે આવવાની આજ્ઞા કરી સ્વારો બાજુમાં થઇ આગળ નીકળ્યા,

લાસ્વારીની લઢાઇ. ૧ લી નવંબર.

જીત.

તેવારે તેમણે છોતરમી પલટણમાંથી ધન્ય છે, ભલી કરી છે, એવા વખાણના બોલ સાંભળ્યા પછી તેમણે મરાઠા ઉપર તૂટી પડીને તેમનો પરાભવ કરી તેમને નસાડ્યા. પછી ઇંગ્રેજના સૈન્યની મોખરાની બધી ટોળી આવી, જનરલસાહેબ તેમની આગળ થયો, ને તેનો ઘોડો ગોળી વાગવાથી મુઓ. ને તે બીજે ઘોડે સ્વાર થવાનું કરતો હતો, તેવામાં તેની બાજુમાં તેનો પુત્ર મરાયો. પરંતુ તેના સિપાઈઓની લાંબી હારનીહાર આગળ ચાલી જતી, માટે તેનાથી ખેદ કરવા કિંવા પુત્રની સંભાળ લેવાને ઊભા રહેવાયું નહિ. મરાઠા અને ઇંગ્રેજો એક એકને ભેટી જઇને બાથંબાથા આવી ગયા. મરાઠા મરણીઆ થઇ લઢ્યા. તેમની બધી તોપો ઇંગ્રેજે લીધી ત્યાંલગી તેઓ લઢતા બંધ પડ્યા નહિ. તેઓ રણસંગ્રામમાંથી ખસ્યા નહિ, પરંતુ છેલે તેમને પાછા હઠવું પડયું. આ લઢાઇ પછી સિંધિઆનું સૈન્ય માત્ર કહેવાનું રહ્યું હતું.

દક્ષિણમાં જનરલ વેલસલીએ આસેઈ આગળ જય મેળવીને ચપળતાથી તથા ઝડપથી શત્રુ સામે સપાટા ચલાવ્યા. સિંધિઆ પોતાને સલાહ કરવાની ઇચ્છા છે એવો પ્રપંચ કરવા લાગ્યો. વરાડના રાજાએ અદ્યાપિ લઢાઇ છોડી દીધી નહોતી. અને સિંધિઆ પણ કુમક આવી પહોંચવા સારૂ સંધિને બહાને વિલંબ કરતો હતો. વેલસલી સાહેબ સત્વર આગળ ચાલ્યો ગયો ને વરાડ પ્રાંતમાં આર્ગાંમ આગળ રાજાના સૈન્યની લગભગ આવી પહોંચ્યો. આ સૈન્ય ભેગું થોડું સિંધિઆનું માણસ પણ હતું. આ વેળા છેક અસ્સૂર થઈ જઇને ભાગ્યે એક ઘડી દિવસ હતો, પરંતુ એટલી વારમાં તેણે શત્રુને હરાવવાને આદર્યું. ઇંગ્રેજોએ એકાએક યુદ્ધનો આરંભ કર્યો. ઇંગ્રેજના પાયદળના મોં આગળ શત્રુનું કાંઇ ચાલ્યું નહિ. આસેઇમાં કાળા લોકે યુદ્ધ કર્યું હતું તેમાંના થોડાક શત્રુની તોપોના મારથી અરભડ્યા, પરંતુ તેઓ ધીરજ પકડી બીજા હામ રાખી તનમનથી લઢતા હતા તેમ લઢ્યા. રાત્રે ચંદ્રમા ઊગતામાં મરાઠાએ ચડીચોટ પાછા વળી નાસવા માંડયું, ને ઇંગ્રેજના સ્વારો ઘણા ગાઉ લગી તેમની પાછળ પડ્યા.

સિંધિઆની અંદેશો આવે એવી વર્ત્તણુક.

આર્ગાંમની લઢાઇ. ૨૭ મી નવંબર.

આટલું થયા છતાં શત્રુ ટકાવ કરી રહ્યા. આર્ગામ આગળ યુદ્ધ થયા પછી ઊંચા ઊંચા પહાડ ને ભયંકર કોતરોમાં વિકટ માર્ગે થઈ ગ્વાલિઅરના ધિંગાગઢ ઉપર ઇંગ્રેજે જઇને તે હસ્તગત કર્યો. આ કિલ્લા ઉપર એક રજપૂત સરદાર હતો તેણે મોટી બહાદુરી કરી, પરંતુ તેના હાથ તળેનાં માણસો તેનું દૃષ્ટાંત નહિ લેતાં રોઈ ઊઠયાં, તેણે કરીને એવો બળવાન ગઢ લેતાં જેટલી માથાકૂટ પડે તે નહિ પડતાં સહેલાઈથી હસ્તગત થયો.

ગ્વાલિઅર જીતી લીધું. ૧૫ મી ડીસેંબર.

ઇંગ્રેજોને હાથ ગ્વાલિઅરગઢ આવ્યા પછી વરાડના રાજાએ તેમની સાથે સંધિ કરવાનું માગ્યું તે વાત ઇંગ્રેજે એવી સરતથી સ્વીકારી કે રાજાએ કટક પ્રાંત ઇંગ્રેજને આપવો, તથા તેની ચાકરીમાં જે યૂરોપીઅન લોક હતા તેમને કાઢી મૂકવા. આ લઢાઈ ચાલી તેમાં ઠેઠ લગી નિઝામ ઇંગ્રેજ જોડે સ્નેહ ને વિશ્વાસ રાખી વર્ત્યો હતો તેને પણ વરાડના રાજા પાસેથી કેટલોક પ્રાંત અપાવ્યો.

વરાડના રાજા સાથે સંધિ. ૩૦ મી ડીસેંબર.

સિંધિઆ પણ ઇંગ્રેજને નમ્યો. ગંગા યમુના નદીઓની વચેનો જે પ્રદેશ થોડા કાળ ઉપર ફ્રેંચ અધિકારીઓના હસ્તક હતો તે તેણે ઇંગ્રેજને આપ્યો, અને કહ્યું કે ઇંગ્રેજ સરકાર તથા તેમના સ્નેહી રાજા જે નિઝામ, ગાયકવાડ તથા પેશ્વા, તેઓની સાથે હવે અમારે રાઢ વઢવાઢ રાખવી નહિ, અને અમારા તથા પેશ્વા વચ્ચે વાંધો પડે, તો તેની પંચાત ઇંગ્રેજ સરકાર પાસે કરાવવી એવું તેની પાસે માન્ય કરાવ્યું. આ રીતે મરાઠાના વિગ્રહનો છેડો આવ્યો. એ વિગ્રહ માત્ર પાંચ માસ ચાલ્યો હતો, પરંતુ તે ટૂંકી મુદતમાં અનેક ઉગ્ર યુદ્ધ થયાં હતાં, અને ઇંગ્લાંડની યુદ્ધદીપમાં ઘણા વિજયનો ઉમેરો થયો હતો.

સિંધિઆ સાથે સંધિ. ૩૦ મી ડીસેંબર.

# પ્રકરણ ૧૫ મું.

## મરાઠા સાથે બીજી વારની લડાઈ.

ઈ૦ સ૦ ૧૮૦૪ થી ૧૮૦૬ સુધી.

**આ લડાઈની અંદર હોલ્કરની સંશય આણવા જોગ વર્ત્તણુક—તેનો ઉદ્ધતાઈ ભરેલો જનરલ લેક ઉપરનો પત્ર—જનરલ લેક સાહેબનું સૈન્ય ચાલવા માંડેછે ને હોલ્કરની પાછળ જાયછે—ઇંગ્રેજની સેનાનું પાછું આવવું—કર્નલ મોન્સનનું મોટી વિપત્તિથી પાછું ફરવું—દિલ્હીનું સંરક્ષણ—ઇંગ્રેજના સૈન્યની બે ટૂકડીઓ થઈ હોલ્કરનો કેડો લેછે—ઇંગ્રેજના સ્વારો ફરૂકાબાદ પાસે તેનો પરાભવ કરેછે—દીગમાંનું પાયદળ—પશ્ચિમમાં અનુકૂળ કૃત્ય—દીગનો કિલ્લો લીધો—ભરતપુરને ઘેરો ઘાલ્યો—પ્રત્યેક હુમલો વ્યર્થ ગયો—અમીરખાન—ભરતપુરનો રાજા નર્મો વશ થાયછે—હોલ્કર તથા સિંધિઆ વચે મિત્રાચારી—માર્કિવસ કોર્નવાલિસ હિંદુસ્તાનમાં પાછો આવેછે—તેનું મૃત્યુ—સર જયોર્જ બાર્લો ગવર્નર જનરલની પદવિ પામેછે—સિંધિઆ સાથે તાજા કોલકરાર—હોલ્કર પંજાબ સટકી જાયછે—તેને પકડવા પાછળ પડેછે—તેની સાથે સલાહ સંપ—ઇંગ્રેજ લોક પોતાના સ્નેહી રાજાને તજી દેછે.**

મરાઠા ભણીનાં ભય ને ચિંતા અદ્યાપિ કેવળ મટ્યાં નહોતાં. જે લડાઈનો હવણાં છેડો આવ્યો તે ચાલતી હતી, તેવામાં હોલ્કરની વર્ત્તણુક બહુ સંદેહ પડવા જેવી હતી. સિંધિઆ તથા વરાડના રાજાને સહાય આપવાની પ્રથમ તેની વૃત્તિ જણાઈ, પરંતુ તેણે પોતાનું મન ભાગી નાંખ્યું. ઉપરા ઉપરિ ઇંગ્રેજનો વિજય થતો જોઇને તે આભો થઈ ગયો, ને સિંધિઆ તથા વરાડના રાજાનો પરાભવ થયો ત્યાં લગી તેણે હાલ ચાલ કરી નહિ. પછી તેના મનોરથ જણાઈ આવ્યા. તેણે ઘણા દેશી રાજાઓને કાગળ પત્ર લખી ઇંગ્રેજ સામે હથિઆર પકડવાને ઉશ્કેર્યા, ને જે દેશી રાજા ઇંગ્રેજના સ્નેહી હતા તેમના રાજ્યમાં લૂંટફાટ કરવા માંડી.

હોલ્કરનાં આવાં કૃત્યને માટે તેને ધમકી દીધા વિના રહેવાનું નહિ, તેથી જનરલ લેક સાહેબે તેને લખી જણાવ્યું કે તમારી અયોગ્ય વર્તણુક અમે સહન કરવાના નથી, માટે તમે સમજીને ચાલજો, ને વળી લખ્યું કે ઇંગ્રેજ સરકારની સરહદ ઉપર તમે લુંટારૂ લશ્કર રાખ્યું છે તે બોલાવી લો. હોલ્કરે આ પત્રનો ઉત્તર અતિ ગર્વિષ્ટપણાથી એવો લખી જણાવ્યો કે ઇંગ્રેજ સરકાર તેને કેટલાક સંપત્તિવાન પ્રાંત આપે તો તેમની સાથે સંપ કરવા તેની ઇચ્છા છે, ને દેશી રાજાઓ ચોથ આપે તો તેમના પ્રાંતમાં લુંટ ફાટ કરવી તે બંધ પાડે, અને સિંધિઆ સાથે હવણાં જે સંધિ કરવામાં આવી હતી તે સંધિ કરવાનું તેણે માગ્યું.

હોલ્કરની અપમાન ભરેલી વર્તણુક.

હોલ્કરનો આ ઉત્તર હાથે કરી લડાઇ માગી લેવા સરખો હતો. જનરલ લેક પોતાનું સૈન્ય લેઇ લડાઈ કરવા તરત ચાલ્યો ને કર્નલ મરે ગુજરાતમાં હતો તેને ઉજ્જયિની ઉપર આવવાનું લખ્યું.

હોલ્કરની પાછળ પડવું.

જેપુરનો રાજા ઇંગ્રેજનો સ્નેહી હતો તેના દેશ મધ્યે લુંટ કરવામાં હોલ્કર આ વેળા ગુંથાયો હતો. માટે જનરલ લેક સાહેબે પોતાના સ્નેહી રાજાનું રક્ષણ કરવાને કર્નલ મોન્સનને એક ટુકડી આપી મોકલ્યો. ઇંગ્રેજની કુમક આવી સાંભળી હોલ્કર દક્ષિણમાં જતો રહ્યો. ઇંગ્રેજ લોક ટોંક રામપુરાનો કિલ્લો હસ્તગત કરીને હોલ્કર પાછળ પડ્યા. પરંતુ હોલ્કર એવી ઝડપબંધ નાઠો કે તેની પાછળ પડનારા તેને પહોંચી શકયા નહિ. માર્ગના થાકથી ને અધૂરામાં પૂરૂં અન્ન ખુટ્યાથી લેક સાહેબની સાથેના સૈન્યને બહુ વિપત્તિ પડી, તેથી જનરલ લેકે વિચાર્યું કે હોલ્કરને રોહમાં રાખવાને કર્નલ મોન્સનની ટુકડી સમર્થ છે. માણસ ને આપણે અહિં રહ્યા તો આપણા માણસનો પૂરો મરો થશે એમ ધારી તે ખાનપુર તરફ ચાલ્યો. પરંતુ તેના સૈન્યના લોકના દુઃખમાં વધારો થઈ તેમના પહેલાં કરતાં સહસ્ત્ર ઘણા ભોગ મળ્યાઃ વાટમાં તેમને મહા મહા વિપત્તિ પડી. આખો દહાડો લાહે જેવો પવન વાતો હતો ને અથાગ તાપ પડતો હતો, તેણે કરીને તરષ ને થાકના માર્યા માર્ગમાં સેંકડો માણસના પ્રાણ ગયા.

આણીગમ કાંઈ ઘોડે સ્વારો શત્રુની એક ટોળી ઉપર હુમલો કરવામાં જય મેળવી કર્નલ મોન્સનના સૈન્યને આવી મળ્યા હતા. કેટલાક કાળાલોક એક કિલ્લાને ઘેરો ઘાલતા હતા તેના અધિકારીએ એ

ઇંગ્રેજોને થોડો જય મળેછે.

કિલ્લો તેમને સ્વાધીન કરવાને વચન આપ્યું તે ઉપરથી લઢાઈ બંધ રહી હતી. **અ**મીરખાન નામે એક સરદાર **સિં**ધિઆની ચાકરીમાં હતો તેણે વિશ્વાસઘાતથી એ કાળા લોક ઉપર હૂમલો કર્યો, પરંતુ અંતે 'ધર્મે જય ને પાપે ક્ષય,' એ ઉખાણા પ્રમાણે **અ**મીરખાનનો થોડોક ગોરાલોકે પરાભવ કર્યો.

કર્નલ મોન્સનનું અગાડી વધવું.

લોર્ડ **લે**ક સાહેબ પાછો જતો તેવારે કર્નલ **મો**ન્સન દક્ષિણ ભણાથી કર્નલ **મ**રે આવતો હતો તેને જઈ મળવાને તે દિશામાં ચાલ્યો ગયો. પરંતુ તે જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ તેના માણસોને અન્ન પાણી મળતાં બહુ અડચણ પડવા લાગી. તેને એવા સમાચાર મળ્યા કે કર્નલ **મ**રે પાછો ફર્યોછે અને તેને એવું લાગ્યું કે **હો**લકરમાં શત્રુ ઉપર ચઢી આવવા જેટલું સામર્થ્ય અથવા દમ નથી, માટે તેણે પાછાં આવવાનો નિશ્ચય કર્યો, ને કર્નલ **લ્યુ**કનના હાથ નીચે તેની છાવણીમાં કાળા લોકનો એક રસાલો મૂકીને તેને ફર્માવ્યું કે ઘડી દોઢ ઘડીમાં ઉપડી મારી પાછળ આવવું ને શત્રુ શું કરે કારવેછે તેના સમાચાર મોકલવા. આવી ગોઠવણ કરીને તે **હો**લ્કરને પૂઠ કરી ચાલ્યો. તેણે આ પ્રમાણે કર્યું તે માત્ર વિચારમાં ચૂક પડવાથી, નહિતો તે એવું કામ કરે નહિ; કારણ કે કર્નલ **મો**ન્સન શૂરવીર ને પાકો યોદ્ધો હતો.

કર્નલ મોન્સન મહા વિપત્તિથી પાછો ફરેછે. ૮ મી જુલાઇ, ૧૮૦૪.

**મ**રાઠા આગળ સૈન્યને પાછા ફરવામાં કેવી મોટી આપત્તિ પડેછે એ વાત અમે આગળ જણાવી ગયા છીએ. કર્નલ **મો**ન્સન પાછો ફર્યો એ વાત શત્રુને જાણ થતાં વાંતજ તેઓ પૂઠે દોડ્યા ને **લ્યુ**કનના તાબામાં જે ઘોડેસ્વાર પાછળ રાખ્યા હતા તેમના ઉપર તેમણે હૂમલો કર્યો. પછી તેઓ બાકીની ટૂકડી જે **કોટા** તથા **નીમચ** વચેની **મુકુંદરા** નામની વસમી નેળ સુધી પહોંચી હતી તેની પાછળ પડ્યા. અહિં તેઓએ પાછા જતાં ઘણું કરી ચારે ગમથી સૈન્ય ઉપર હૂમલો કર્યો, પરંતુ ઇંગ્રેજની નાની ટોળીએ દઢતા રાખી શત્રુને હરાવ્યા. કર્નલ **મો**ન્સને પાછાં ફરી પ્રથમ **મુકુંદરા** ઘાટલગી જવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ તેને ભય લાગ્યો કે રખેને શત્રુ આંતરી લે, માટે તે **કોટા** ભણી ગયો. **કોટા**નો રાજા ઇંગ્રેજનો સ્નેહી ગણાતો હતો, તથાપિ તેણે તેને પોતાના નગરમાં પેસવા દીધો નહિ. આ ટૂકડી મહા વિપત્તિમાં પાછી ફરી. તે વેળા નદી નાળાંમાં પૂર આવ્યાં હતાં, સૈન્યને અન્નની તંગી પડી હતી, અને તોપોનાં કાણાંમાં ખીલા

મારી પાછળ પડતી મૂકવાની જરૂર થઈ હતી. આ અવસ્થામાં શત્રુના સ્વારો વારંવાર હલ્લાં કર્યા જતા, પરંતુ ઇંગ્રેજ તરફના લોકને આંચ આવી નહિ. જે જે ઝઘડા થયા તેમાં તેમનો જય થયો, પરંતુ શત્રુએ કપટ જાળ પાથરવા માંડી. ઇંગ્રેજના સૈન્યના કેટલાક દેશી અધિકારીઓ ફૂટ્યા. કાળા લોકની બે પલટણે તથા કેટલોક રસાલો હોલ્કરના પક્ષમાં જતો રહ્યો. કર્નલ મોન્સન એક નિર્ભય સ્થળ લગભગ આવી પહોંચો, ત્યારે શત્રુએ તેને હરાવવાને મોટો ઝઘડો કર્યો. પરંતુ તેમાં તેમને પાછા હઠવું પડ્યું. આ યુદ્ધ થઈ રહ્યાથી ઇંગ્રેજના સૈન્યમાં અવ્યવસ્થા થઈ ગઈ. તેમાંના લોક અત્યાર લગી શત્રુની સામા લઢવા ઊભા રહેતા તેમ ઊભા નહિ રહેતાં જેમ નસાય તેમ ઇંગ્રેજ આગ્રે નાશી ગયા. ત્યાં છેલામાં છેલો માણસ ઇંગ્રેજના સૈન્યે પ્રથમ પાછાં પગલાં ભર્યાં હતાં ત્યારથી આશરે બે માસે એટલે તા૰ ૩૧ આગસ્ટ લગીમાં આવી પહોંચ્યો.

ઇંગ્રેજોના સૈન્યનો ફરી જમાવ થાયછે.

આ મોટી આપત્તિથી આખા હિંદુસ્તાનમાં લોકનું મન ઇંગ્રેજો ઉપરથી ઊઠી ગયું હતું, માટે ઇંગ્રેજ સરકારે તેજ વરસમાં ગયેલી પ્રતિષ્ઠા પાછી સંપાદન કરવાનો નિશ્ચય કર્યો. લાર્ડ લેકનું સૈન્ય પાછું સત્વર ભેગું થયું, ને તા૰ ૨૨ સપ્ટેંબર સુધીમાં રણભૂમિ વિષે જવાને આગ્રામાં તત્પર થઈ રહ્યું. હોલ્કર મથુરા આવ્યો હતો. તેણે પોતાની ઘોડાની પાયગા પાછળ રાખીને પાયદળને તોપો આપી દિલ્લી સર કરવા આગળ મોકલ્યું. પરંતુ ઇંગ્રેજોએ તેમનું કોડીભાર ચાલવા દીધું નહિ. કર્નલ ઓકટર્લનિ તથા કર્નલ બર્નસે નગરનો જાપતો કરીને હોલ્કરના મોટા દળ સામે થોડા દેશી લોકથી આઠ દિવસ ટક્કર ઝીલી કિલ્લાનું રક્ષણ કર્યું. કેટલાક કિલેદારો બંડ કરી ઊઠ્યા, પરંતુ બાકીના મરદાઈથી લઢ્યા. આ લઢાઈમાં જે બિનાઓ બની તે સર્વમાં દિલ્લીમાં આ પ્રસંગે જે શૂરાતન બતાવ્યું તે વિશેષ સ્તુતિ કરવા જોગ છે.

દિલ્લીનું શૌર્યથી રક્ષણ કર્યું. ૮ મી થીતે ૧૫ મી અક્ટોબર લગી.

દિલ્લીમાં હાર થયા પછી હોલ્કરે આસપાસના દેશનો નાશ કરવા માંડ્યો, માટે જનરલ લેકે પોતાના સૈન્યની બે ટૂકડીઓ પાડી જનરલ ફ્રેઝરના સ્વાધીનમાં પાયદળ તથા પાયદળના ખાતાની તોપો સોંપી તેને ફરમાવ્યું કે તેણે હોલ્કરના પાયદળ સાથે યુદ્ધ કરવું, અને પોતે કેટલીક પાયગા તથા પાયગા ખાતાની તોપો સાથે લઈને હોલ્કર જે આ વેળા લૂંટફાટ તથા મારપીટ કરવામાં મચ્યો હતો તેની પાછળ પડ્યો. હોલ્કરે કંઈ પડાવ

ઇંગ્રેજી ફોજની બે ટૂકડીઓ કરીછે.

નહિ કરતાં આગળ ચાલચાલ કર્યું, તોએ જનરલ લેકે પણ તેનો કેડો લીધો. તે જે દિશામાં વળતો તે દિશામાં ઇંગ્રેજના સ્વારો તેની પાછળ જતા. છેલે લોર્ડ લેકને સમાચાર મળ્યા કે શત્રુ પંદર વીસ ગાઉપર ફરૂકાબાદ શહેર આગળ છાવણી નાંખીને પડ્યોછે. આ વાત સાંભળીને લોર્ડ લેકે પોતાના સ્વારો હવણાંજ લાંબી મજલ ચાલીને આવેલા તથા તેમણે થાક ખાધેલો નહિ છતાં તેમને ફરી ઘોડે ચઢવાનું ફર્માવ્યું. તેઓ ઊપડ્યાને રતોરાઈ ૬૬ મજલ ચાલ્યા. રાત્રિ અજવાળી હતી. હવે આપણા એક મુખ્ય શત્રુને આપણે જઈ ભેટીશું એ વાતથી સર્વને બહુ ઉત્સાહ ઊપજતો હતો. તેમણે પોતાના બંધુજનને જય મળ્યાની વાત અત્ર ઘડી સાંભળી હતી, ને શીતળ મંદમંદ પવન વાતો, તેથી તેમને થાક જણાયો નહિ. સવારમાં મોટે પરોઢીએ હોલકરની છાવણી તેમની દૃષ્ટિએ પડી. છાવણીમાં ઘોડા ખીલીઓએ બાંધેલા હતા, ને ઘણા ખરા માણસ તેમની બાજુમાં હજુ ઊંઘતા પડી રહ્યા હતા. નાની નાની ગોળીઓ છાવણી ઉપર આવવા લાગી તે જોઇને તેઓ ચેત્યા કે ઇંગ્રેજનું સૈન્ય આવી પહોંચ્યું, અને થોડીવારમાં ઇંગ્રેજના ઘોડા હોલકરના ગભરાયલા લોકમાં ફરવા માંડ્યા. થોડાક મરાઠાઓને ઘોડે ચઢી બેસવાની તક મળી હતી તેઓ તેમનાથી જેટલા ઝડપથી નસાયું તેટલી ઝડપથી નાઠા. હોલ્કર પણ પહેલાં કેટલાંક માણસ નાઠાં તેમની સાથે નાશી ગયો.

ફરૂકાબાદ આગળ હોલકરની સેનાનો પરાભવ થયો. ૧૭ મી નવંબર.

જે વારે લોર્ડ લેક સાહેબ હોલ્કરના ઘોડે સ્વારોની વાંસે થયો હતો તે વારે જનરલ ફ્રેઝર સાહેબે તેના પાયદળનો નાશ કર્યો હતો. તા૦ ૧૨ મી નવેંબરે ઇંગ્રેજના સૈન્યની દૃષ્ટિએ શત્રુની છાવણી પડી, ને દીગની સમીપમાં છાવણીની જગ્યા ઘણી બળિષ્ટ હતી. હોલ્કરના સૈન્યની જમણી બાજુમાં એક ઊંચા ટેકરા ઉપર વસેલું એક ગામડું હતું, ને ડાબી બાજુમાં દીગનો કિલ્લો હતો. તેમની પછવાડે એક મોટું તળાવ હતું, ને અગાડી કચગળા પાણીથી ભરાયલી જગ્યા હતી. બીજે દિવસે મોગ્રા મળસકામા ઇંગ્રેજનું સૈન્ય હૂમલો કરવા નીકળ્યું. ઉપર કહેલી કળણ, કીચડની જગ્યા વચમાં નડે નહિ, માટે તેઓ ડાબે પાસવે થઈ ચાલ્યા. રાજાની ૭૬ મી પલટણ જે પહેલાં ઘણી પંકાઈ હતી તે મોખરે ચાલતી હતી. તેમણે ટેકરા ઉપરનું કોટબંધી ગામ સપાટામાં હસ્તગત કર્યું. ત્યાંથી ગોરા લોકે દોડતા નીચે ઊતરી

દીગનું યુદ્ધ. ૧૩ મી નવંબર.

પહેલા મોરચાની તોપો લીધી. શૂરવીર છોતેરમી પલટણ પછવાડે બીજી પલટણોએ ધાઇ આવીને તેને મદદ કરી. બીજા મોરચા આગળ ઝઘડો જામ્યો, તેમાં જનરલ ફ્રેઝરને જખમ વાગવાથી તેનો જીવ ગયો. તેનો અધિકાર કર્નલ મોન્સનને મળ્યો. કીચડની ભૂમિપાસે શત્રુ હતા તેમને શેહમાં રાખવાને કેટલુંક લશ્કર પાછળ રહી, બાકીનું આગળ ચાલ્યું. એક પછી એક એ રીતે ગાઉ લગી મોરચા બાંધ્યા હતા તે બધા સંગીનના બળથી લેવાના હતા. છેલા મોરચા ઉપર હૂમલો કરી તે ગોરા લોકે તોડ્યો. ઈંગ્રેજોના સૈન્યે જોયું કે આપણે દીગના કિલ્લાના થડમાં આવી પડ્યા છીએ. તે કિલ્લા ઉપરથી તોપોના ગોળા આવવા માંડ્યાથી ગોરા લોકને પાછું હઠવું પડ્યું. આણીગમ શત્રુએ તોપોની પહેલી હાર ફરી હાથ કરીને તે તોપો ઇંગ્રેજ ઉપર છોડવા માંડી, પરંતુ છોતેરમી પલટણના કાપ્ટન નોર્ફર્ડે તે તોપો ફરી ખૂંચાવી લીધી તે વેળા તેનીસાથે માત્ર અઠ્ઠાવીસ માણસ હતાં. જે લોકે મોરચા લીધા હતા તે લોક હવે કીચડની ભૂમિપાસે જઇ શત્રુ એકઠા થયા હતા, ને જેમને શેહમાં રાખવાને પાછળ એક ટૂકડી મૂકવી પડી હતી તેમને મારી કાઢવાને પાછા આવ્યા. મરાઠાએ આ લોકને દેખતાં વાંતજ આંખો મીંચી નાસવા માંડ્યું તેમાં ઘણાક બૂડી મુઆ. આ સમયના વિજયમાં કાંઈ મણા રહી નહિ. હોલ્કરના પાયદળમાંના જે લોક ઊગર્યા હતા તે હારીને દીગમાં જઈ ભરાયા.

આ લઢાઈ થયા પછી દીગની કાંઇક પૂર્વે મથુરાં છે, ત્યાં કર્નલ મોન્સન ગયો. અહિ તે લોર્ડ લેકના ઘોડેસ્વારોને ફરી ભેગો થયો. આ ફરીથી એકઠા મળેલા સૈન્યની બંને ટોળીઓએ શત્રુને જુદાં જુદાં નાકાંઉપર હરાવીને તથા હોલ્કરના સૈન્યને કેવળ વિખેરી નાંખીને પોતપોતાનું સોંપેલું કામ બજાવ્યું હતું.

ઇંગ્રેજોનું પાયદળ અને ઘોડેસ્વારનું લશ્કર પાછું એકઠું મળી જાયછે.

દક્ષિણ દિશામાં કર્નલ વાલેસે ચંદોર તથા જાલ્નના હસ્તગત કરીને દક્ષિણ હિંદુસ્તાનમાં હોલ્કરના તાબાનાં સ્થળ જીતી લીધાં હતાં, અને કર્નલ મરે થોડીવાર પાછો ફર્યો હતો, ને જેનું પાછું ફરવું કર્નલ મોન્સનને પાછું વળવાનું કાંઇક કારણ બન્યું હતું તેણે ઉજ્જયિની, ઇંદોર તથા બધો માળવા પ્રાંત જીતી લીધો હતો.

દક્ષિણ અને માળવામાં લઢાઇ.

ત્યાર પછી જનરલ **લેકનું** સૈન્ય **દીગના** કિલ્લા ઉપર ચાલ્યું. અહિં **હોલ્કર**ની સેનાનાં ઉપર કહ્યા પ્રમાણે ઘણાં માણસ નાશી આવેલાં હતાં. **દીગ ભરતપુરના** રાજાને તાબે હતું. **હોલ્કર** સામી લઢાઈ જોડાયાના આરંભમાં **ભરતપુરના** રાજાએ સૌ પહેલાં ઇંગ્રેજ સાથે સ્નેહ બાંધવાને ઇચ્છા જણાવી હતી, તેથી તેના લાભમાં કેટલાક કરાર થયા હતા, તથાપિ તેણે **હોલ્કરને** બહુ પ્રકારની સહાય આપી હતી. **હોલ્કર** તથા તેની વચ્ચે કાગળ પત્ર ચાલ્યા હતા એ વાત નક્કી થઈ હતી, અને **દીગ** આગળ લઢાઈ થઈ ત્યારે તેના માણસો ઇંગ્રેજ સામાં લઢ્યાં હતાં, તેની તોપો તેમના ઉપર છોડવામાં આવી હતી, અને તેના કિલ્લામાં તેમના શત્રુને આશ્રય આપ્યો હતો. માટે આ તેના કપટનાં ફળ તેને આપવાની અગત્ય હતી. ડીસેંબરના મધ્યમાં ઇંગ્રેજની ફોજ **દીગ** શહેર ઉપર આવી. શત્રુ શહેરની ભીતર ને આસપાસ ગોઠવાયા હતા, ને તેમણે શહેરની બે બાજુમાં દેખી ડર લાગે એવા મોરચા બાંધ્યા હતા. થોડા દહાડામાં કોટ તોડીને માંહે પેસવાની વાટ પાડવામાં આવી. તે સ્થળ હસ્તગત કરી લેવાને ઇંગ્રેજ લોકે પોતાની સેનાની ત્રણ ટૂકડીઓ પાડી એવી ગોઠવણ કરી કે તેમાંની બે ટૂકડીએ ડાબા ને જમણા પાસવાના મોરચા લેવા ને ત્રીજી ટૂકડીએ હુમલો કરવો. ત્રણે ટૂકડીએ પોતપોતાનું કામ સિદ્ધ કર્યું. શહેર હસ્તગત કરવામાં આવ્યું, ને કિલ્લો બીજે દિવસે શત્રુએ સોંપી દીધો.

દીગને ઘેરો ઘાલ્યો. ડીસેંબર ૧૬-૨૩ સુધી.

રાજધાનીનું નગર જે **ભરતપુર** તે હસ્તગત કરવાનું હજુ બાકી રહ્યું હતું, તે નગરને ઘેરો ઘાલવાની યોજના કરી રાખી હતી. **ભરતપુર** અતિ ધીંગુ સ્થળ હતું. એ નગર ઘેરાવમાં ચાર પાંચ ગાઉ હતું, ને તેની ફરતો ઉંચો માટીનો કોટ હતો ને આસપાસ પહોળી ને ઊંડી ખાઈ હતી. તેના સંરક્ષણ અર્થે પુષ્કળ શૂરવીર લોક મૂકયા હતા. ઇંગ્રેજે હૂમલો કરી એ નગર હસ્તગત કરવાના બહુ ઉપાય કર્યા તે સર્વે અફળ ગયા. શત્રુ મરણીઆ થઈ લઢ્યા. તેમણે ઇંગ્રેજની જે ટૂકડીઓ મોખરે આવતી હતી તેમના ઉપર મોટા મોટા પથરા માર્યા, ઊકળતા તેલથી ભરેલાં પાત્ર ઢોળ્યાં, લાકડાંના કડકા ફેંક્યા, ને જે વસ્તુ ફેંકવાથી વાગે તેવી જે હાથમાં આવી તે સર્વ ઉરોઢી. ગોરા લોક પણ તેવા આવેશથી લઢ્યા. તેઓમાંના કોઈ કોઈ કોટમાં સંગીન ખોશી તેના ઉપર પગ

ભરતપુરને ઘેરો ઘાલ્યો. ૨૭ જાન્યુઆરિથી તે ૨૨ મી ફેબ્રુઆરિ સુધી ૧૮૦૬.

મૂકી કોટની ટોચે ચઢી ત્યાં ઇંગ્રેજના વાવટા રોપતા, પણ શત્રુ તેમને ઠાર મારતા. ઇંગ્રેજોએ જેટલી વાર હૂમલા કર્યા તેટલીવાર તેમને શત્રુઓએ પાછા હઠાવ્યા. કેટલાંક માણસો જે લાસ્વારી તથા દીગમાં મોટા શૌર્યથી લઢ્યા હતા તેમણે એક દહાડો મોખરે થવાને ના કહી, પરંતુ બીજે દિવસે તેમ નહિ કરતાં મોટી વીરતાથી યુદ્ધ કરી પોતાની સાખ રાખી. પરંતુ સઘળો શ્રમ વૃથા ગયો, ને ભરતપુરના ધાડા માટીના કોટને કાંઈ ધક્કો લાગ્યો નહિ.

ઇંગ્રેજે ભરતપુરને ઘેરો ઘાલ્યો હતો, તેવામાં હોલ્કર જાતે ઘણું નુકસાન કરવાને સમર્થ નહિ હોવાથી તેની ચાકરીમાં અમીરખાન કરીને મહાક્રૂર માણસ હતો તેને આસપાસના ઇંગ્રેજ તાબાના દેશમાં બનતો ઉપદ્રવ કરવાને મોકલ્યો. હોલ્કરના મનમાં એમ હતું કે આ ઉપાયથી ઇંગ્રેજને ઘેરો ઊઠાવવો પડશે ને ઘેરાયલા લોકનું સંરક્ષણ થશે. અમીરખાને પોતાના નિરંકુશ સ્વારો એકઠા કરીને કંપનિના નવા સંપાદન કરેલા રાજ્ય ઉપર હૂમલો કર્યો. માર્ગમાં જતાં તેણે ગામડાં બાળ્યાં અને ખેતર ગૂંદી નાંખ્યાં. અમીરખાને આ પ્રમાણે ચઢાઈ કરવાથી ભરતપુરના ઘેરામાં વિઘ્ન પડ્યું નહિ. અમીરખાન પાછળ ઇંગ્રેજના સ્વાર મોકલ્યા તેઓ ઠામઠામ તેની પાછળ પડ્યા. અમીરખાન ડૂંગરા ઉપર જતો, તો તેઓ ડૂંગરા ઉપર જતા; તે ખોમાં પેસતો તો તેઓ ત્યાં પહોંચતા; તે નદીનાળાં ઊતરતો તો તેઓ તે પ્રમાણે કરતા અને તે સજ્જડ ઝાડીનાં જંગલોમાં જતો તો તેઓ ત્યાં તેનો કેડો લેતા. આ પ્રમાણે તેના સૈન્યનો ઘણો ખરો નાશ કરી તેઓ જય મેળવીને ભરતપુરને ઘેરો ઘાલનારા મોટા દળમાં પાછા આવ્યા.

લોર્ડ લેક સાહેબના સમજવામાં આવ્યું કે હલ્લો કરેથી ભરતપુર લેઈ શકાશે નહિ, ત્યારે તેણે નિશ્ચય કર્યો કે માંહેથી કોઈ બહાર નીકળવા પામે નહિ એવી રીતે ઘેરી લેવું. ભરતપુરનો રાજા લઢાઈથી કંટાળી ગયો હતો તેણે હોલ્કરને સહાય કરવા વઢવાઢ વહોરી હતી, પરંતુ હોલ્કરમાં હવે કાંઈ દમ દીઠો નહિ, માટે તેનો પક્ષ તજી દેવા તેની ઇચ્છા થઈ. ઘેરાની વેળામાં જે તોપો નકામી થઈ પડી હતી તેમને ઠેકાણે વપરાવાને નવી તોપો ઇંગ્રેજની છાવણીમાં નિત્ય આવવા લાગી. અન્નાદિ ઉદરપોષણની સામગ્રી આવતી જતી. અને લાર્ડ લેક સાહેબે પ્રથમ શહેરની થડમાં છાવણી નાંખેલી ત્યાંથી ઊઠાવી હતી, તોપણ તે પોતાનો મનોરથ સિદ્ધ કર્યા વિના પાછો જાય

ભરતપુરને ચારેગમથી ઘેરી લેછે.

એવાં કાંઈ ચિન્હ જણાયાં નહિ. આ ઉપરથી રાજાએ સલાહના કહેણ મોકલ્યાં તે ઇંગ્રેજે સ્વીકાર્યાં. આ સલાહમાં જે સરતો ઠરી તે રાજાની ગરજ ઉપર ખ્યાલ કરતાં તેના લાભમાં હતી. તેણે લઢાઈના ખરચ બદલ વીસ લાખ રૂપિઆ આપવા; ઇંગ્રેજે પહેલાં તેને કાંઈ મૂલક આપ્યો હતો તે તેમને પાછો સોંપવો; ને તેની સાચાઈનો પૂર્ણ વિશ્વાસ પડતા લગી **દીગ**નો કિલ્લો ઇંગ્રેજના તાબામાં રાખવો, એ પ્રમાણે ઠરાવ થયો હતો. વચગાળે **સિંધિઆ** લઢાઇ કરવા સજ્યો હતો તેને **હોલ્કર** જઈ મળ્યો. **સિંધિઆ** તથા ઇંગ્રેજ વચ્ચે કોલકરારથયાની વાત અમે આગળ કહી ગયા છીએ.

ભરતપુરના રાજા સાથે સલાહ કરી. ૧૭ મી એપ્રિલ ૧૮૦૫.

તે કોલકરાર સંબંધી બંને પક્ષવચ્ચે સાંધા વાંધા ચાલતા હતા. પરંતુ **ભરતપુર** ઇંગ્રેજને હાથ આવ્યું નહિ તે દહાડાથી તેની વર્ત્તણુક ઘણી સંદિગ્ધ દીસવા લાગી. જેને તેની જૂની ચાકરીના તુષ્ટિ દાનમાં ઉમરાવની પદવી મળી હતી તે લોર્ડ **લેક** **ભરતપુર**ના ઘેરામાંથી નવરો પડ્યો, એટલે **હોલ્કર** તથા તેના નવા સ્નેહી **સિંધિઆ** પાછળ જવાને તેને કશો અંતરાય નડ્યો નહિ. અને ઇંગ્રેજ આવતાં વાંતજ બંને જણ પાછા હઠયા.

લોર્ડ લેક સિંધિઆ અને હોલ્કરના સામો આલ્યો. ૨૧ મી એપ્રિલ.

આ પ્રસંગે **માર્ક્વિસ કાર્નવાલિસ** ગવર્નર જનરલની પદવી પામી વિલાયતથી આવ્યો. **માર્ક્વિસ વેલ્સલી**એ જે ધોરણ ઉપર રાજ્યકારભાર ચલાવ્યો હતો તે કરતાં જુદી રીતે રાજ્યકારભાર કરવાને તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેનું ચાલતા લગી **હોલ્કર** સાથે સંધિ કરવી એવી તેને સૂચના મળી હતી. પરંતુ તે લોર્ડ **લેક**ને મળવા આવતો હતો તેવામાં વાટમાં માંદો થયો, ને **કાશી** સમીપ **ગાઝિપુર**માં તેનો દેહ પડ્યો. મંત્રી સભાના વડા સભાસદ **સર જ્યોર્જ બાર્લો**ને ગવર્નર જનરલનું પદ મળ્યું. તેણે મરનાર ગવર્નર જનરલના વિચાર અમલમાં લાવવા માંડી **સિંધિઆ** તથાં **હોલ્કર** સાથે સંધિનાં કહેણ ચલાવ્યાં. **સિંધિઆ**એ સંધિ કરવાની તરત હા કહી. સરતો તેને ફાવતી ઠરી. તેની સાથે **વેલ્સલી** સાહેબે જે કોલકરાર કર્યા હતા તે બહાલ રાખ્યા. ગ્વાલિઅર ગઢ તથા ઇંગ્રેજનો એક જૂનો સ્નેહી જે **ગોહદ**નો રાણો તેના મૂલકનો કેટલોક ભાગ તેને સ્વાધીન કર્યો. ઇંગ્રેજે **સિંધિઆ**ને અમુક રકમ

લોર્ડ કાર્નવાલિસનું પાછું આવવું. ૩૦ મી જુલાઇ, સન ૧૮૦૫.

તે મરણ પામ્યો. ૫ મી અક્ટોબર.

સિંધિઆ સાથે સલાહ કરી. ૨૩ મી નવેંબર.

બાંધી આપી તેની સ્ત્રી તથા પુત્રીને પોતાના તાબામાંનો કાંઈ પ્રાંત કાઢી આપ્યો. પરંતુ હોલ્કરે હજુ હથિઆર છોડ્યાં નહોતાં તેને શીખ તથા અફગાન લોક સહાય આપશે એવી પૂર્ણ આશાથી તે પંજાબ ભણી નાઠો. ઇંગ્રેજે તેને માર્ગમાં આંતરવા માટે સૈન્ય મોકલ્યાં, પરંતુ હોલ્કર તેમને પત નહિ કરતાં શીખના દેશમાં પહોંચ્યો. લોર્ડ લેકનું દળ ઝટપટ તેની પાછળ આવ્યું તે બિઆ નદીને કાંઠે જઈ પહોંચ્યું. શીખ લોકે હોલ્કરને સહાય આપવાની ના કહી, તેથી તે કપટી ને કપરો વૈરી ઇંગ્રેજના હાથમાં આવ્યો. આવી વેળાએ તેની સાથે સલાહ કરવાની લોર્ડ લેકને આજ્ઞા થઈ. આ નવી વ્યવસ્થામાં કાંઈ સાર નથી એવું ચોખી રીતે ને છાતી ઠોકીને શૂરા ને વિજયી લોર્ડ લેક સાહેબે લખી જણાવ્યું. પરંતુ તેના લખાણ ઉપર કાંઈ લક્ષ આપવામાં આવ્યું નહિ. ઇંગ્રેજે હોલ્કરનો જે મૂલક જીતી લીધો હતો તે તેને પાછો સોંપ્યો; તે મૂલકમાં અમુક માર્ગે થઈ આવવાની તેને પરવાનગી આપી; ચંબલ નદીની ઉત્તરમાંનો જે મૂલક ઇંગ્રેજે પોતાના ખપ માટે રાખ્યો હતો તે પણ છોડી દીધો. ઇંગ્રેજનો જે ઘણો નિર્દય, ઘાતક અને કટ્ટો વૈરી હતો તેનો તેમણે આ રીતે પ્રતિષ્ઠા આપી નિકાલ કર્યો.

હોલ્કર પંજાબ તરફ નાશી જાયછે.

હોલ્કર સાથે સલાહ કરી. ૨૪ ડીસેંબર સન ૧૮૦૫.

આ કરતાં અધિક અયોગ્ય ને અણસમજનાં કામ સર જ્યોર્જ બાર્લો સાહેબના હાથથી બન્યાં, કારણ કે આ વેળા તેનું હદ ઉપરાંત વલણ દેશી રાજા રજવાડા સાથે સલાહ સંપ રાખવા તરફ થયું હતું. તેણે ઇંગ્રેજના રાજ્યની ઉત્તર સીમા યમુના નદી ઠરાવીને તે નદીના સામા તીર ઉપરનાં સંસ્થાનના રાજા સાથે મિત્રાચારી હતી તે તોડી. વળી તેણે જયપુર તથા બુંદીના રાજાઓ, ઇંગ્રેજ અને મરાઠા વચ્ચે લઢાઈ ચાલતી હતી તેવામાં ઇંગ્રેજ સાથે સાચો સ્નેહ જણાવી તેમનો પક્ષ હેઠ લગી પકડી રહ્યા હતા તેમને સહાય થવાનો નકારો વાસ્યો. ઉત્તરમાંના કોઈ પણ દેશી રાજાને ઇંગ્રેજની મદદ મળવાનો જેટલો હક હતો તે કરતાં ઉપલા બે રાજાનો અધિક હક હતો. તોપણ ઇંગ્રેજે તેમનો સંગ છોડી સિંધિઆ તથા હોલ્કરે તેમને ઉપદ્રવ કરવા માંડ્યો તે જોયા કર્યું. બાર્લો સાહેબ આટલેથી અચક્યો નહિ. તેણે ભરતપુર તથા માકરિના રાજાને પણ સહાય આપવી નહિ એવો નિશ્ચય કર્યો; પરંતુ લોર્ડ લેકે તેને ઘણું ઘણું વારી તેની મતિ ફેરવી. ભરતપુરનો રાજા જય-

પુરના રાજા પ્રમાણે રૂડી રીતે નહિ વર્त्ततां કેવળ અયોગ્ય રીતે વર્ત્યો હતો, તથાપિ તે અવગુણ મનમાં ન લાવતાં તેની સાથે મૈત્રી રાખવા લોર્ડ લેકે બાર્લો સાહેબને બહુ લખ્યું. હિંદુસ્તાનના મોટા મોટા ઇતિહાસ કર્त्ता તથા જે પુરૂષના હાથથી સિંધિઆ તથા હોલ્કર સાથે કોલકરાર કરવામાં આવ્યા હતા વિશેષે કરીને તે પુરૂષ આ વેળા મૂર્ખાઇ ભરેલી તથા અવિચારી રાજનીતિ ગ્રહણ કરવામાં આવી હતી તેને બહુ ધિઃકારેછે.

આવી રાજનીતિથી સર્વ રાજ્યમાં સ્વસ્થતા થઇ, પરંતુ એક મોટી લઢાઈ ઘણા દહાડા ચાલે ને તેથી જે હાનિ થાય તે કરતાં પણ વધારે હાનિ આ સ્વસ્થતાથી થઈ, કારણ કે ઇંગ્રેજ લોકે પોતાના પ્રાણ કરતાં પ્રતિષ્ઠા વધારે મોંઘી ગણવી જોઇએ.

# પ્રકરણ ૧૬ મું.

## સર જ્યોર્જ બાર્લો તથા લોર્ડ મિન્ટોનો રાજકારભાર.

સન ૧૮૦૬ થી ૧૮૧૩ સુધી.

**હિંદુસ્તાનમાં ઇંગ્રેજ તાબાના મૂલકમાં પૂર્ણ સ્વસ્થતા—વેલોરમાં બંડ—ત્યાં ગોરાલોક હતા તેમની કતલ—આર્કાટથી સ્વારો આવેછે—બંડની શાંતિ—બખેડાનાં કારણ—બંડખોરની વલે—બીજે ઠેકાણે બંડ શમેછે—લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ ઠરેછે—સર જ્યોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર નીમેછે—દેશી રાજાઓ સાથે સલાહ તૂટેછે—પુના તથા હૈદરાબાદમાંના વર્ત્તમાન—ઇરાન તથા કાબુલમાં વકીલ જાયછે—જ્યોર્જ બાર્લો લોકને અળખામણો લાગેછે—તંબુનું ખરચ—મદ્રાસમાં લાંછન લગાડે એવું બંડ—શ્રીરંગપટ્ટણનો મામલો—બંડ કરનારની શુદ્ધિ ઠેકાણે આવેછે—પાછો સંપજંપ થાયછે—જાવા, બુર્બોન, અને આઇલિ ઓફ્ ફ્રાન્સ ઉપર સ્વારી—વઢવાઢ ટૂંકડી આવ્યાનાં ચિન્હ——ગુર્ખા લોક સાથે વધરા—પક્ષી સાથે વઢવાઢ—લોર્ડ મિન્ટો પાછો વિલાયત જાયછે.**

હિંદુસ્તાનમાં ઇંગ્રેજ તાબાનાં સર્વ સ્થળમાં પૂર્ણ સ્વસ્થતા થઇ હતી. પરંતુ તેમના મૂલકની બહાર નિરંતર વઢવાઢો ચાલી રહી હતી. સર જ્યોર્જ બાર્લોના વિચાર અદ્યાપિ પલટાયા નહોતા. ને વિલાયતથી પણ તેના વિચારને અનુસરતા હૂકમ આવતા. દેશી સંસ્થાન માંહો માંહિ વઢી મરતાં તેમાં બાલો સાહેબે હાથ ઘાલ્યો નહિ, ને જે રૂડા હેતુ માટે ઇંગ્રેજને ઇશ્વરે અથાગ સામર્થ્ય આપ્યું હતું તે હેતુ પરિપૂર્ણ કરવાને સર જ્યોર્જ બાર્લોએ કશું કર્યું નહિ. મરાઠા સરદાર અન્યો અન્ય વઢી મરેછે તેણે કરીને ઇંગ્રેજ સાથે લઢાઇ કરવી તેમને ફાવતી નથી ને એથી ઇંગ્રેજને લાભ થાયછે એમ વિચારી તે હર્ષ પામતો. જોકે આપણે સર જ્યોર્જ બાર્લો સાહેબની રાજનીતિ આ બાબતમાં વખોડવી પડેછે, પરંતુ સ્વસ્થતાના સમયમાં તેણે બંગાળા પ્રાંતના લોકને કલ્યાણ-

કારી કાર્ય કરયાં તે વાતમાં તેની સ્તુતિ કરવી ઘટેછે. આ પ્રમાણે સઘળે સંપ-જંપ વ્યાપી રહ્યો હતો.

વેલોરમાં બંડ. ૧૦મી જુલાઈ ૧૮૦૬.

તેવામાં **મદ્રાસ** પાસે બંડ થયાના વર્ત્તમાન સાંભળીને હિંદુસ્તાનમાં ઇંગ્રેજના રાજ્યમાં રહેનારા લોક ગભરાયા. **ફોર્ત સેંત જ્યાર્જની** પશ્ચિમ દિશાએ પીસતાળીસ કિંવા પચાસ કોસ ઉપર **વેલોર** નામે શહેર છે ત્યાંના કાળા લોકે સન ૧૮૦૫ ના જુલાઈ માસની તા૦ ૧૦ મીએ મોટા મળસકામાં બંડ કરી ત્યાં રહેનારા ઘણા ખરા ગોરા લોકને મારી નાંખ્યા. ગૂપચૂપ તેઓ કવાયત કરવાની જગ્યાએ ભેગા થઈ ગોરા સિપાઇઓની ઓરડીઓ આગળ જઈ તેમને ઘેરી લીધા પછી તેઓ દ્વારને મોઢે એક તોપ મૂકીને તે માંહેલા નિરાયુધી માણસ ઉપર છોડવા લાગ્યા. ગોરા લોક પાસે દારૂ ગોળો નહિ હોવાથી તેઓ સામી તોપો કિંવા બંદૂકો મારી શકયા નહિ. અને શત્રુ પુષ્કળ હોવાથી તેમના ઉપર હૂમલો કરવાની પણ તેમની છાતી ચાલી નહિ. કેટલાક બંડખોર લોક ગોરા અધિકારીઓના ઘર પાસે જઈ બેઠા ને જેઓ ઘર બહાર નીકળ્યા તેમના પ્રાણ તેમણે લીધા. **કર્નલ ફ્રાન્કોર્ટ** સેનાનો મુખ્ય હતો તેને એવો ઘાયલ કર્યો કે તેને ઊગરવાની આશા રહી નહિ. કેટલાંક ફિતૂરી માણસ જે જગ્યાએ દારૂ ભર્યો હતો તે જગ્યા કબજામાં લેવા પહોંચ્યા, અને ત્રીજી ટોળીનાં માણસોએ ત્યાં બીજા પરચૂરણ ઇંગ્રેજલોક રહેતા હતા તેમના ઘરમાં પેશી જેઓ હાથ આવ્યા તેમનો ઘાત કર્યો. સારી પેઠે ઉજેશ થયા પછી કેટલાક અધિકારીઓએ એક ઘરમાં રહી બચાવ કર્યો હતો તેઓ યુક્તિ કરી સેનાગૃહમાં ગયા, ને જે લોક હજુ ઘાયલ થયા નહોતા તેમની આગળ થઇ બહાર નીકળી તેમણે શત્રુની તોપો પડાવીને તેમણે લઢતા લઢતા એક દરવાજા ઉપર ચઢી જઈ શત્રુને આઘા આવવા દીધા નહિ. મોખરે થયેલા શૂરવીર અધિકારીઓ માર્યા ગયા તેમની જગ્યા બ્રોડી નામો એક સાર્જંટે સાચવી.

આર્કાટથી કુમક આવી પહોંચેછે.

આ બનાવના સમાચાર **આર્કાટ** જે **વેલોરથી** ચાર પાંચ ગાઉને છેટે દૂર હતું ત્યાં પહોંચ્યા હતા. શૂરો બ્રોડી તથા તેના સાથીઓ સાહસિકપણે લઢતા હતા તેવામાં તેઓ દૂર ધૂળ ઊડતી દેખીને સમજ્યા કે હવે વહાર વેગળી નથી. ઇંગ્રેજ સ્વારો તથા

દેશી સાતમી પાયગાવાળા પૂર પાટ ઘોડા દોડાવતા આવતા હતા. ગોરા લોકનો ઉપરિ તોર જોર પોતાનો ઘોડો દોડાવતો એકલો દરવાજા આગળ આવી પહોંચ્યો. કોટ ઉપરના ગોરા લોકે પોતાના કમરપટા સંધાડી નીચે ફાંસ્યા તેને આધારે તે ઉપર ચઢયો ને પોતાના દેશી જનનો ઘાત કરનારા ઉપર તેણે હૂમલો કર્યો. પછી તરતજ તોપો લેઈ ગોરા લોક આવી પહોંચ્યા. તેઓ કિલ્લાના દરવાજા ઉપર ગોળાનો માર ચલાવી હૂમલા ઉપર હૂમલા કરતા ચાલ્યા, અને જે લોકે ઇંગ્રેજ લોકને હણ્યા હતા તે દુષ્ટ લોકમાંના સેંકડોને હણી સાફું વાળ્યું ત્યાં લગી તેમણે હથિઆર હેઠાં મૂક્યાં નહિ.

અનેક કારણ મળવાથી આ ભયંકાર બંડ ઊઠયું હતું. સૈન્યમાં હિંદુલોક હતા તેમને એવી આજ્ઞા કરવામાં આવી હતી કે તેઓ જાત ઓળખાવા માટે કપાળમાં તિલક કરેછે તે નહિ કરતાં તેમણે શૂન્ય કપાળે કવાયત કરવાને ઠેકાણે આવવું. સર્વે દાઢી મૂછો એક ધારી કતરાવવી ને પાઘડીનો ડોળ બદલી ફલાણા ઘાટનો ગપ્પવો; તે ઘાટ તેમને ગોરા લોકની ટોપી જેવો લાગ્યો. આપણો દેશાચાલ ફેરવવાની તેઓ આજ્ઞા કરેછે તે આપણને પરાણે ખ્રિસ્તિ ધર્મમાં લેવા સારૂ એવું ઘણાંએ ધાર્યું. દેશી લોકનો ઇંગ્રેજના રાજ્ય ઉપર કોઈ પ્રકારે અભાવ થાય ને તેઓ ફિતૂર કરે તો ઠીક એવું જેમના મનમાં હતું તેઓએ આ તક સાધી તેમને આવું અવળું ભરવી ચઢાવ્યા. પરંતુ આ બંડ ઊઠવાનું કારણ જુદું હોઈને એકાએક લક્ષમાં આવે એવું નહોતું. વેલોરમાં ટિપુના કુંવર કેદમાં હતા. ત્યાં બંદીખાનામાં તેમને કશી પ્રકારની સખ્તાઈ નહોતી, ને શાહેરના ઘણા ખરા લોક સાથે વાત ચીત કરવાની છૂટી હતી.

બંડ થવાનાં કારણ.

મૈસૂરનો આગલો વૈભવ સંભારી જીવ બાળનાર પુષ્કળ લોક વેલોરમાં એકઠા થયા હતા. તેમાંના કેટલાક ટિપુના પુત્રને તેમના બાપની ગાદીએ બેસાડવા છાનો ઉદ્યોગ કરતા હતા. બહુ જોગટા ને ફકીર ઈત્યાદિ માગણ પ્રત્યેક માણસને મળી ઇંગ્રેજ અન્યાય અધર્મ કરેછે એવી જૂઠી વાતો ભીંડવતા. તમે હથિઆર પકડો તોબાજાં મુસલમાંન સંસ્થાન તમને મદદ કરવા તૈયાર છે એવી મિથ્યા આશા આપતા. વેલોરની દેશી પલટણમાં ઘણા ખરા મુસલમાન તથા મૈસૂરના લોક હતા તે આવા ગપાટા મન દેઈ સાંભળતા. આ બખેડામાં ટિપુનો

લીલા વસ્ત્રનો ઝુંડો ઊભો કરવામાં આવ્યો હતો. રાજકુંવરોએ પંડે પોતાની ખાતર બંડ ઊઠાવવાને સિપાઇઓને ઊશ્કેર્યા નહિ હોય તોએ, એટલું તો નક્કી છે કે બંડખોરોનો વિચાર ટિપુના પુત્રને તેમના બાપની ગાદી પાછી અપાવવાનો હતો, ને તેમણે સરકારની ધર્મમાં હાથ ઘાલવાની અસંભવિત વાત ખરી માની હતી.

ઈંગ્રેજ સરકારે ટિપુસુલતાનના પુત્રને કલકત્તે મોકલાવ્યા. ત્યાં તેમને નજર કેદ દાખલ રાખ્યા. બંડમાંના મુખ્ય માણસોના અપરાધની તપાસ ચલાવી થોડાકને દેહાંતદંડની શિક્ષા કરી. બાકીનાને નોકરીમાંથી કાઢી મૂક્યા. પછી સર્વત્ર શાંતિ થઈ. પરંતુ પલટણમાંના લોક તથા તેમના ઉપરિ સાહેબોને આગળ જેવો પરસ્પર વિશ્વાસ હતો તેવો કેટલાક માસ લગી બેઠો નહિ. સિપાઈ લોકના પહેરવેશ વિષેના ધારા ફેરવ્યાં.

બલવાખોરની વલેહ.

એકલા વેલોરમાં બંડ થયું હતું એમ નથી. બીજી જગ્યાઓએ પણ બંડ થવાનાં ચિન્હ જણાયાં હતાં; સિકંદરાબાદ, હલાજાબાદ, નંદીદૂર્ગ ને બીજા ગામના લશ્કરી લોકની મતિ ફિતૂર કરવાપર થઇ હતી, પરંતુ લશ્કરના કેટલાક ઉપરિ સાહેબોનાં ધૈર્યથી ને કેટલાકની વિવેક બુદ્ધિથી સિપાઇઓને અણગમતી પાઘડી પહેરાવવાની હઠ પકડી નહિ તેથી બંડ ઊઠતાં બંધ રહ્યાં.

બળવાનું બીજી જગાએ શમીજવું.

આ બંખેડામાં ગૂંથાયલાં માણસની તપાસ ચાલતી હતી તેવામાં લોર્ડ મિન્ટો જે થોડા દિવસથી ગવર્નર જનરલ નીમાયો હતો તે મદ્રાસ આવી પહોંચ્યો ને ત્યાં થોડા દહાડા રહીને કલકત્તે સિધાવ્યો. મદ્રાસનો ગવર્નર ઇંગ્લાંડ પાછો ગયો, ને તેની જગ્યા સર જ્યોર્જ બાર્લોને મળી.

લોર્ડ મિન્ટો આવી પહોંચેછે.

હિંદુસ્તાનના રાજા રજવાડા માંહો માંહે વઢી મરે તેમાં આપણે વચે પડવું નહિ એવો સર જ્યોર્જ બાર્લો સાહેબનો મત હતો તે મતને અનુસરવાનો પાકો નિશ્ચય લોર્ડ મિન્ટોએ કર્યો હતો, ને આપણા પોતાના મૂલકના કારભારમાં ચિત્ત પરોવવું એવો તેનો વિચાર હતો. તેની આવી ઇચ્છા હોઇને વિલાતયમાંથી તેને સૂચનાઓ પણ તેવીજ મળી હતી તે છતાં તેને રાજ કારભારની આગલી

રીત છોડવી પડી. તેને એવું જણાયું કે જ્યાં સહાય આપવી ખરેખરી ઘટિત છે ત્યાં સહાય નહિ આપ્યાથી ઇંગ્રેજને બે પ્રકારની હાનિ થશે. એક તો એમને લાભ નહિ મળે એ તો નવાંધી વાત છે, પણ તેમના રાજ્યની હયાતીને જોખમ લાગે. અમીરખાન જે લૂંટારૂ સરદાર વિષે અમે આગળ કહેલુંછે તેણે ઇંગ્રેજ લોક દેશી રાજાને સહાય કરવાના નથી એ વાત ઉપર આધાર રાખીને વરાડના રાજા ઉપર ચઢાઈ કરી. પરંતુ ગવર્નર જનરલની આજ્ઞા ઉપરથી ઇંગ્રેજનું એક સૈન્ય તેને રોકવા સારૂ ગયું, તેવારે તે તરત પાછો ફરી દૂરના પરગણામાં લૂંટવા ચાલ્યો.

ઇ. સ. ૧૮૦૭.

પેશવાના કેટલાક લોક બહેકી ચાલતા હતા તેમને વશ કરવામાં તેને મદદ આપી. નિજામ જે પહેલાં ઇંગ્રેજ સરકારનો સ્નેહી હતો તેના કારભારમાં ગવર્નર જનરલે હાથ ઘાલવા માંડીને હૈદરાબાદના દરબારમાં નિજામની ઇચ્છા નહિ છતાં પોતાને ગમતા એક માણસને પ્રધાન પદવી ઉપર નિમ્યો.

પુના અને હૈદરાબાદમાં કામ કાજ.

ઉત્તરે જે પહાડી દેશો છે તે માર્ગ થઈ ફ્રેંચ તથા રૂશ લોક હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરનાર છે એવો ડર હિંદુસ્તાનમાં વસનાર ઇંગ્રેજ લોકને તે કાળે લાગ્યો હતો. આજ કાલ પણ એ ભય સમૂળગું મટયું નથી, પરંતુ જે સમયનું આ વૃત્તાંત અમે લખીએ છીએ તે સમયમાં ભારે ભય હતું, માટે કાબુલના રાજા પાસે મોટા રોફ સાથે વકીલો મોકલ્યા. પરંતુ તે સમયે તે દેશમાં માંહો માંહે વિરોધ ને વઢવાઢ ઊઠયાને લીધે મન માનતા કરારનો તાલ બાધ્યો નહિ. બીજા વકીલો ઇરાનના શાહના દરબારમાં મોકલ્યા તેમનો ઉદ્યમ સફળ થયો. ઇંગ્રેજ લોકને આ બે દેશની મસ માહિતી નહોતી તે ત્યાં વકીલો મોકલવાથી મળી.•

ઇંગ્રેજો પરદેશી રાજાના દરબારમાં એલચીઓને મોકલેછે.

મદ્રાસનો ગવર્નર સર જ્યોર્જ બાર્લો ત્યાંના લોકને અતિ અળખામણો લાગ્યો હતો. તે જ્યારે ગવર્નર જનરલની પદવી ઉપર હતો ત્યારે કોર્ટ ઓફ ડાયરેક્ટરની પ્રેરણા ઉપરથી તેને કૃપણતા કરવાનો સ્વભાવ પડી ગયો હતો. બાર્લો સાહેબ મદ્રાસમાં આવ્યો ત્યાં એ કરકસર કરવાની ટેવ

ઇ. સ. ૧૮૦૯. સર જ્યોર્જ બાર્લો મદ્રાસમાં અપ્રિય થાયછે.

ટળી નહોતી. તે પ્રજાને અણગમતા ઉપાય કરીને પણ સરકારના ખરચમાં ઘટારો કરવા ચહાતો. પરંતુ જે કામ કરવાથી મદ્રાસની સેનાના અધિકારીઓ તેનાપર ચીઢાયા તે કામ તો બંગાળા સરકારથી લખી આવ્યા ઉપરથી તેણે કર્યું હતું. પલટણોના ઉપરિ સાહેબોને તેમના માણસ માટે તંબુ પૂરા પાડવા બદલ જે ધારાની રૂઇએ પૈસા મળતા તે ધારો રદ કર્યો. આ કારણથી સર્વ અધિકારીઓ રોષે ભરાયા. તેમને કોપવાનું બીજું કારણ એ હતું કે તેમના "કમાંડર ઇન ચીફ" એટલે સેનાધિપતિને કલકત્તાની કૌન્સિલ એટલે મંત્રી સભામાં સભાસદ નીમતા નહિ.

તંબુ પૂરા પાડવાનો ઇજારો.

સેનાના અધિકારીઓ દિન પ્રતિ દિન અધિક ખીજાતા ચાલ્યા. તંબુનું ખરચ બંધ પાડવા સંબંધી કર્નલ જ. મન્રોએ લખાણ કર્યું હતું તેના ઉપર તેમણે એવો આરોપ મુકયો કે તે સરકારમાં સેનાનું વાંકુ વાંકુ લખેછે. પછી થોડા દિવસમાં મેકડોવલ નામે સેનાધિપતિ હતો તેણે પોતાને મંત્રી સભામાં બેઠક નહિ મળવાથી ચીઢવાઇને કર્નલ મન્રોને પહોરામાં બેસાડયો. આ પ્રકારે મદ્રાસમાં બે પક્ષ બંધાયા હતા; એકમાં આગેવાન કર્નલ મન્રોને અનુકૂળ ગવર્નર હતો, ને બીજામાં મુખ્ય મેકડોવલ હતો. ગવર્નરે મન્રો સાહેબને છોડવાને આજ્ઞા કરી તે સેનાધિપતિએ ન માન્યાથી ગવર્નરે પોતે કેદીને છોડી મુકયો. આ રીતે પોતાના અપમાનમાં ઉમેરો થયાથી મેકડોવલ સાહેબ રાજીનામું આપી વિલાયત ગયો. આ સેનાધિપતિએ વિદાય થતા પહેલાં સરકાર વિરૂદ્ધ એક આજ્ઞાપત્ર લખી મૂક્યું હતું તે આડજ્યુટંટ તથા ડેપ્યુટિ આ. જનરલે પ્રગટ કર્યાથી તેમને ગવર્નરે કાંઇ વેળા કામ ઉપરથી અલગ કર્યા. સૈન્યમાંના પુષ્કળ અધિકારીઓએ ગવર્નર જનરલને અરજી કરી પોતાનાં સર્વ સંકટ નિવેદન કર્યાં હતાં. તેટલા માટે તેમાંના કેટલાકને થોડા દહાડા કામ ઉપરથી ખશેડ્યા ને કેટલાકને સમૂળગી રજા આપી. આ ઉપરથી વૈમનસ્ય વધતું ચાલ્યું. અત્યારલગી અધિકારીઓ માત્ર ખીજાયા હતા, પણ હવે તો સેનાના લોક પણ ચીઢવાયા. મછલીપટ્ટણમાં ઉઘાડું બંડ ઊઠ્યું. શ્રીરંગપટ્ટણના દેશી લશ્કરી અધિકારીઓ તથા સિપાઇઓમાં સરકારે એક વિનતિ પત્ર ફેરવ્યાથી અધિકારીઓને માઠું લાગ્યું, તેથી તેમણે પોતાના માણસોને ચાસન ચઢાવી બંડ કરાવ્યું. એક બંડખોર પલટણ

મદ્રાસમાં બંડ.

ચિતલથી શ્રીરંગપટ્ટણ જતી હતી તેને વાટમાં સ્વામીભક્ત દેશી સૈન્ય તથા યુરોપીઅન લોક સાથે ઝઘડો થયો.

સિંકદરાબાદમાં પણ બંડ ઊઠયું હતું, પરંતુ શી રીતે વર્ત્તવાનો આપણો ધર્મ છે એ વાત રૂડાભાગ્યે ત્યાંની સેનાના અધિકારીઓના અંતરમાં ઝટ વશી. પુનામાં રેસિડંત કર્નલ ક્લોઝ નામે હતો તેને સિંકદરાબાદ મોકલ્યો હતો, અને જો કે તેની શીખામણ ઉપર પ્રથમ લક્ષ દેવામાં ન આવ્યું, પરંતુ પાછળથી તેને બધાને મેળવી લઈ સમાધાન કર્યું. સિંકદરાબાદના અધિકારીઓની દેખાદેખી કરી શ્રીરંગપટ્ટણ તથા બીજાં સ્થળના અધિકારીઓ મળી ગયા. લોર્ડ મિન્ટો પોતાને મદ્રાસ જવાનું પ્રયોજન જણાયાથી ત્યાં ગયો હતો, ને તેને એક વિનતિપત્ર સઘળી સેનાના લોકે તેમને પોતાની અનુચિત વર્ત્તણુકનો પશ્ચાતાપ થાયછે એવી મતલબનું મોકલ્યું. સરકારે કેટલાક અધિકારીઓને ચાકરીમાંથી કાઢી મૂકયા ને કેટલાકના અપરાધ ક્ષમા કર્યા. વળી પાછી સઘળે ઠેકાણે શાંતિ વ્યાપી.

અમલદારોનું આજ્ઞાંકિત થવું.

લોર્ડ મિન્ટોની કારકીર્દિમાં હિંદુસ્તાનમાં વઢવાઢો ચાલી હતી, તોપણ હિંદુસ્તાનના સૈન્ય પરરાજ્ય સામે યુદ્ધ કરી જય મેળવવામાં રોકાયાં હતાં. તેના વારામાં રસાળ બેટ જાવા જીતાયો. બુર્બોન તથા આઇલ આફ ફ્રાન્સ લીધા. કાળા લોકે સ્વદેશમાં યુદ્ધ કરવામાં જેવી શૂરવીરતા તથા સ્વામીભક્તિ દર્શાવી હતી તેવી પરભૂમિમાં બતાવી.

જાવા, બુર્બોન અને આઇલ ઓફ ફ્રાન્સ જીતી લીધા.

જેવારે લોર્ડ મિન્ટો વિલાયત સિધાવ્યો તેવારે હિંદુસ્તાનમાં સ્વસ્થતા હતી, તથાપિ તે ઝાઝા દહાડા ટકશે નહિ એવાં ચિન્હ જણાતાં હતાં. તે વિલાયત પહોંચ્યા પછી થોડે દહાડે બંગાળાની ઉત્તરના વગડાઉ તથા પહાડી દેશમાં વસનાર નેપાલી લોક તથા ઇંગ્રેજ વચ્ચે સામાડાસંબંધી વાંધા ઊઠયા.* ત્યાર પછી કેટલેક દહાડે નેપાળના રાજાએ કંપનિ સરકારની પ્રજાના કોઈ માણસની જમીન છીનવી લીધી હતી. અને સાહસિક તથા વિકાળ ગૂર્ખા લોક જેઓ તે વેળા નેપાળમધ્યે વઢવાઢોમાં ગૂંથાયા હતા તેમણે કંપનિ સરકારના મૂલકનો કાંઈ ભાગ રોકીને તેમાં કિલ્લો બાંધ્યો હતો તેમના સામે ઇંગ્રેજની એક ટૂકડી મોકલવામાં આવી. આ ટૂકડીનાં માણસોએ તેમને પાછા હઠાવ્યા. પરંતુ તેઓ અતિ ગર્વિષ્ઠપણે વર્ત્તવા લાગ્યાથી તેમના

વઢવાઢ ઢુંકડી આવ્યાનાં ચિન્હ.

સામી લઢાઈ ઊભી કરવાનો સમય ઢુંકડો હતો. ચિતાગોંગની સરહદઉપર બ્રહ્મીલોક સાથે વઢવાઢો ચાલી હતી. વળી હિંદુસ્તાનના મધ્યભાગમાં નવો શત્રુ ઊભો થયો હતો તેના વિષે આપણે વિશેષ આગલા પ્રકરણમાં બોલવું પડશે. આ પ્રકારે લોર્ડ મિન્ટો પોતાની પદવીપર બાજે ઠરે તેને માટે વારસામાં વઢવાઢો મૂકી ગયો.

---

# પ્રકરણ ૧૭ મું.

## નેપાળ સાથે લઢાઈ.

સન ૧૮૧૩ થી સન ૧૮૧૭ સુધી.

**અર્લ ઓફ મોઈરા હિંદુસ્તાનમાં આવેછે—ગૂર્ખા—તેઓ સરહદ ઉપરની ઇંગ્રેજની નાની ટોળી ઉપર હૂમલો કરેછે—ગૂર્ખા લોકની લઢાઈનો આરંભ—નેપાળ ઉપર ચઢાઈ કરવાની ગોઠવણ—નેપાળનું વર્ણન-બીજી ટૂકડીએ કરેલાં કૃત્ય—કલંગાને ઘેરો—જૈટક ઉપર સ્વારી—ત્રીજી તથા ચોથી ટૂકડીઓની હાર—પહેલી ટૂકડીનો જય—નલગડ છોડયું—થોડીવાર દુશ્મની બંધ રહેછે—રામગઢ છોડી દીધું—માલુનના શિખરપર હલ્લો—અલમોરા લીધું--નેપાળી લોક સંધિ કરવા માગેછે—સંધિની સરતો—ફરી લઢાઈ થાયછે—સર ડેવિડ આકટર્લોનિ ચિરિઆ ઘાટના માર્ગ ભણી મરડાયો—મકવાનપુરનું યુદ્ધ—હારિઆપુર હસ્તગત કર્યું—સંધિ થઈ—મરાઠામાં દગાફટકા—પિંઢારી લોક—યુદ્ધ કરવાની તેમની રીત—કંપનિના મુલકમાં સ્વારી—પિંઢારી લોકની સ્વારી નિષ્ફળ જાયછે—મોટી લઢાઈની સામગ્રી.**

લોર્ડ મિન્ટો પછી મોઈરાનો અર્લ ગવર્નર જનરલ ઠર્યો તે પાછળથી માર્કિર્વસ ઓફ વેલ્સલી કહેવાયો. સન ૧૮૧૩ ના અકટોબર માસની તા૦ ૪ થીએ તે કલકત્તે આવી પહોંચ્યો. તેના આવ્યા પછી તુરત તેને લઢાઈની સામગ્રી કરવી પડી. હિંદુસ્તાનના બીજા રાજ્યના કારભારમાં હાથ ઘાલવો કિંવા ન ઘાલવો એ વાતનો વિચાર કરવાની આ વેળા નહોતી. ઇંગ્રેજના મૂલકની ઉત્તર તરફની સરહદ ઉપર સાહસિક તથા લુબ્ધ ગૂર્ખા લોક લૂંટફાટ કરવા લાગ્યા હતા. તેઓ લેખપત્રને કિંવા મોઢાના કરારને કિંવા બે વાતો સમજાવીને કહી હોય તો તે પણ પત કરે એવા નહોતા.

ઇ. સ. ૧૮૧૪.

ગૂર્ખા લોકે પોતાના દેશમાં રાજ્ય મેળવ્યું હતું, સમીપના દેશમાં પગ ઘાલ-

વાની વાત તેમના મનમાં કેટલી હશી હતી એ વિષે અમે આગળ કહેલુંછે.

ગુર્ખાઓની સ્વારી.

૧૮૧૪ ના મે માસમાં તે લોકની સરકાર અને ઇંગ્રેજ સરકાર વચ્ચે સલાહનું કહેવું કથવું ચાલતું હતું, તેવામાં ગુર્ખા લોકની એક ટોળીએ ભોટવાલની સીમા ઉપર ઇંગ્રેજનું એક નાનું સૈન્ય રહેતું હતું તેના ઉપર હૂમલો કરી તેનો નાશ કર્યો. ગૂર્ખા લોકે આવી રીતે અપમાન કર્યું તે ઇંગ્રેજ સરકારથી સાંખ્યી રહેવાયું નહિ. ઇંગ્રેજે ઝટપટ એક મોટું દળ એકઠું કરવા માંડ્યું, પરંતુ તે રૂતુ લશ્કરને જવા આવવાને અનુકૂળ નહિ હોવાથી તત્કાળ લઢાઇનો આરંભ થઈ શક્યો નહિ. તે વેળા ગવર્નર જનરલ જેને વળી સેનાધિપતિની પદવી હતી તે જાતે ઊપલા પ્રાંતોમાં ગયો, ત્યાં લઢાઈની સામગ્રી તડામાર ચલાવવા લાગ્યો, ને નવા શત્રુ જે પિંઢારા તેમને બંગાળાની નૈરૂત્યના તથા દક્ષિણ દેશની ઉત્તરના પ્રાંતોમાં ધાડો પાડીને લૂંટ કરતા રોકવાને તેણે યોગ્યયોજના કરી.

ચઢાઇ કરવાની ગોઠવણ.

છેવટે સર્વ સામગ્રી થઇને શી રીતે સ્વારી કરવી તે સંબંધી ગોઠવણ કરવામાં આવી. સેનાની ચાર ટૂકડીઓ પાડી. કર્નલ આક્ટર્લનિએ પહેલી ટૂકડી લેઈ નેપાળના છેક પશ્ચિમ ભણીના ભાગઉપર હૂમલો કરવો, જનરલ ગિલેસ્પીએ નેપાળમાં જઈ શત્રુનો જૈટક એક મુખ્ય કિલ્લો તે ઉપર હલ્લો કરવો. ત્રીજી ટૂકડીના ઉપરિ જ. સ. વૂડે આઘે પૂર્વમાં જવું; અને ચોથી ટૂકડીના અધિકારી જનરલ માર્લીએ નેપાળની રાજધાની કેટમાંડુ ઉપર કુચ કરવી.

નેપાળનું વર્ણન.

આ પ્રકારે શત્રુના દેશ ઉપર ચારે ગમથી સંગાથે ચઢાઈ કરવાનો ઘાટ રચાયો. નેપાળ દેશના સંરક્ષણના ઉત્તમ સાધન ઇશ્વિરના ઘરથી નિર્માણ થયેલાંછે. સૃષ્ટિમાં ઊંચામાં ઊંચા પર્વત ત્યાં આવી રહ્યાછે; ત્યાંની ભૂમિ પથરાવાળી હોઇને તેમાં છાતી વરામ ચઢવાના ઊંચા ને સાંકડા માર્ગ છે. ત્યાંના રહેવાસી કાષ્ટ કોટ બાંધીને લઢતા. તેઓ કાષ્ટ કોટને ઓથે રહી પોતાને ઊની આંચ આવ્યાવિના સહેલાઇથી સામે આવનાર માણસનો નાશ કરી શકતા. પર્વતોમાં લઢાઈ કરવી એ મૂળે તો ઘણું વસમું કામ હોઇને ચઢાઈ કરનારા લોકને તે દેશની પૂરી માહિતી ન હોવાથી તે વિશેષ વસમું લાગ્યું.

બીજી ટૂકડીએ લઢાઇનો આરંભ કર્યો તે આગળ ચાલી, એટલે ગુર્ખા-

લોક પાછા વળી નાલાપલનિ કિંવા કલંગા કરીને એક નાનો કિલ્લો હતો તેમાં ગયા. તે કિલ્લો એક ઊંચા ડુંગર ઉપર હતો, ને તે ડુંગર નાના વૃક્ષની ઝાડીથી ઢંકાયલો હતો. તે કિલ્લો નાનો હોઇને તેમાં માત્ર ૬૦૦ માણસ હતાં. ઇંગ્રેજે પોતાનાં માણસની બે ટોળીઓ કરી બન્ને ટોળીઓએ તે કિલ્લાઉપર સંગાથે હૂમલો કરવો એવી ગોઠવણ થઇ, પરંતુ દૈવયોગે તેમની યોજના પાર પડી નહિ. કિલ્લાના લોકે હૂમલો કર્યો, પરંતુ ઇંગ્રેજે તેમને પાછા હઠાવ્યા. શત્રુની પાછળ પાછળ કિલ્લામાં જવું એવું જનરલ ગિલિસ્પીના મનમાં આવ્યું, ને તેણે પોતાની સાથેના માણસોને આગળ વધવાની આજ્ઞા કરી, પરંતુ શત્રુએ એક તોપ એવી ગોઠવી હતી કે ઇંગ્રેજનાથી કોટ સરસી નિસરણીઓ મૂકી શકાય નહિ. કિલ્લાની ભીંતોઉપર ચઢવાનો ઇંગ્રેજનો દાવ ન ફાવ્યાને લીધે તેમણે દરવાજો ભાગી માંહિ પેસવાને પ્રયત્ન કર્યો, પરંતુ શત્રુએ તેમનાઉપર તોપોનો અતિશય માર ચલાવી તેમને નસાડ્યા.

કલંગાને ઘેરો ઘાલ્યો. ૨૯ મી અક્ટોબર ઇ૦ સ૦ ૧૮૧૪.

આ પ્રકારે પરાજય થયાથી જનરલ સાહેબ ચીઢવાઇને બોલ્યો કે કાં તો હું કિલ્લો લેઇશ, કિંવા તે લેવામાં મારો પ્રાણ આપીશ. તે ત્રેપનમી પલટણ તથા ઘોડા ઉપરથી ઊતરેલા સ્વારો સાથે લેઇ બીજીવાર દરવાજા તરફ ચાલ્યો. પરંતુ શત્રુની તોપોના મારના ઝપાટામાં જેવારે ત્રેપનમી પલટણના લોક આવ્યા, તેવારે તે પાછા પાછા થવા લાગ્યા ને જનરલ ગિલિસ્પી મીઠા મીઠા બોલબોલી તેમને આગળ વધવાને ઉશ્કેરતો હતો તેવામાં તે ગોળી વાગવાથી મુઓ. આ કારણથી તે લોક બીજી વાર પાછા ફર્યા. ગિલિસ્પીની જગ્યા ઉપર જે અધિકારી ઠર્યો તેણે બીજી તોપો મદદમાં આવતા લગી કલંગા આગળ પડાવ રાખવાનો નિશ્ચય કર્યો. તોપો આવી પહોંચી એટલે કિલ્લા ઉપર હૂમલો કરવા સારૂ એક બીજી ટૂકડી તત્પર થઇ. ગોરા લોક બંદૂકો નહિ ભરતાં હાથમાં માત્ર સંગીન સાહી કોટમાં જ્યાં વાટ પાડી હતી તેમાં થઇ કિલ્લામાં પેઠા. પરંતુ કિલ્લામાં આવતાં તેમનાથી ચૌદ ફીટ નીચે કિલેદારોને એક વાડોલીઆમાં ભેગા થયેલા દીઠા ત્યાંથી તેઓ ઇંગ્રેજ ઉપર તીર, પથરા, અને ભાલા ઉશેટતા હતા, પરંતુ ઇંગ્રેજ લોકના હાથમાં તેવા કાંઇ પદાર્થ સામા ફેંકવાને નહોતા, તેથી તેમને પુષ્કળ હાનિ સહિત બહાર નીકળવું પડ્યું.

જનરલ ગિલેસ્પી મરણ પામ્યો.

ગૂર્ખાઓએ કિલ્લો છોડી દીધો.

**પરંતુ** કાંઈ વાર લગી તોપોના ગોળાનો માર ચાલ્યા પછી **ગૂર્ખા** લોક કિલ્લો તજી દેઇને પોતાના દેશના ત્રણસેં લોકની ટોળી હતી તેને જઇ મળ્યા. પછી આ બધી ટોળીને કાળા લોકની એક નાની ટૂકડીએ રણમધ્યે હરાવ્યા.

જેટકને ઘેરો ઘાલ્યો. ૨૭ મી ડીસેમ્બર ઇ. સ. ૧૮૧૪.

**પછી થોડી** વારે બીજો જનરલ પોતાના માણસ લેઇ આવી મળ્યો. તે સર્વ મળીને **જેટક** કિલ્લા ભણી ચાલ્યા. આ કિલ્લો ડુંગરાની ઓળમાંના એક ઊંચામાં ઊંચા શિખર ઉપર છે, ને તેની ફરતા કાષ્ટ કોટ બાંધેલા હતા. કિલેદારોને કિલ્લા બહાર કૂવા હતા તેમાંથી પાણી લેવાનું હતું. કૂવા ફરતો એક ધીંગો મોરચો બાંધ્યો હતો તે હસ્તગત કરવા જનરલની ઇચ્છા થઈ. આ હેતુથી તેણે બે ટૂકડીઓને એવી સૂચના કરી મોકલી કે તમારે જુદી જુદી વાટે જવું, પણ એ મોરચાઉપર સંગાથે હૂમલો કરવો. તથાપિ કાંઇ ચૂક થયાથી એવું બન્યું કે એક ટૂકડીએ બીજી ટૂકડી આવી પહોંચતા પહેલાં **ગૂર્ખા** લોક સાથે ઝઘડો કર્યો તેને લીધે તે ટૂકડીનાં માણસને પાછું હઠવું પડ્યું. પુષ્કળ **ગૂર્ખા** લોકે બીજી ટૂકડીપર હૂમલો કર્યો તેમને પાછા હઠાવી તે ટૂકડીને જનરલના હૂમલાથી પાછું આવવું પડ્યું.

બીજી અને ચોથી ટૂકડીઓની હાર થઇ.

પૂર્વમાં જે ટૂકડીઓ ગઈ હતી તેમનો પણ પરાભવ થયો હતો. શત્રુએ કેટલીક ટોળીઓ ઉપર હલ્લા કરીને તેમને પાછી હઠાવી હતી. ઇંગ્રેજે **ગૂર્ખા** લોક ઉપર સ્વારી કરી તેમાં તેમને સમૂળગો જય મળ્યો નહિ.

પહેલી ટૂકડીનો જય.

ઇંગ્રેજ લોકે પુષ્કળ ઠેકાણે હૂમલા કરીને આ હાડી તથા પહાડી લોક સાથે લઢાઈઓ કરી તેમાં તેમનો પરાભવ થયો, પરંતુ કર્નલ **આક્ટર્લોનિ**ના હાથ નીચેની ટૂકડીને જય મળ્યો. તે પશ્ચિમમાં ગઇ હતી ત્યાં **ગૂર્ખા** લોકનો મોટો પ્રસિદ્ધ સરદાર **અમીરસિંગ** હતો. " તે ભાગમાં ત્રણ ડુંગરાની હારો હતી, પ્રત્યેક હારની વચ્ચે ઊંડી ખો હતી, ને ત્યાં સંરક્ષણ અર્થે પુષ્કળ કિલ્લા બાંધેલા હતા. પહેલી હાર ઉપર **નલગઢ**, બીજી ઉપર **રામગઢ**, ત્રીજી ઉપર **માલૂન** ગઢ હતો, અને આ કિલ્લાની પેલીમર **બિલાસપુર** કરીને રાજાની રાજધાની હતી, અને તે રાજા **ગૂર્ખા** લોકના પક્ષમાં હતો. જે ડુંગરા પર એ ગઢ બાંધેલા હતા તે છાતી વરામ તથા ખરબચડા હોવાથી ગઢને વ-

ધારે મજબૂતી મળી હતી. નવેમ્બર માસ બેસતામાં તે ટૂકડી ડુંગરાની પહેલી હાર આગળ પહોંચી. ઇંગ્રેજોએ **નલગઢ** છોડાવવાને તોપો આણી હતી, પરંતુ ગઢના રખવાળો થોડીવાર લઢયા પછી ગઢ છોડી ચાલ્યા. આમ બનવાથી ઇંગ્રેજોને **રામગઢ** જવામાં કાંઈ અંતરાય નડયો નહિ. શત્રુપર સામે મોઢે હલ્લા કરી. આ ગઢ લેવામાં હાનિ થશે એવું લાગ્યાથી કર્નલ **આક્ટર્લનિ** તેમને ડાબે પાસવે આવ્યો, અને ડુંગરાની પેલીમર એક ટેકરી ઉપર પોતાના માણસ સાથે ચઢયો ત્યાંથી ગૂર્ખાના સઘળાં સાહિત્ય દૃષ્ટિએ પડતાં હતાં ત્યાં તેણે કુમક આવી પહોંચતા લગી પડાવ રાખ્યો ને તે ભાગની પૂરી માહિતી મેળવી લીધી. **કલિંગા** આગળ તેને બીજી ટૂકડીનો પરાભવ થયાના સમાચાર આઠેકાણે મળ્યા તેણે કરીને પોતાને જય મળશે એવો પક્કો વિશ્વાસ પડે, ત્યાં લગી હલ્લો કરવો નહિ એવું તેણે વિચાર્યું.

નલગઢ છોડી દીધો. ૫ મી નવંબર ૧૮૧૪.

આ જનરલની ટૂકડીમાં બીજા માણસ આવી મળ્યાથી થોડાકને **રામગઢ** આગળ મૂકીને બાકીનાં પોતાની સાથે લેઈ તે **માલૂન** તરફ ચાલ્યો. તેણે કરીને **અમીરસિંગ**ને ભીતિ ઉત્પન્ન થઈ કે હવણાં જે ઠામમાં હું છું તે ઠામમાં બેશી રહીશ, તો મારા સ્નેહીની ખબર અંતર મળવી બંધ પડશે. **અમીરસિંગ**ને આ ભયની વાત જણાયાથી તે પોતાનું ઘણું ખરૂં સૈન્ય લેઈ **માલૂન** કિલ્લામાં ગયો. ત્યાં ઇંગ્રેજ લોકે તેને ચારે ગમથી ઘેરી લીધો. **વિલાસપુર**નો રાજા ઇંગ્રેજને શરણ થયો, ને તેમણે **માલૂન**ના ડુંગર થડમાં ગૂર્ખાનાં થાણાં હતાં તે લીધાં.

માલૂન તરફ કુચ.

**માલૂન** ગઢના ડુંગર હસ્તગત કરવાને **આક્ટર્લનિ**એ નિશ્ચય કર્યો. તે ડુંગરઉપર **સૂરજગઢ** તથા **માલૂનગઢ** હતા, એક છેક જમણે પાસવે, અને બીજો છેક ડાબે પાસવે બાંધેલો હતો, ને બંને ગઢવચ્ચે કાષ્ટ કોટની હાર બાંધેલી હતી. આ બે ડુંગરાની કેવળ સન્મુખ ઇંગ્રેજ લોકે એક વહેળાને સામે પાર **માલૂન ગઢથી** ઊગમણી દિશામાં એક નોખી ડુંગરી ઉપર **રતનગઢ** કરીને કિલ્લો હતો તે લીધો. **માલૂન** તથા **સૂરજગઢ** વચ્ચે બે ડુંગરા નવરા હતા. **જનરલ આક્ટર્લનિ**એ આ બે કિલ્લા હસ્તગત કરવાનો અને તે ઉપરના લોક વચ્ચે પરસ્પર સંબંધ ચાલતો તે બંધ પાડવાનો નિશ્ચય કર્યો. આ પરાક્રમ **સિદ્ધ** કરવાને જે બે ટૂકડીઓને મોકલી હતી તે-

માલૂનના ડુંગરાઉપર હલ્લા. ૧૫ મી એપ્રિલ ૧૮૧૫.

મને વિજય મળ્યો. માલૂન પાસેનું થાણું બહુ અગત્યનું હતું તે વાત અમીરસિંગ યથાસ્થિત જાણતો હતો, તેથી તેણે તે થાણું ઇંગ્રેજ લોકે હસ્તગત કર્યા પછી બે દહાડે ફરી પોતાને સ્વાધીન કરવાને સાહસિકપણે પ્રયત્ન કર્યો. ગુર્ખા લોક શૂરવીરતાથી લઢ્યા. તેમનો નાયક વાવટા પાસે પોતાના પુત્ર સહિત ઊભો રહી શત્રુપર હૂમલો કરવા તેમને ઉશ્કેરતો હતો. તેઓ ઇંગ્રેજના સંગીન ઉપર ધાયા ને સંગીન હાથમાં સાહી લેઇને તેમના હાથમાં બંદૂકો હતી તે વડે ઇંગ્રેજને ઝૂડયા. ઇંગ્રેજ લોક ડુંગરાપર બે નાની તોપો લાવ્યા હતા તે તેઓ વેરીપર ફોડીને ત્રાસદાયક સંહાર વાળતા જતા, તોપણ શત્રુ ફરી ફરી શેળું પાડતા. આવી વસમી વઢવાઢ પાંચ ઘડી ટકી. છેવટે ઇંગ્રેજ લોક વહારે સૌથી થડમાંની ટૂકડી આવી ચઢી. તેમણે સંગીન બંદૂકમાં ભરવી શત્રુપર કીકીઆરી કરી જય મેળવ્યો. ગુર્ખા લોક આ ઝઘડામાં મરાયલા પોતાના સરદારનું શબ લેઈ પાછા માલૂન ગયા.

કિલ્લાના રખ્ખવાળ લોકે કિલ્લો ઇંગ્રેજને સ્વાધીન કરવા સારૂ પોતાના સરદાર અમીરસિંગને સમજાવ્યો. પરંતુ તેણે ન માન્યું તેથી તેઓ બહાર નીકળી ઇંગ્રેજને શરણે આવ્યા. અમીરસિંગને માટે જે લોક મોટા શૌર્યથી લઢ્યા હતા તે લોકે હવે તેને તજી દીધાથી તેણે કિલ્લો ઇંગ્રેજને હવાલે કર્યો ને તેને કેટ્માન્ડુ જવાની પરવાનગી આપી; આ ભાગમાં લઢાઈ બંધ પડી. બીજી ટૂકડીએ કેટલાક દહાડાથી જૈટક કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો તે કિલ્લો માલૂનગઢ ઇંગ્રેજને હસ્તગત થયાના સમાચાર સાંભળીને શત્રુએ તેમને સ્વાધીન કર્યો.

કિલ્લાના રખ્ખવાળો શરણ થયા.

વચગાળે કુમાયનમાં ઇંગ્રેજના એક નાના સૈન્યનો શ્રમ સફળ થયો હતો. આલ્મોરા રાજધાની થડમાં યુદ્ધ થયું, તેમાં ગૂર્ખાનો પરાભવ થયો. ઇંગ્રેજે રાજધાનીનો થોડોક ભાગ હસ્તગત કર્યો. બીજે દિવસે ગૂર્ખા લોકે કિલ્લો ઇંગ્રેજને સ્વાધીન કર્યો, ને બંને પક્ષ વચ્ચે જે લખ્ખ પત્ર થયો તેની રૂઈએ ગુર્ખાએ આખો પ્રાંત છોડી દેઈ તે ઇંગ્રેજના કબજામાં આવ્યો.

કુમાયન હસ્તગત કર્યું.

ઇંગ્રેજને ઉપરા ઉપરિ વિજય પ્રાપ્ત થતો જોઈને નેપાળના રાજાને પૂરો ભય પેઠો, તેથી તેણે સંધિ કરવાનું વિનવ્યું, ને તેના વકીલોએ ગવર્નર જનરલે જે સરતો ઉપર સંધિ કરવાની હા કહી તે સ્વીકારી. તે સરતો આ પ્રમાણે હતી:—કાલિ નદીની પશ્ચિમ ભણીના પ્રાંતો

નેપાળનો રાજા સંધિ કરવા અરજ કરેછે.

જેના વિષે વાંધા ચાલતા હતા તે મૂળે જે જે રાજાના હોય તેમને પાછા આપવા; ગૂર્ખાની સરહદ ઉપરનો સપાટ દેશ ઇંગ્રેજને આપવો; સિક્કિમના રાજાનો જે મૂલક ગૂર્ખા લોકે લઈ લીધો હતો તે તેને પાછો સ્વાધીન કરવો; ને કેટમાંડુના દરબારમાં રેસિડંટ મૂકવો; પરંતુ રાજાના મંત્રીઓએ તેને સમજાવ્યો કે જે સંધિ પત્રમાં એ ઠરાવ લખાયા તે ઉપર તમારે સહી ન કરવી, ને જે સંધિ કરવા માટે પોતે પ્રથમ વિનતિ કરી હતી તે સંધિ નથી કરવી એવું તેણે કહેવું. આ ઉપરથી લઢાઈ ફરી ઊભી થઇ. કાલિ નદીની પશ્ચિમનો દેશ જીતી લઈને જે બે ટૂકડીઓ તે ભાગમાં લઢાઈમાં ગૂંથાઈ હતી તે નીચાણના દેશમાં પોતપોતાની છાવણીમાં પાછી આવી હતી, માટે હવેની લઢાઈ પૂર્વ દિશામાં રાજધાની ભણી ચાલવાની હતી.

સર ડેવિડ આકટર્લોનિ ચિરિઆ ઘાટના માર્ગ તરફ મરડાયો. ૧૭ ફેબ્રુઆરિ ૧૮૧૬.

જનરલ ડેવિડ આકટર્લોનિ, જેને તેની આગલી ચાકરી ઉપર સરકારે તુષ્યમાન થઈ લસ્કરી ખાતાના નાઇટની પદવી આપી હતી તેને આ વેળા મુખ્ય અધિકાર આપ્યો. તેણે પોતાના સૈન્યની ચાર ટૂકડીઓ કરી. તેમાંની એકને મોટા દળના જમણા હાથ ઉપરની વાટે થઈ નેપાળમાં પેસવું, બીજીએ ડાબે માર્ગે જવું, બાકીની બે ટૂકડીઓએ પોતાની સાથે પાંશરૂ મકવાનપુર જવું એવી ગોઠવણ કરવામાં આવી. મકવાનપુર જવાના માર્ગમાં ચિરિઆ ઘાટિ હતી તેનો ચઢાવ વસમો હતો. તે મધ્યે ગૂર્ખા લોકે ઘણા ધીંગા ત્રણ કાષ્ટકોટ એક પાછળ એક બાંધ્યા હતા, પરંતુ આ વસમી ઘાટિ ઊતર્યાવિના આગળ જવાય એવો માર્ગ સર ડેવિડે ખોળી કાઢ્યો હતો. પોતાના સૈન્યમાંના કેટલાક માણસને ચિરિઆ ઘાટિની તળેટીમાં મૂકી બાકીના માણસને છાતી વરામ, સાંકડી ને ટેકરા ટૈયાવાળી નવી વાટ છતાં તે વાટે લેઇ પોતે મોખરે થઇને સૌ સાથે તેમના કષ્ટમાં ભાગ લેતો ચાલ્યો.

મકવાનપુરનું યુદ્ધ ૨૮ મી ફેબ્રુઆરિ ઇ. સ. ૧૮૧૬.

સર ડેવિડ આકટર્લોનિ આ પ્રમાણે પોતાના લોકને ઓતાડી વાટે થઈ લેઈ ચાલ્યાના સમાચાર ગૂર્ખા લોકના જાણવામાં આવતાં વાંતજ તેઓ કાષ્ટ કોટ છોડી દેઇને મકવાનપુર ગયા. જનરલે તેમની પાછળ પાછળ જઇને ગામની થડમાંના ડુંગરી કિલ્લા સામે છાવણી નાંખી. શત્રુના ડાબા પાસવા ઉપર એક ગામડું હતું તે ગૂર્ખા લોકે ઇંગ્રેજને આવતા જોઈ છોડી દીધું. તે વારે ઇંગ્રેજે તે ગામડું પોતાને સ્વાધીન

કરી લીધું. પરંતુ તે થાણું બહુ ઉપયોગી હોવાને લીધે ગૂર્ખા લોકે મોટા સૈન્યથી તે પાછું લેવા યત્ન કર્યો. પહોર સવા પહોર દારૂણ યુદ્ધ ચાલ્યું તેમાં અંતે ગૂર્ખા લોકનો પરાભવ થયો.

હરિહરપુર હસ્તગત કર્યું.

આણીગમ ચિરઘાટની જમણી બાજુમાં હરિહરપુર ઉપર હૂમલો કરવાને કર્નલ કેલિને એક ટોળી સાથે મોકલ્યો હતો તેણે પણ શત્રુને હરાવ્યા હતા. શત્રુએ તેને તે કિલ્લા લગી ગયો ત્યાંલગી કાંઈ પ્રતિબંધ કર્યો નહિ. કિલ્લાપાસે બે કરાડો વચ્ચે એક કાષ્ટકોટ બાંધ્યો હતો. એ કાષ્ટકોટને મોઢે ઠાલી મોકળી જગ્યા હતી તે ઇંગ્રેજે લીધી, તેવારે સેંકડો શત્રુ તેમના ઉપર તૂટી પડ્યા. બંને વચ્ચે બહુવાર લગી કઠ્ઠો ઝઘડી મચ્યો તેમાં છેવટે ઇંગ્રેજનો જય થયો, ને બીજે દિવસે વહાણે શત્રુએ કિલ્લો તેમના સ્વાધીનમાં આપ્યો.

ગૂર્ખા સાથે લઢાઇનો અંત આવ્યો. ૧૨ માર્ચ.

મકવાનપુર થડમાં ઝઘડો થયા પછી તે ગામ તથા કિલ્લાઉપર હૂમલો કરવાને સર ડેવિડે તૈયારી કરી. પરંતુ ઇંગ્રેજને અનુક્રમે જય મળતો જોઇને ગૂર્ખાની સરકાર હબકીને સમજી કે એમની સાથે વઢવામાં સાર કાઢીશું નહિ, તેથી ગવર્નર જનરલ કહે તેવા કરાર અંગીકાર કરવાને ઇચ્છા જણાવી. તે ઉપરથી સંધિ થઈ. ગૂર્ખા શરણ થયાથી લોર્ડ મોઇરાએ પોતાને જે કર્તવ્ય વાત હતી તે સિદ્ધ થઈ એમ ધારીને જીતેલા દેશમાં થોડોક ભાગ નેપાળ સરકારને પાછો આપ્યો.

મધ્ય હિંદુસ્તાનમાં અવ્યવસ્થા.

એટલું સારૂં થયું કે આ વેળા ગૂર્ખા સાથેના યુદ્ધની સમાપ્તિ થઈ, કારણ કે હિંદુસ્તાનના બીજા ભાગમાં ઇંગ્રેજના શત્રુ ઊભા થયા હતા તેમના સામે મોટું સૈન્ય મોકલવાની અગત્ય હતી. હિંદુસ્તાનના મધ્ય ભાગમાં બહુ ગરબડાટ હતો. સઘળાનો સંપ કરીને ઇંગ્રેજ સરકારના સામે ઊઠાવ કરવાને પેશ્વા, સિંધિઆ તથા બીજા મરાઠા સરદારના દરબારમાં ખટપટ ચાલતી હતી. પિંઢારા તથા બીજા લૂંટારા લોક જોરમાં આવીને લૂંટફાટ કરવામાં મોકળે મહાલતા હતા, અને હવણાં હવણાંમાં ઇંગ્રેજ સરકારના દેશમાં લૂંટ કરવાને તેમણે છાતી ચલાવી હતી.

પિંઢારા લોક મૂળે મરાઠા સૈન્યમાં પૂર્વે લઢાઇઓ ચાલતી હતી તે વેળા ભા-

ડૂતી નોકર હતા, પરંતુ **મરાઠાની** ભાગતી થવા લાગી ત્યારથી તે લોકનાં જુદાં જુદાં ટોળા બંધાઈ એક એક ટોળાવાર એક નાયક થયો. આ સમયે તેમના મુખ્ય નાયક **ચીટુ, કરીમખાન** અને **દોસ્ત મહંમદ** નામે હતા. પ્રત્યેકના તાબામાં પુષ્કળ સ્વાર હતા, પરંતુ **પિંઢારા** લોક એકજ નાયકને વળગી રહેતા નહિ. જે નાયક ઘણી લૂંટ મેળવતો તેનો પલ્લો ઘણા પકડતા.

પિંઢારા.

દસરાપર્વ ઉપર **પિંઢારાના** મોટા મોટા નાયકો એક ઠરાવેલે ઠેકાણે ભેગા થયા ને સંતલસ કરવા લાગ્યા કે આપણે કિયા ભાગમાં મારપીટ કરીશું તો પુષ્કળ લૂંટ મળશે. આસપાસના પરગણામાંથી પ્રત્યેક જાતિના તથા પંથના લોક, ઘેર બેઠેલા નવરા શસ્ત્રધારી, અને કેટલાક દુઃખના માર્યા અને કેટલાક લક્ષ્મીના લોભી એવાં હજારો માણસ **પિંઢારાનાં** સૈન્યમાં જઈ મળ્યાં. સઘળી ગોઠવણ કરીને જુદાં જુદાં ટોળાં લૂંટ કરવા નીકળ્યાં. સર્વે જણે લૂંટફાટ કરીને વહેંચી લેવા એક ઠેકાણે મળવું એવું ઠરાવ્યું. તેઓ ગામે ગામ ધાડો પાડી ઘર બાળતા મારીઝૂડી બલાત્કારે લોકને લૂંટી લેતા, ને સાંભળી રૂઆં ઊભાં થાય એવાં ક્રૂર કર્મ કરતા ચાલતા. તેમનો પહેરવેશ તથા શસ્ત્ર આદિ લઈ ઘોડા સામાન એટલો હળવો હતો કે તેઓ નિત્યના પચાસ સાઠ કોશ મજલ કરી શકતા, ઘણા ખરા હાથમાં ભાલા રાખતા ને થોડાક પાસે કડાબંદ હતા. પરંતુ તેમને હથિઆરનો ખપ જવલેજ પડતો, લૂંટફાટ કરવી એજ તેમનો હેતુ હતો, તેથી તેમના સામે સૈન્ય મોકલવામાં આવતું તો તેઓ નાશી જતા, તેઓ એટલા ચપળ હતા કે મોટી સેના સૂંસરા નીકળી જતા ને શત્રુના સઘળા જાપતાને તુચ્છ ગણતા. તેઓ એવી ઝડપથી દોડતા કે સેનાના ભાર નહિ કે તેમને પકડી પાડે. આવા લૂંટારાનાં ટોળાં ઘણાં વરસ લગી **મરાઠાના** દેશમાં અને પાસેના બીજા રાજાના દેશમાં ધાડ પાડતાં હતાં. **પિંઢારાથી સિંધિઆ, પેશ્વા** અને બીજા રાજાઓને નુકશાન થતું, તોપણ વિગ્રહના સમયમાં તેઓ બહુ કામના છે એવું સમજી એ રાજાઓ તેમને આશ્રય આપતા.

તેમની લઢાઈ અને લૂંટ કરવાની રીત.

સન **૧૮૧૫** માં ગૂર્ખા લોક સાથેની લઢાઈમાં ઇંગ્રેજ લોકના દિવસ પ્રથમ વાંકા જણાયા, તેવારે **મરાઠા** જે અદ્યાપિ તેમના વૈરી હતા તેમના પગ જોરમાં આવ્યા, ને **પિંઢારાના** નાયક **ચીટુએ મછલીપટ્ટણ** ઉપર સ્વારી કરી. બીજા વર્ષના આરંભમાં આ-

કંપનિના મુલકમાં પિંઢારા લૂંટફાટ કરેછે.

પણને કોઇએ પ્રતિબંધ કર્યો નહિ એવું સમજીને તેઓ બીજીવાર ઇંગ્રેજના રાજ્યમાં પેઠા. તેમણે પ્રથમ ગન્ટૂર લૂટ્યું ને કડાપહ સૂંસુરા થઈ આગળ ચાલ્યા, અને દશ દિવસમાં ત્રણસેં કરતાં વધારે ગામડામાં સત્યાનાશ વાળ્યું.

ઇંગ્રેજી સૈન્ય તેમના ઉપર હલ્લો કરે-છે. ૨૬ મી ડીસેંબર ઇ. સ. ૧૮૧૬.

આણીગમ ઇંગ્રેજલોક પિંઢારાને ઢૂંડતા ફરતા. તેમણે ચારપાંચ ઠેકાણે પિંઢારાની નાની ટોળીઓ પર હૂમલો કરી તેમનો નાશ કર્યો. સન ૧૮૧૬ ના ડીસેમ્બર માસની તા૦ ૨૬ મીએ મેજર લશિંટ્ને મદ્રાસવાળી ચોથી ઘોડેસ્વારની પલટણને સાથે લેઈ પિંઢારાની મોટી ટૂકડી સામો લઢીને ને તેમના સાતસેં આઠસેંને ઠાર માર્યા. ઇંગ્રેજની પલટણ વીશ પચ્ચીસ કોશથી ચાલી આવી હતી, તોપણ થાક ખાવા નહિ રહેતાં પિંઢારા લોક ચૂલે ચોખા ચઢાવી નિરાંતે લૂંટની વહેંચણ કરતા હતા તેમના ઉપર તૂટી પડી તેમને ચારેગમ નસાડી કેટલાક ગાઉલગી તેમની પાછળ પડ્યા.

હિંદુસ્તાન અને દક્ષિણનાં મોટાં સૈન્ય.

સન ૧૮૧૭ ના અકટોબર માસ સુધીમાં આ કુપાત્ર શત્રુનો સંહાર વાળવાને સઘળી પેરવી પરિપૂર્ણ થઈ. ઉત્તરમાં ઉત્તર હિંદુસ્તાનની સરહદ ઉપર મોટું દળ એકઠું કરવામાં આવ્યું. મદ્રાસના સેનાધિપતિ સર ટામસ હિસ્લોપની આગેવાની નીચે પાંચ ટૂકડીઓ દક્ષિણમાંથી નર્મદા ભણી ચાલી, અને પુના, નાગપુર તથા હૈદરાબાદ આગળ થોડાં થોડાં માણસ મૂકયા હતાં. ગૂજરાતમાં એક સૈન્ય હતું તેનો અને દક્ષિણવાળા સૈન્યનો કોઈરીતે સંબંધ હોવો જોઇએ એવો ઇંગ્રેજ સરકારનો વેત હતો. આ બધું મળીને ૧૧૩૦૦૦ માણસ હતુ.

યુદ્દ વાસ્તે તૈયારી.

આ રીતે ઇંગ્રેજનાં મોટાં મોટાં સૈન્ય હિંદુસ્તાનના મધ્યભાગની ચારે ગમ હતાં. પિંઢારા લોકને જઇ ભરાવાનું એક સ્થળ રહ્યું નહિ. તેમના નાયકોને છટકી જવાની આશા રહી નહિ, અને મરાઠા લોક બંડ કરે તો તેમનો હળાહળ નાશ કરવાને ઇંગ્રેજનાં સૈન્ય સજી બેઠાં હતાં. મરાઠાસાથે લઢાઇ કરવાનો ઝટ પ્રસંગ આવ્યો. જે વારે ગવર્નર જનરલે ઉત્તર હિંદુસ્તાનનું દળ લેઇને પશ્ચિમ ભણીના પર્વતોમાં પિંઢારાને મારી કાઢ્યા ; જ્યાં તેમનાં ટોળાં મળ્યાં ત્યાં તેમનો નાશ કર્યો ; ને તેમનો એટલો ખોડો કાઢ્યો કે માત્ર થોડાં અને નિર્બળ ટોળાં હયાતીમાં રહ્યાં. આણીગમ દક્ષિણની સેનાની બીજી ટૂકડીઓ ઇંગ્રેજના સામર્થ્ય ને સત્તા સામે જે મરાઠા રાજા થયા તેમની સાથે લઢવામાં મંડી હતી.

# પ્રકરણ ૧૮ મું.

## પેશવા તથા ભોંસલાનો છળભેદ.

ઈ. સ. ૧૮૧૫ થી ૧૮૧૭ સુધી.

**પેશવા—ત્રિંબકજીનાં કાવતરાં—પેશવા તથા ગાયકવાડ વચ્ચે વાંધા—ગંગાધર શાસ્ત્રીનું ખૂન—ત્રિંબકજીને કેદ કરેછે ને તે કેદમાંથી સટકી જાયછે—તે બંડખોર લોકને એકઠા કરેછે—પેશવાનો છળભેદ—પુનાના રેસિડંટની નિશ્ચિત વર્ત્તણુક-ત્રિંબકજીને પકડી લાવે તેને ઈનામ આપવાનું ઠરાવ્યું—પેશવા સાથે નવું સંધિપત્ર—પેશવાની ખટપટ—પુનાનું વર્ણન—રેસિડંટની છાવણીપર હૂમલો—કિર્કીનું યુદ્ધ—કુમક આવી પહોંચેછે—પેશવા નાશી જાયછે—નાગપુર મધ્યેના વર્ત્તમાન—આપા સાહેબને રાજા પ્રતિનિધિ ઠરાવ્યો—ઇંગ્રેજ સાથે મૈત્રી—આપા સાહેબ રાજા થાયછે—તેના સ્નેહીઓ વિરૂદ્ધ પ્રપંચ—નાગપુરનું વર્ણન—સીતાબલ્દીની લઢાઈ—કેપ્ટન ફિટ્ઝરાલ્ડ મોટા શૌર્યથી કીકીઆરી કરેછે, ને ઇંગ્રેજનો જય થાયછે—રાજા સાથે સલાહ—કુમક આવી પહોંચી—નાગપુરનું યુદ્ધ—નાગપરને ઘેરો ઘાલેછે—તે શહેર સ્વાધીન થાયછે—જબલપુરની લઢાઈ—આપા સાહેબને રાજ્ય પાછું સોંપેછે.**

વસાઈમાં સંધિ થઈ ત્યારથી પેશવા અને ઇંગ્રેજને મેળ ચાલતો હતો. પેશવાની રાજધાની પાસે ઇંગ્રેજ લોકનું સૈન્ય છાવણી નાંખી રહ્યું હતું; તેના દરબારમાં એક રેસિડંટ રહેતો તેની શીખામણ પ્રમાણે મનથી નહિ તો ઉપર ઉપરથી તેને વર્ત્તવું પડતું. આવા પ્રકારના દાબની ખૂબી તે સમજ્યો નહિ. તે ઇંગ્રેજથી ડરતો હતો, પરંતુ મનમાંથી તેમના ઉપર દ્વેષ રાખતો હતો.

ઈ. સ. ૧૮૧૬. ત્રિંબકજી ડેંગલાના કારસ્તાન.

લોર્ડ મોઈરા આવ્યા પછી તરતજ પેશવા તથા રેસિડંટ વચ્ચે ભારે અણરાગ ઉત્પન્ન થયો હતો. ત્રિંબકજી ડેંગલા નામે એક નીચ કુળમાં જન્મેલો ને અપ્રતિષ્ઠિત પુરૂષ પેશવાનો માનીતો થઈ પડ્યો હતો. તે પોતાના સ્વામીને અણગમતા સ્નેહી જે ઇંગ્રેજ

તેમની સામે થવાને નિરંતર ઉશ્કેરતો હતો. પેશવા ત્રિંબકજીની શીખવણીથી ઇંગ્રેજ સામી ચાકરી બાંધવાને ગુપ્તપણે મરાઠા રાજાને ઉત્તેજન આપતો હતો. આગલા પેશવા પેઠે પોતે સઘળા મરાઠા રાજાનો મુખ્ય બનીને ઇંગ્રેજ સાથે લઢાઈ ઊઠાવવાની તેવડ કરી મૂકી હતી. ઇંગ્રેજ સાથે વિરોધ બાંધવાની વાતને એકવાર તે આસન રીતે ઉત્તેજન આપે, તો લઢાઈ ઊઠવાને ઢીલ નહોતી એ નીચેની બિનાઓ ઉપરથી જણાઈ આવશે.

પેશવા અને ગાયકવાડ વચ્ચે તકરાર.

સન ૧૮૧૪ માં પેશવા તથા ગૂજરાતના રાજા ગાયકવાડ વચ્ચે કાંઈ વાંધા ઉત્પન્ન થયા હતા. ગાયકવાડને ઇંગ્રેજનો આશ્રય હતો ગાયકવાડે બીજે વર્ષે વિરોધ મટાડવાને ગંગાધર શાસ્ત્રીને પેશવાના દરબારમાં મોકલ્યો. પેશવાએ ગંગાધર શાસ્ત્રીને પ્રથમ કાંઈ આદરસત્કાર આપ્યો નહિ, પરંતુ પોતાના મનની વાત સંતાડવાને પાછળથી માન આવકાર આપવા લાગ્યો. ગાયકવાડના વકીલ ગંગાધર શાસ્ત્રીને પંઢરપુરમાં મોટું પ્રખ્યાત દેવાલય છે ત્યાં તેડાવ્યો. ત્યાં ત્રિંબકજીની આજ્ઞાથી તેનો નિર્દયતાથી મારાઓએ ઘાત કર્યો. આ દુષ્ટ કર્મ પેશવાની શીખવણીથી થયું એવો ઇંગ્રેજ લોકના મનમાં પક્કો સંશય આવ્યો.

ત્રિંબકજીનું કેદ થવું અને તેનું નાશી જવું.

મૌન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સાહેબ જે રેસિડંટ હતા તેમણે પેશવાને તુરત લખી મોકલ્યું કે તમારે ત્રિંબકજી ઇંગ્રેજ સરકારને સોંપી દેવો જોઇએ. પેશવાએ કાંઈ આનાકાની કર્યા પછી રેસિડંટના લખ્યા પ્રમાણે કરવાને માન્ય કર્યું. પછી ખૂની ત્રિંબકજીને મુંબાઇ પાસે થાણા ગામ છે ત્યાં કેદ રાખ્યો; પરંતુ તેના સેવકોએ તેને છોડાવવાને આદર્યું હતું. તેમાંનો એક માણસ રાવતનો વેષ લઈને પલટણના એક સાહેબના ઘોડાની ચાકરી કરવા ઉપર રહ્યો. જે તબેલામાં તે સાહેબના ઘોડા બંધાતા હતા તે તબેલા ત્રિંબકજીને જે જગ્યાએ કેદ રાખ્યો હતો તે જગ્યાનો હેઠલો પડાળ હતો. તે માણસ ઘોડાને ખરેડો વગેરે કરતો જતો તેવારે તે મરાઠી ખ્યાલ ટપ્પા ગાઈ આનંદ કરતો. આ કપટની વાત તે ઘડીએ કળ્યામાં આવી નહોતી, પરંતુ એક દિવસ જે કોટડીમાં ત્રિંબકજીને પૂર્યો હતો તે કોટડી ઊઘાડીને જોવામાં આવી. તેમાંથી ત્રિંબકજી નાશી ગયો હતો ત્યારે સમજાયું કે રાવત જે ગાન ગાતો હતો તે ત્રિંબકજીને નાશી જવાની અને બંડ કરવાની સૂચનાર્થ હતું.

ત્રિંબકજી તથા ગાન કરનાર રાવત પર્વતમાં નાશી ગયા. ત્યાં ત્રિંબકજીએ કેટલાક છાતી ધડા માણસ એકઠા કરયા. તેમની સંખ્યા દિનપ્રતિદિન વધતી ચાલી. પેશવા ત્રિંબકજી ઉપર કૃપા રાખતો તથા તેને પૈસાની સહાય કરતા છતાં ઇંગ્રેજ સરકારના રેસિડંટને નાના પ્રકારની ભૂલથાપ દેતો. ઇંગ્રેજે બંડખોર લોકને હરાવ્યા, ને ત્રિંબકજીને બીજી વાર ડુંગરામાં સંતાઈ જવું પડ્યું. પેશવા હથિઆર પકડશે એવો રેસિડંટને ડર લાગ્યાથી તેણે તાકીદ કરી કે તમારા માનીતા ત્રિંબકજીને તથા તમારા ત્રણ સૌથી મોટા કિલ્લા અમારા સ્વાધીનમાં આપો, ને આ વાતનો વિચાર કરવાને એક દિવસની મહેતલ આપી. એલ્ફિન્સ્ટન સાહેબ આ પ્રમાણે કરવાને આદરી બેઠાછે એવું દર્શાવવાને શહેર ફરતું ઇંગ્રેજનું સૈન્ય એકઠું થતું હતું. આવા આકરા ઉપાયથી પેશવાને એટલી મોટી ફાળ પડી કે રેસિડંટે જે કહ્યું તે સઘળું કરવાને તેણે સ્વીકારયું. ત્રિંબકજીને જે કોઈ પકડી લાવશે તેને મોટું ઇનામ આપવું એવું ઠરાવ્યું; તેની માલમતા જપત કરયાં ને રેસિડંટે માગેલા કિલ્લા સ્વાધીન કરયા.

ત્રિંબકજી અને પેશવાના કારસ્તાન.

ઇ. સ. ૧૮૧૮

હવણાંનાં કેટલાંક કામકાજમાં પેશવાની વર્ત્તણુક આવી કપટ ભરેલી જણાઈ હતી કે તેના ઉપરથી ગવર્નર જનરલનો ભરૂસો એટલો બધો ઊડી ગયો કે વસાઈનું સંધિપત્ર રદ કરીને નવી સંધિ કરવામાં આવી, તેમાં એવા ઠરાવ થયા કે જેથી કરીને ઇંગ્રેજ વિરૂદ્ધ તેના કપટ ભરેલા મનોરથ ભંગ થાય ને મરાઠા સાથે તેનો સંપ તૂટે. ઇંગ્રેજ લોકના સૈન્યના ખરચમાટે આગળ કરતાં વધારે પ્રાંત આપવાની તેને જરૂર પડી. વળી એવું ઠર્યું હતું કે તેણે રેસિડંટને પૂછ્યાવિના બીજા દરબાર સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવવો નહિ. આ સંધિપત્ર ઉપર ૧૮૧૭ ના જુન માસમાં તેને સહી કરવી પડી તે તેને અળખામણું આગ જેવું લાગ્યું, પણ સપડાઈ ગયાથી તેમ કર્યાવિના છૂટકો નહોતો.

પેશવા સાથે તાજી સં.પ. ૧૩ મી જુન.

આ સર્વ વાતોને લીધે પેશવા ઇંગ્રેજ ઉપર આગળ કરતાં અધિક દ્વેષ રાખવા લાગ્યો, અને પહેલાં કરતાં વધારે ઊલટ અને ચતુરાઇથી પ્રપંચ લઢાવા લાગ્યો. તેણે પુનામાં મોટું દળ એકઠું કર્યું તેનું બહાનું એવું બતાવવા લાગ્યો કે ઇંગ્રેજ સરકારને

પેશવા કાવતરાં કરવામાં જારી રહ્યો.

પિંઢારા વિરૂદ્ધ સહાય કરવા માટે મેં લશ્કર જમાવ્યુંછે. ઇંગ્રેજની છાવણીમાં દેશી લોક ચાકરીમાં હતા તેમને ઇંગ્રેજની ચાકરી છોડી દેવાને લલચાવ્યા. પુનામાં માત્ર થોડું સૈન્ય હતું, તોપણ રેસિડંટે એક ટૂકડી આપી જનરલ લિઓનલ સ્મિથને પિંઢારા સામે મોકલ્યો. તેને એવું કહીને મોકલ્યો કે પુનાના સમાચાર નિયમબંધ તેને ન પહોંચે તો તેણે તુરત પાછા ફરવું.

પુનાનું વર્ણન.

પુના એક નાની નદીના કાંઠાઉપર છે. તે નદીને સામે તીરે ઇંગ્રેજની છાવણી છે. ત્યાંથી ગાઉસવાગાઉ ઉપર જ્યાં નદીનો પ્રવાહ અર્ધ વર્તુલાકારે વહેછે ત્યાં કિર્કી નામે નાનું ગામ છે. દેશી લોકના સૈન્યને આ ગામમાં મોકલી ત્યાં યુદ્ધ કરવાને તત્પર રાખ્યું. બીજું નાનું સૈન્ય કિર્કીથી ઢુંકડે પણ થોડેક દૂર નદીને સામે પાર રાખ્યું હતું બંધુ મળી ઇંગ્રેજના લસ્કરમાં ૨૮૦૦ માણસ હતું, અને પેશવાના દળમાં ૨૫૦૦૦ કરતાં અધિક લોક હતા.

રેસિડંટની છાવણીઉપર હલ્લો.

બંને સૈન્યની લઢાઈ થવાનો પ્રસંગ સત્વર આવ્યો. નવેમ્બરની તારીખ ૫ મીએ પેશવાની સેનાના લોકે ઇંગ્રેજની છાવણીઉપર હૂમલો કર્યો. મરાઠા લોક રેસિડંટના બંગલામાં પેઠા ત્યાર પહેલાં રેસિડંટ સાહેબ ઘરની થડમાં નદીનો આરો હતો ત્યાંથી ઊતરી પેલે પાર જતો રહ્યો હતો. તે ફરીથી એક પૂલઉપર થઇને નદીને આ પાર આવ્યો, ને કિર્કી ગામમાં રાખેલું સૈન્ય પેશવાના સૈન્યઉપર હૂમલો કરવાને નીકળ્યું હતું તેને જઈ મળ્યો.

કિર્કીનું યુદ્ધ. ૫ મી નવેંબર.

રેસિડંટ આવતાં વાંતજ યુદ્ધનો પ્રારંભ થયો. ઇંગ્રેજના સૈન્યના જમણા પાસવામાં મરાઠા લોકે ઘોડા કુદ્યા, પણ તેમને પાછા હઠવું પડ્યું. ડાબે પાસવે દેશી લોકની એક પલટણને શત્રુએ ઘેરી લેઇ ગભરાટમાં નાંખી, ને તેમાં ભંગાણ પાડવાની તૈયારી હતી, તેવામાં મુંબાઈવાળી ગોરા લોકની પલટણ મદદે ધાઈ આવી યુદ્ધ વ્યવસ્થાપ્રમાણે ગોઠવાઇ. તે અને પલટણના માણસો નદીને સામે તીરથી એક ટૂકડી પુષ્કળ ઘોડેસ્વારોની ભીંડમધ્યે થઈ લઢતી લઢતી આવી પહોંચી. શત્રુથી ઇંગ્રેજના સૈન્યને ફરીથી ઘેરી લેવાયું નહિ. આ ઝઘડો થયા પછી ઇંગ્રેજનું સૈન્ય કિર્કીમાં પાછું આવ્યું. મરાઠા લોકે પ્રથમ જે જગ્યા રોકેલી તેજ જ-

ગ્યાએ પડાવ કર્યો, પરંતુ ઇંગ્રેજની છાવણીઉપર બીજીવાર હૂમલો કરવાને તેઓ બીધા.

આણીગમ **જનરલ સ્મિથને રેસિડંટનો** કાગળ પત્ર નહિ પહોંચ્યો, તેથી **પુનામાં** કાંઇકિ ગરબડ છે એવું તેને લાગ્યાથી તે પોતાની ટૂકડી લેઇને પાછો આવ્યો. તેના આવ્યા પછી ચાર દહાડે તે **મરાઠાની** છાવણી ઉપર ચાલ્યો, પરંતુ **મરાઠા** છાવણી મુકી નાશી ગયાછે એવું માલૂમ પડ્યું. ઇંગ્રેજનું બળ વધેલું જોઇને **પેશવા** ગભરાટમાં પડી રતોવઈ નાઠો હતો. પછી **પુના** શહેર હસ્તગત કરતાં ઇંગ્રેજને કાંઇ અંતરાય નડયો નહિ, કારણ કે ઇંગ્રેજના રાજ્યઉપર શહેરના લોકનો સારો ભાવ હતો.

કુમક આવી પહોંચી.

આ વાતો વીત્યા પછી તુરત **નાગપુરની** ભાંજગડ ઊઠી. અહિં પણ એક **મરાઠા** રાજા રાજ્ય કરતો હતો. તેણે **પેશવા** પ્રમાણે પોતાના ઇંગ્રેજ સ્નેહી ઉપર છળ કપટ ભરેલી ચોટો ચલાવી. **વરાડનો** રાજા જેને **જનરલ વેલ્સલીએ** ૧૮૦૩ માં જીત્યો હતો તેણે સ્વાભાવિક-પણે પોતાને હરાવનાર લોક સાથે ખરા અંતઃકરણનો બહુ ગાઢો સ્નેહ બાંધવાને અભાવ જણાવ્યો હતો. તે સન ૧૮૧૫ માં મરણ પામ્યો. તેની પછી તેના પુત્રને રાજપાટ મળ્યું. તે જન્મથી દાધારંગો હોવાને લીધે તેનીવતી રાજકારભાર ચલાવવા સારૂ એક માણસ ઠરાવવાની અગત્ય હતી. આ પદવી પામવાને ઘણા જણે આશા રાખી હતી, પરંતુ **માધવજી ભોંસલા**, બીજે નામે, **આપાસાહેબ** કરીને રાજાનો એક સગો હતો તેને ઘણું કરીને ઇંગ્રેજના પાગઠાથી પ્રતિ-નિધિની પદવી મળી. આ પુરૂષે વિચાર્યું કે જેમની સહાય-તાથી મને આ પદવી મળીછે તેમની સાથે પૂર્ણ મિત્રતા બાંધવી એ સૌથી ડહાપણનું કામ છે, ને તેમ કરવામાં કાંઈ જાન થવાની વાત નથી. આ વિચારથી તેમની સાથે મૈત્રી બાંધવાને તેણે વિનવ્યું. તે ઉપરથી ઇંગ્રેજે તેની સાથે પણ **પેશવા, નિઝામ**, અને **અયોધ્યાના** નવાબની સાથે સંધિ કરેલી હતી તેપ્રમાણે કરી. તેમાં એવું ઠર્યું કે ઇંગ્રેજ સરકારે તેના શત્રુથી તેનું સંરક્ષણ કરવું, ને આ કારણ માટે **નાગપુરમાં** ઇંગ્રેજનું સૈન્ય રહે તેનું ખરચ ખૂટણ રાજાને શિર છે.

નાગપુરના વર્ત-માન.

આપા સાહેબને પ્રતિનિધિ ઠરાવ્યો.

ઇંગ્રેજની જોડે તે મિત્રાચારી બાંધે છે.

બાળ રાજા થોડા દહાડા પછી મરણ પામ્યો, અને આપાસાહેબને ગાદી મળી. તેવારે ઇંગ્રેજોને એવું જણાઈ આવ્યું કે આપણી સાથે આપાસાહેબે જે સંધિ કરી હતી તે સંધિ પોતાના સ્વાર્થ માટે કરી હતી, ને કામ સર્યું એટલે સ્નેહ રાખવાની તેની ઇચ્છા નહોતી. તેણે બીજા મરાઠા રાજાઓ સાથે વિશેષે કરીને પેશવા જેણે ઇંગ્રેજો જોડે હવણાં ઊઘાડી દુશ્મનાઈ કરી હતી તેની સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવ્યો.

આપાસાહેબના દગાફટકા અને કાવતરાં.

પેશવાએ તેને મરાઠાનો સેનાધિપતિ એવી પદવી આપી, ને તે પદવી ધારણ કરનારને જે જરીઆનનો વાવટો આપવો જોઇએ તે તેણે આપ્યો. તેણે સૈન્ય એકઠું કર્યું ને તેમ કરવાનું મિષ પેશવાપ્રમાણે બતાવ્યું,—તે એ કે પિંઢારા સામે લઢવામાં ઇંગ્રેજને સહાય કરવાનો મારો હેતુ છે. જો કે સલાહ રાખવાની તેની ઇચ્છા છે એવું અદ્યાપિ તે આસનમાં બોલતો હતો, તોપણ રેસિડંટના થાણા ઉપર તથા ઇંગ્રેજના સૈન્ય ઉપર હૂમલો કરવાને તે તત્પર થયો હતો. નાગપુરમાં જેન્કિન્સ સાહેબ રેસિડંટ હતો તેને મદદ માગવાની ગરજ પડી. તેને સહાય આપવાને દક્ષિણમાંના સૈન્યની એક ટૂકડી લઈ જનરલ ડોવેટન નાગપુર ભણી આવતો હતો. પરંતુ એટલામાં જે થોડાં માણસ ત્યાં હતાં તેમણે પુનામાંના સૈન્યે જે રીતે કર્યું હતું તે રીતે શૌર્યથી શત્રુ હૂમલો કરે તેમના સામે લઢવાને તૈયારી કરી. પછી લશ્કરી ખાતાના માણસોએ તેમ મુલ્કી ખાતાના સર્વ માણસોએ નિશ્ચય કર્યો કે શત્રુના માણસ આપણા કરતાં વીસ ગણા છે, તથાપિ તેમના સામી આપણે શૂરવીરતાથી બાથ ભીડવી.

રેસિડંટના થાણાની અને નાગપુર શહેરની વચ્ચે સીતાબલ્દી ઓળના નીચા ડુંગર હતા. એ ઓળને ઉત્તર છેડે એક સાંકડી અને શંકુ આકૃતિવાળી ડુંગરી હતી, ને દક્ષિણ છેડે એનાકરતાં એક મોટી ડુંગરી હતી, પરંતુ તેટલી ઊંચી નહોતી. આ બે નાકાં ઉપર પાયદળના ઘણાં ખરાં માણસ રહ્યાં હતાં, ને ઉત્તરની ડુંગરીપર બે તોપો ગોઠવી હતી. થોડુંક પાયદળ ને સઘળા સ્વાર રેસિડંટના થાણાને લગતી જગ્યામાં સજી ઊભાં હતાં.

નાગપુરનું વર્ણન.

રાજાની ચાકરીમાં કેટલાક આરબ હતા તેમણે નવેંબરની તા૦ ૨૬ મીએ એ ડુંગરીઓ ઉપરનાં માણસને ઘેર્યાં, અને અદ્યાપિ રાજા મુખથી મૈત્રી જણાવતો. તેના બે પ્રધાન તેની વતી રેસિડંટસાથે કોલકરાર કરતા હતા તે વેળા તેના લશ્કરની બંદૂકો છૂટતી સાંભળવામાં આવી, અને તેનો કપટભાવ ઊઘાડો થયો.

આરબો દ્વેષભાવ બતાવે છે.

રાત્રે ઘણીવાર લગી બંને પક્ષ તરફથી તોપો ચાલી હતી, તેથી અંધકારમાં ઉજેસ દીસતો હતો. આરબ લોક નાની ડુંગરી લેવાને પ્રયત્ન કરતા હતા, ને દેશી લોક શૂરવીરતાથી તેનો બચાવ કરતા હતા. આપ્રમાણે ચાલતું હતું તેવામાં મરાઠાનું એક સૈન્ય શાહેરમાંથી મેદાનમાં આવ્યું. તે સૈન્યે રેસિડન્સિને તથા તેની થડમાં બીજા સાહેબ લોક રહેતા હતા અને જેઓ પાસેની ડુંગરીઓ ઉપર હજુ ઝઘડો ચાલતો હતો તેનો શો પરિણામ થાયછે તે આતુરતાથી જોતા હતા તેમને સવારમાં ઘેરી લીધા. આ ઝઘડાનો પરિણામ ઇંગ્રેજને પ્રતિકૂળ થતો ભાસ્યો. રાંકુ આકૃતિવાળી ડુંગરી ઉપરની બે તોપોમાંની એક તો કામમાં આવે એવી રહી નહોતી. આરબ લોક ડુંગરપર દોડતા ચઢયા; થોડાક દેશી લોક ટોચે હતા તેમને હરાવ્યા; ને કેટલીક પોતાની તોપો શિખરઉપર આણી; અને બીજી ડુંગરી ઉપર જે ઇંગ્રેજ લોક હતા તેમના ઉપર તોપોનો જબરો માર ચલાવ્યો.

સીતાબલ્દીટેકરી ઉપર હલ્લો. નવંબર ૨૬ ને ૨૭, ઇ. સ. ૧૮૧૭.

મેદાનમાંના મરાઠા પાસે પાસે આવતા ગયા. ઇંગ્રેજ લોકે જાણ્યું કે હવે આપણો પરાભવ થશે તેવારે કેપ્ટન ફિટ્ઝરાલ્ડે સ્વારોના માત્ર ત્રણ ટૂકડીઓ સાથે લેઇને મરાઠા ઉપર ધસીને તેમને પાછાં હઠાવી તેમની તોપો પડાવી લીધી. પછી રેસિડંટના થાણાપાસેની પોતાની જગ્યાએ તે આવવા પાછો ફર્યો, તેવારે શત્રુપાસેથી પડાવી લીધેલી તોપો છોડતો છોડતો તે આવ્યો. આ પરાક્રમ બે ડુંગરીઓ ઉપરના લોકે દીઠું. જયજયકાર વાણી બોલીને દેશી લોકે બંદૂકમાં સંગીન ભેરવીને આરબ લોક ઉપર ફીફીઆરી કરી. આરબ લોક શૌર્યથી લઢતા પાછા હઠયા. તેમને પાછા ફરવાની પળે નાની ડુંગરીઉપર તેમના કબજામાં દારૂની ગાડી ભરેલી હતી તેને આગ લાગી તેથી તેઓ ગભરાયા; તે વેળા દેશી લોક આગળ ધસી બીજીવાર શત્રુને પાછા હઠાવી ટોચે પહોંચ્યા. તે પ્રસંગે થોડાક સ્વારો એ ડુંગરીઓ ફરતા ઘોડા દોડાવી વેરીઓને વિખેરી નાંખ્યા. આ રીતે થોડા શૂરવીર પુરુષોએ મોટા શત્રુના ઝુંડને હરાવી જય મેળવ્યો.

કેપ્ટન ફિટ્ઝરાલ્ડશૌર્યથી શત્રુ ઉપર ધસેછે.

આ જે બધું બન્યું તેને માટે ઢોંગી રાજાએ બહુ શોક જણાવ્યો; ઇંગ્રેજ

લોકને કાલાવાલા કર્યા કે મને ક્ષમા કરી મારા ઉપર કૃપા કરવી. ત્યારે રેસિડંટે તેને એવો ઉત્તર આપ્યો કે તેનું સૈન્ય રણભૂમિમાં રહેશે ત્યાંલગી સંધિની વાત અમે સાંભળનાર નથી. રાજાએ રેસિડંટનું કથન સ્વીકારી તેણે મરાઠાના સૈન્યને શહેરને બીજે પાસવે મોકલ્યું તેવારે થોડી મુદતની સલાહ થઈ.

રાજા સલાહની ભાંજગડ ચલાવેછે.

પરંતુ ઇંગ્રેજનાં સૈન્ય ચારે ગમથી આવતાં હતાં. તા. ૧૩ મી ડીસેમ્બર સુધીમાં જનરલ ડોવેટન એક ટૂકડી લેઈ આવ્યો, ને રેસિડંટને જોઇએ તેટલી ઓથ મળી તેથી રાજાનીપાસે જે કરાર કબુલ કરાવા રેસિડંટ ધારે તેવા કરાર કરાવી લેવાનો લાગ મળ્યો. રેસિડંટનું કહેવું એવું હતું કે તમારે એવું કબુલ કરવું કે તમે તમારા પોતાના દોષથી તમારા રાજ્ય ઉપરથી અધિકાર ખોયોછે; તેણે પોતાના સૈન્યનાં હથિઆર લેઈ લેવાં, ને હાલમાં નાગપુર ઇંગ્રેજને સ્વાધીન કરવું. આ ઉપરથી રાજાના મનમાં ધડભાંગ થવા લાગી. તેણે વાયદાઉપર વાયદા કરવા માંડ્યા, ને પોતાના મનનો પાર ચોખી રીતે આપ્યો નહિ.

ઇંગ્રેજનું સૈન્ય આવી પહોંચેછે.

તા૦ ૧૫ મીના વહાણામાં ઇંગ્રેજનું સૈન્ય લઢવા સજ્યું, ને રાજાને કહાવ્યું કે ફલાણી મુદતમાં જેવો ઉત્તર આપવો હોય તેવો આપી દેવો તા૦ ૧૬ મીએ સૈન્ય મરાઠાની છાવણી ભણી ચાલ્યું. છેવટે અગિઆર વાગતાં રાજા ઘોડાપર બેશીને ઇંગ્રેજની છાવણીમાં જઈ તેમને શરણે પડયો, ને પોતાનું તોપખાનું તેમને સ્વાધીન કરવાનું વચન તેણે આપ્યું. રાજાની આજ્ઞાપ્રમાણે ઇંગ્રેજનું લશ્કર રાજાની તોપો લેવા ચાલ્યું. પહેલા મોરચાના લોકે સામી બાકરી બાંધી નહિ, પરંતુ ઇંગ્રેજ આગળ ચાલ્યા તેવારે શત્રુ સામા થયા, ને નાગપુરની લઢાઈનો આરંભ થયો. પાયદળે હૂમલો કરી સંગીનના જોરે તોપો લીધી, અને પાયગાએ તથા ઘોડે જોડલી તોપો ઉપરના માણસોએ શત્રુની ડાબી બાજુપર હૂમલો કર્યો.

નાગપુરની લઢાઇ. ૧૫ મી ડીસેંબર, ૧૮૧૭.

રણક્ષેત્રમાં લઢવા આવેલા મરાઠા લોકને આ રીતે વિખેરી નાંખ્યા કેડે માત્ર નાગપુર લેવું રહ્યું. નાગપુરનું સંરક્ષણ કરનારા લોક ઘણા ખરા આરબ હતા. ઘેરો ઘાલનાર તોપખાનું આવ્યું નહોતું, તેથી લશ્કર સાથે જે તોપો હતી તે તોપોના સાધનથી કોટ તોડી

નાગપુરને ઘેરો ઘાલ્યો અને તે સ્વાધીન કર્યું. ૩૦ મી ડીસેંબર.

હૂમલો કરવાનો યત્ન કર્યો તે અફળ ગયો. બીજી વાર પ્રયત્ન કરવામાં આ ત્યાર પહેલાં તો આરબ લોકે તે શહેર સ્વાધીન કર્યું.

એટલામાં જનરલ હાર્ડિમનના હાથ નીચેની એક ટુકડીને રેવાથી નાગપુર આવવાનો હૂકમ થયો હતો. તેને નાગપુર આવતાં વાટમાં જબલપુરપાસે મરાઠાની સેના મળી. તેઓ મજબૂત જગ્યામાં હતા, તેમની જમણી બાજુએ ઊંચી અને અખડા બખડી ડુંગરી હતી, ને ડાબી બાજુએ ખાઈ અને ગામ હતું. ઈંગ્રેજના હલ્લા આગળ શત્રુના સ્વારો પાછા હઠ્યા, પરંતુ પાયદળે ડુંગરી ઉપર ચઢીને થોડીવારલગી ધૈર્ય તથા શૌર્યથી ટક્કર ઝીલી. અંતે ઇંગ્રેજ લોકે તેમને ત્યાંથી હાંકી કાઢીને નસાડ્યા. આ યુદ્ધ થઈ રહ્યા પછી હાર્ડિમન નાગપુર આવવા નીકળ્યો, પરંતુ તે બહુ લાંબે આવ્યો નહિ એટલામાં રેસિડંટ પાસેથી સંદેસો મળ્યો કે લઢાઈ થઈને નાગપુર આપણાં સ્વાધીનમાં આવ્યુંછે. નાગપુરમાં તેનું કામ નહિ હોવાથી તે જબલપુર પાછો ગયો.

જબલપુરનું યુદ્ધ. ૧૯ મી ડીસેંબર. ૧૮૧૭.

જ્યારે ગવર્નર જનરલે નાગપુરના સમાચાર સાંભળ્યા, ત્યારે તેના મનમાં આવ્યું કે રેસિડંટ રાજાને ગાદી ઉપર રાખવાને વચન આપી બેઠો ન હોય, તો તે વિશ્વાસઘાતી રાજાને પદભ્રષ્ટ કરવો, પરંતુ રેસિડંટ બંધાઈ ચૂક્યો હતો તેથી આપા સાહેબે થોડા દહાડા રાજપદ ભોગવ્યું. આટલું થયા છતાં છળ ભેદ કરવાની તેની ટેવ મટી નહોતી, અને પૂરી શિક્ષા નહિ મળવાથી તેને સાન આવી નહોતી.

રાજા ઉપર રહેમ નજર દેખાડી.

# પ્રકરણ ૧૯ મું.

## પિંઢારા લોકની લઢાઈની સમાપ્તિ.

સન ૧૮૧૭ થી ૧૮૧૯ સુધી.

સિંધિઆ—જસવંતરાય હોલ્કરની પછી તેનો પુત્ર ગાદીએ બેઠો—સિંધિઆને ડરાવ્યો—હોલ્કરના સરદારોમાંથી ઘણા લઢાઈ કરવાનું કહેછે—તુલસીબાઈનું ખૂન—માહિદપુરનું યુદ્ધ—હોલ્કરનો મૂલક જીતાયો—પિંઢારાનું નિકંદન ગયું—કરીમખાન શરણે આવ્યો—ચીતૂનો અંત—પેશવા પાછળ ઇંગ્રેજની સેના પડેછે—પેશવા પુનાપર ચઢી આવેછે—કોરેગામમાં મોટું યુદ્ધ—પેશવા હજુ નાસતો ફરેછે—બાપુ ગોખલા—આશ્ટી આગળ ઘોડેસ્વારોની લઢાઈ—પેશવા શરણ થાયછે—તેને બિથુરમાં વાસ કરાવેછે—સતારાના રાજાને પાછી ગાદી સોંપેછે—ત્રિંબકજીને પકડી કેદ નાંખ્યો—ટાહ્‌નીઅર હસ્તગત થાયછે—કેદખાનાના દરોગાને ફાંસી દેછે—નાગપુરનો રાજા ફરી દગા ફટકા કરેછે—તેને કેદ કરી અલાહબાદ મોકલી દેછે—ત્યાંથી સટકી મહાદેવના ડુંગરમાં નાશી જાયછે—આશીરગઢ—આપાસાહેબ ફરી નાશી જાયછે—તે પંજાબમાં જઈ ભરાયછે—નાગપુરનો નવો રાજા—લઢાઈનો અંત.

ઇ. સ. ૧૮૧૭ સિંધિઆની વર્ત્તણૂક.

પેશવા અને આપાસાહેબ એ ઉભય વિશ્વાસઘાતી રાજાઓની વાત થોડી વાર પડતી મૂકી બીજા બે મરાઠા રાજાઓનું વર્ણન કરવું યોગ્ય છે, કારણ કે આ બંને રાજાઓએ ઇંગ્રેજને બહુ પજવ્યા હતા, પરંતુ હવણાં તેમનાં પજવવાનાં સાધન ઘણાં ખરાં ઓછાં થઈ ગયાં હતાં. ઇંગ્રેજનો જૂનો રિપુ સિંધિઆ અદ્યાપિ હયાત હતો. પરંતુ હોલ્કર ગાંડો થઈ મરણ પામ્યો હતો, અને તેના પછી તેના પુત્ર મલ્હારરાવ હોલ્કરને ગાદી મળી હતી. તેની બાલ્યાવસ્થામાં તુલસીબાઈ કરીને હોલ્કરની રાખ હતી, તે રાજકારભાર ચલાવતી હતી. સિંધિઆએ ઇંગ્રેજ સાથે વિરોધનાં ચિન્હ જણાવ્યાં હતાં, પરંતુ માર્ક્વિસ આફ હેસ્ટિંગ્સના વારામાં મોટી સેનાનો જમાવ હોવાથી તે ઉઘાડી શત્રુતા કરતાં ડર્યો. તેણે ઇંગ્રેજ ભણાથી લઢાઈમાં જવાને

એક સેના તૈયાર કરી, વીખરાઈ ગયેલા પિંઢારાને આશ્રય આપવાની ના કહી, ને તેના સ્નેહી સાથે રૂડી રીતે વર્ત્યો. પરંતુ તેના તાબાના સરદારો વશ થયા નહિ. સિંધિઆના હૂકમ દેખાડ્યા તે જોઈને તેમણે કિલ્લા સ્વાધીન નહિ કર્યા, ને એવું કહ્યું કે અમને ગુપ્ત હૂકમ જુદા પ્રકારના મળ્યાછે.

તુલસીબાઈ તથા હોલ્કરના રાજ્યના કારભારીઓમાંના કેટલાકની વૃત્તિ ઇંગ્રેજ સાથે સંપ રાખવાની હતી. પરંતુ તેના તાબાના ઉમરાવોમાંના ઘણા ખરાના મત આથી કેવળ ઊલટા હતા. વિગ્રહ કરવાવાળા પક્ષના પોબાર વાગ્યા તેમણે તુલસીબાઈનું ખૂન કર્યું, તે બાઈના મતને અનુસરનાર કારભારીઓને કેદ કર્યા, ને રણક્ષેત્રમાં જવાને એક સેના ઊભી કરી. ટામસ હિસ્લોપના હાથ નીચે ઇંગ્રેજની ટૂકડી પાસે હતી. તે ટૂકડીને બીજી બે ટૂકડીઓ ઉજ્જયિનીથી આવી મળીને એકઠું થયેલું સૈન્ય માહિદપુરમાં શત્રુ હતા તેમના સામે ચાલ્યું.

હોલ્કરના સરદારો લઢાઇ કરવાનું કહેછે.

ઇંગ્રેજના તથા મરાઠાના સૈન્ય વચ્ચે માત્ર એક નદીનો આંતરો હતો. મરાઠા સામે તીર હોઈને તેમના સંરક્ષણાર્થે તોપોની મોટી હાર હતી. જે તટ ઉપર ઇંગ્રેજ લોક હતા તે નદીના તટ ઉપર શત્રુની એક ટોળી હતી તેને પાછી હઠાવીને તેઓ તોપખાનાને આશ્રયે નદી ઊતર્યા. સામા કાંઠાની ભેખડો ઊંચી હોવાથી તેઓ નદી ઊતર્યા પછી વ્યૂહ રચનાપ્રમાણે ગોઠવાવાને શક્તિમાન થયા. ઘણું ખરૂં પાયદળ લેઈને સર જાન માલ્કમે શત્રુની ડાબી બાજુપર હૂમલો કર્યો, ને બાકીના પાયદળે પાયગા સાથે રહીને જમણા પાસવાના શત્રુસામે કુચ કરી. નદી મૂકી તેઓ આગળ ચાલ્યા, એટલે તેમના ઉપર ત્રાસ છૂટે એવો તોપોનો માર શત્રુએ ચલાવ્યો. પરંતુ તેઓ અચકયાવિના તેમખે થઈને આગળ ચાલ્યા ને લઢતા લઢતા તોપો લગી જઈ પહોંચ્યા, ને તેમણે શત્રુને પાછા હઠાવ્યા. મરાઠા નદીને કાંઠે કાંઠે વીખરાયા વિના વ્યવસ્થાપૂર્વક પાછા હઠ્યા, પરંતુ જ્યાં નદી ઊતરવાનું ઠેકાણું આવ્યું ત્યાં બીજી વાર ઊભા રહ્યા; તે એટલાજ સારૂ કે તેમના મોટા દળમાંના ઘણા ખરા લોક નિરાંતે નદી ઊતરી જાય, અને ઇંગ્રેજ લોક થડમાં આવ્યા એટલે તેઓ જરાએ સામા નહિ થતાં નાશી ગયા.

માહિદપુરનું યુધ્ધ. ૨૧ મી ડીસેમ્બર.

આ લઢાઇથી હોલ્કરના ઉમરાવોના વિરોધનો અંત આવ્યો. પછી વિરોધ

વઢવાઢ નહિ થતાં **હોલ્કરનો** મૂલક સંપૂર્ણ વશ થયો, અને **મલ્હારરાવ હોલ્કરની** વતી રાજકારભાર ચલાવનારાની સાથે **મંદુસરમાં** સંધિ થઈ. આ સંધિના ઠરાવ પ્રમાણે ઇંગ્રેજને **હોલ્કરનો** પુષ્કળ મૂલક મળ્યો, ને તેના રાજ્યમાં ઇંગ્રેજની સેના મૂકીને બધી વાસ્તવિક સત્તા તેમના હાથમાં આવી.

હોલ્કરનું રાજ્ય તાબે કર્યું.

હવણાં તો પેશવા તથા તેના સૈન્ય પાછળ જે ટૂકડી ગયેલી હતી તે વિના ઇંગ્રેજની બધી સેના **મરાઠાની** લઢાઈમાંથી નવરી પડી હતી. માટે તેમાંના પુષ્કળ લોક **પિંઢારાનો** નાશ પૂર્ણ કરવામાં કામ લાગે એવું હતું. આ લૂંટારૂ **પિંઢારાની** ટોળીઓ **કરીમખાન** તથા **ચીતૂની** આગેવાની તળે હતી. તેમાંની કેટલીક **માહિદપુર** આગળ **મરાઠા** સાથે લઢી હતી; કેટલીક ટૂકડીઓ **જાવદમાં** હતી, અને કેટલીક **ચંબલ** નદીની પશ્ચિમ દિશામાં નાશી ગઈ હતી. કેટલીક ટૂકડીઓએ ઠામઠામ **પિંઢારા** પાછળ ભમીને જ્યાં તેઓ મળ્યા ત્યાં તેમને વિખેરી નાંખ્યા. **પિંઢારાના** નાયકોને તેમના માણસોએ તજી દીધાને લીધે તેઓ ગામેગામ ભટકી જ્યાં જ્યાં રેઠાણ મળતું ત્યાં ત્યાં સંતાઈ રહેતા. છેવટે **કરીમખાન** અને બીજા નાયકો ઇંગ્રેજને શરણે આવ્યા, તેમને ઇંગ્રેજના રાજ્યમાં મોકલી દીધા, અને ત્યાં **કરીમખાન** જે આગળ મોટા વિકાળ દૈત્ય સરખો હતો તે હાલમાં એક શાંત અને ઉદ્યોગી જમીનદાર થઈ રહ્યો.

પિંઢારાનું જડમૂળ કાઢ્યું.

**ચીતૂ** અદ્યાપિ છૂટો હતો. એક વરસ કરતાં વધારે મુદ્દતલગી તે ભમતો ફર્યો. તે એકવાર **ભોપાળના** રાજાપાસે નાશી ગયો ને તેની મારફતે ઇંગ્રેજને કહેવરાવ્યું કે જો મને તમે એક જાગીર આપો, તો હું તમારે શરણે થાઉં. તેની આવી વિનતિ સ્વીકારવામાં નહિ આવ્યાથી તેણે લૂંટનો ધંધો ચાલુ રાખ્યો. જ્યારે **નાગપુરનો** રાજા બીજીવાર ઇંગ્રેજ-વિરૂદ્ધ પ્રપંચ કરી તેને પકડનારાના હાથમાંથી નાઠો, ત્યારે વાટમાં તેને **ચીતૂ** જઈ મળ્યો. પરંતુ તે આ રાજાની સંગતમાં બહુ દહાડા રહ્યો નહિ. એક દિવસ **આપાસાહેબે આશીરગઢમાં** પેસવાનો પ્રયત્ન કર્યો તેમાં તે સફળ થયો, પરંતુ તેના સાથી **ચીતૂને** માંહિ પેસવા દીધો નહિ. **આશીરગઢનો** રાજા મને અનુકૂળ નથી એવું જાણીને તે છાતી ધડો **પિંઢારો** બીજે માર્ગે આવ્યો. પરંતુ તે અંધારી ધાડી ઝાડીવાળી ઘાંટીમાં થઈ બીજે ગામ ઘોડાપર

ચીતૂનો અંત.

બેશીને જતો હતો, તેવામાં પાસેના જાળામાંથી એક વાઘે તેનાપર તલપ મારી તેના પ્રાણ લીધા.

હવે પછી પેશવાની વાત ચલાવવી જોઈએ. તેના ઉપર હૂમલો કરવાની વાત તેના જાણવામાં આવતાં વાંતજ તે પુનામાંથી નાશી ગયો. રાજધાનીમાં માત્ર થોડાંક માણસ રાખ્યાં, ને જનરલ સ્મિથ પોતાની ટૂકડી લઈ પેશવાની પાછળ ચાલ્યો. પેશવા એટલી ત્વરાથી નાસતો હતો કે તેની પાછળ પડનારી ટૂકડીના ભાર નહિ કે તેને પકડી પાડે. દક્ષિણ ભણી નાશી જવાય એમ નથી એવું તેને જણાયાથી પુના ફરી હસ્તગત કરવાના હેતુથી તે પાછો ફર્યો. પુનાથી બે મજલ ઉપર સીરૂર ગામ છે ત્યાંથી એક ટોળીને પુનામાં રહેલાં માણસની કુમકે જવાને આજ્ઞા કરવામાં આવી. આ સૈન્યમાં છસેં દેશી લોક હતા; છવીસ ગોરા તોપખાના ઉપર હતા તેમની પાસે બે તોપો હતી, અને આશરે ત્રણસેં ઘોડાનો રસાલો હતો. આ બધા સૈન્યનો અધિકારી કેપ્ટન સ્ટા-ન્ટનને ઠરાવ્યો હતો. ડીસેમ્બર માસની ૩૧ મીએ આ નાની ટૂકડી સી-રૂરથી ઊપડી.

સને ૧૮૧૭. પે-શવાની પાછળ પડેછે.

બીજા દિવસના વહાણામાં ઇંગ્રેજનું લશ્કર જે ડુંગરાપરથી કોરેગામ દેખાય-છે તે ડુંગરાપાસે આવ્યું, એટલે તેમની દૃષ્ટિએ પેશવાનું બધું સૈન્ય પડ્યું. પેશવાના સૈન્યમાં ૨૦૦૦૦ સ્વાર ને પાળા ૮૦૦૦ હતા. બંને લશ્કરથી ઘણું કરી સરખે અંતરે એક નાની નદીના તીરઉપર કોરેગામ નામે એક ગામડું વસેલું હોઇને તેમાંના લોકોનાં ઘરને નીચી પથ્થરની ભીંતોથી જુદાં પાડેલાં હતાં. કેપ્ટન સ્ટાન્ટન તે ગામડું હસ્તગત કરવા ઝટપટ ચાલ્યો, ને શત્રુના પાયદળમાં ઘણા ખરા લોક હાઠી તથા વિક્રાળ આરબ હતા તેમણે પણ તેમજ કર્યું.

કોરેગામ આ-ગળ યુદ્ધ. ૧૮ મી જાન્યુઆરિ ૧૮૧૮.

બે પક્ષના લોક સંગાથે સામસામી બાજુથી ગામમાં પેઠા તેથી પ્રથમ કજીઓ ઝઘડો થયો, પરંતુ શત્રુના માણસનો જથો વધારે તેથી અંતે તેમનો જય થઈ આરબ લોકે એ ગામડાનો ઘણો ખરો ભાગ હસ્તગત કર્યો, ને એક નાનો કિલ્લો લઇને તે ઉપર બે તોપો ગોઠવી. ત્યાર પછી તેમણે એ ગામડાના બીજા ભાગમાં ઇંગ્રેજ હતા તેમને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો. અહિં મોટું

ઉગ્ર યુદ્ધ થયું. આરબ લોક શત્રુને ભેટવાને ઘર ફરતાં કોટડાં હતાં તે ઉપર ચઢ્યા તથા લોકના ઘરની ટોચ ઉપર ચઢવા લાગ્યા.

ઇ. સ. ૧૮૧૮.

ઇંગ્રેજ લોક બંદૂકમાં સંગીન ભરવીને શત્રુને જઈ ભેટ્યા. દેશી લોક અર્ધા ભૂખે મરતા હતા તેમને માટે ખાવાનું કશું નહોતું, અને આખા દહાડાભર પાણીનું ટીપું પણ તેમણે પીધું નહોતું, તોપણ તેઓ પોતાના જીવના રક્ષણ અર્થે લઢ્યા, કારણ કે તેઓ સમજતા કે આરબ લોક માર્યાવિના દયા લાવી આપણને જીવતા મૂકે એ વાત બનવાની નથી. તે લોકના ઉપરિ સાહેબોએ શૂરવીરતાથી તેમને યુદ્ધ કરવાને આગળ ચલાવ્યા. લશ્કરમાં શસ્ત્ર વૈદ્ય હતા તેમણે પોતાનાં વાઢકૂટ વિદ્યાનાં હથિઆર કોરણે મૂકી લઢનારાઓને ફૂલાવી ફૂલાવી આગળ ચલાવ્યા ને પોતાના શૂરવીર સાથીઓની જોડે રહી લઢ્યા. બપોરની વેળા દારૂણ યુદ્ધનો આરંભ થયો હતો, ને છેક સાંજ પડી, તોપણ ઝઘડો જરા ધીમો પડ્યો નહિ, પરંતુ છેવટે આરબ લોકનો જય થયો. આઠ ગોરા અધિકારીમાંથી પાંચ કપાઈ મુઆ. એક તોપ શત્રુએ લઈ લીધી. એક છાપરી તળે ઇંગ્રેજના ઘણા ઘાયેલ લોક પડ્યા હતા તેમાં શત્રુ પેઠા ને તેમણે એકે એકને નિર્દય પણે છૂંદી છૂંદી માર્યા, પરંતુ શત્રુને શરણે જવાનો આ સમય નહોતો, કારણ કે સૌ ઊગરેલા નર જાણતા હતા કે આપણે જો આરબના હાથમાં આવ્યા, તો આપણા ઘાયેલ થયેલા સાથીઓને તેમણે જે ભૂંડે હાલે માર્યા તેવીજ આપણી દુર્દશા કર્યા વિના તેઓ છોડનાર નહિ. ઊગરવાની સઘળી આશા પરવારી, પરંતુ જ્યાંલગી જીવ છે ત્યાંલગી આશા છે એમ ધારી તેઓએ વળી એક વાર શેણું પાડવાનો નિશ્ચય કર્યો. તેજ વેળા તેમનો પ્રયત્ન સફળ થઇને જય જયકાર થયો. કેપ્ટન સ્ટાન્ટન, લેફ્ટેનેન્ટ જોન્સ તથા આસિસ્ટંટ સર્જન વાયલી મોખરે થઈ શૂરાં માણસો સહિત છાપરીમાં પેઠા, સંગીન લઈ આરબ ઉપર ધસ્યા, ને જેવા શૌર્યથી મરણીઆ લઢે તેવા શૌર્યથી તેઓ લઢ્યા. લેફ્ટેનેન્ટ પાટર્સન ઘવાયલો ભોંય ઉપર પડ્યો હતો તે પોતે કેવી સ્થિતિમાં છે તે વાત તથા પોતાની વેદના વીસરી જઇને એક બંદૂકનું મોં ઝાલીને પોતાના સાથીઓની મદદે ધાયો, ને જે આરબ તેની ઝપટમાં આવ્યો તે પ્રત્યેક આરબને મારી પાડીને બીજી વાર તેને ગોળી વાગવાથી તે પડ્યો, ત્યાંલગી દેશી લોકને તેણે ઉશ્કેરી આગળ ચલાવ્યા. તે શત્રુને હાથ ગયેલી તોપ

ઇંગ્રેજોએ પાછી લીધી ને તેમને પાછા હઠાવ્યા. હજુ યુદ્ધ ચાલુ રહ્યું, પરંતુ રાતના નવ વાગે શત્રુને એ ગામડું છોડી જવાની જરૂર પડી. જે આ મહાભારત યુદ્ધમાં દેશી લોક રોકાયા હતા તે બંધ પડ્યું, ત્યારે તેઓ પાણી પીને ટાઢા થવા પામ્યા.

વડાણામાં ફરી હૂમલો કરવાની મરાઠાની વૃત્તિ રહી નહિ, તેવારે સાંજે કેપ્ટન સ્ટાન્ટને ધજાઓ ફરકતે અને વાજિંત્ર વાગતે ફરીથી સીરૂરમાં પ્રવેશ કર્યો. ઇંગ્રેજોએ હિંદુસ્તાનમાં મોટાં મોટાં યુદ્ધ કરી શૌર્ય દર્શાવ્યુંછે, તેમ કોરેગામના યુદ્ધમાં પણ તેમની શૂરવીરતા જણાઈ આવી.

સીરૂરમાં કેપ્ટન સ્ટાન્ટન પાછો આવેછે.

પેશવાને હજુ જંપી બેસવા વારો આવ્યો નહોતો; તે ઠામ ઠામ ભટકયા કરતો હતો. તે કેવળ કાયર નર હોવાથી કાંઈ પણ તેને ભય સરખું ભાસતું, એટલે તે તત્કાળ નાશી જતો, પરંતુ તેની સાથે બાપુ ગોખલા નામે બહાદુર સરદાર હતો તે તેના લશ્કરનો સેનાપતિ હતો. પણ જેવારે ઇંગ્રેજના સ્વારોએ મરાઠાને આસ્ટી આગળ ઝાલી પાડીને ચારેગમ વિખેરી નાંખ્યા તે વારે ગોખલા મરાયો.

પેશવા હજુ નાસતો ફરેછે.

ગોખલાના મરણ પછી પેશવા ક્યાં ક્યાં ગયો તે વાત કહેવાથી વાંચનારને કંટાળો આવશે. તેનું સૈન્ય દિન પ્રતિદિન ઘટતું ગયું, ને છેવટે આરબ લોકની એક ટોળી માત્ર તેની સાથે રહી. જે જે દિશામાં તે જતો તે તે દિશામાં ઇંગ્રેજની સેનાની ટૂકડી તેને મળતી. અંતે તે ઉત્તર ભણી ગયો ત્યાં સર જાન માલ્કમના હાથ નીચેના સૈન્યે પડાવ કર્યો હતો. આ અધિકારીને પેશવા ૧૮૧૮ ના જુન માસની તા૦ ૩ જી એ શરણ થયો.

પેશવા સર જાન માલ્કમને શરણ આવછે. ૩ જુન સન ૧૮૧૮.

સર જાન માલ્કમે વશ થયેલા પેશવાને જે વચન આપ્યાં હતાં તે ગવર્નર જનરલને પૂરેપૂરાં ગમતાં આવ્યાં નહિ, તોપણ તેણે માન્ય કર્યાં. કાનપુર પાસે બિઠૂરમાં તેનો વાસ કરાવ્યો, ને તેને આઠ લાખ રૂપિઆનું વર્ષ બાંધી આપ્યું. તેણે પોતાનું બાકીનું આયુષ્ય નાના પ્રકારના ભોગવિલાસમાં નિર્ગમ્યું.

પેશવા એક જગ્યાએ જઇ રહ્યો.

પેશવાની પદવી કાઢી નાંખી, અને સતારાનો રાજા જે શિવાજીના વંશમાંનો

પુરૂષ હતો ને મરાઠાનો ખરેખરો શિરોમણી હતો તેને તેની પૂર્વની ગાદી ઉપર ઇંગ્રેજોએ બેસાડયો, ને તેણે ઇંગ્રેજના આશ્રય નીચે રહી તેમના અનુમતથી રાજકારભાર ચલાવવો એવું ઠરાવ્યું.

સતારાના રાજાને તેની ગાદી પાછી આપી.

પેશવા શરણે આવ્યા પછી થોડે દહાડે તેનો માનીતો ત્રિંબકજી જે આ લઢાઈનાં મૂળ રોપનાર મુખ્ય માણસ હતો તે નાશિકમાં સંતાઈ રહેલો ત્યાંથી તેને પકડવામાં આવ્યો. તેને થાણામાં કેદ રાખ્યો. અહિં અગાઉ તેને કેદ રાખ્યો હતો ને તે નાશી ગયો હતો, પરંતુ પાછળથી કાશી પાસે ચૂનારનો કિલ્લો છે ત્યાં તેને મોકલાવ્યો.

ત્રિંબકજીને પકડ્યો ને કેદ કર્યો.

આ લઢાઈમાં ઇંગ્રેજના જે મુખ્ય ઉદ્દેશ હતા તે સિદ્ધ થયા, એટલે તેમણે જે મરાઠાઓએ અદ્યાપિ હથિઆર હેઠાં મૂકયાં ન હતાં તેમને રોહમાં રાખવા જોગ કેટલુંક લશ્કર રાખ્યું, અને બાકીનાં સૈન્ય કંપનિના મૂલકમાં કેટલાક દિવસથી પાછાં જવા લાગ્યાં હતાં. સર ટોમસ હિસ્લોપની સાથેની ટૂકડીને માળવેથી દક્ષિણમાં જતાં માર્ગમાં ટાલ્નીઅરનો કિલ્લો આવ્યો ત્યાં આગળ થઈ તાપી નદીનો ઊતાર હતો. તે કિલ્લો હોલ્કરના તાબામાં હોઈને તે ઇંગ્રેજને સ્વાધીન કરવા વિષેનો હૂકમ સર ટોમસ હિસ્લોપ પાસે હોલ્કરે આપેલો હતો; ત્યાંના કિલેદારોએ ઇંગ્રેજનું કહેવું તેમજ પોતાના ધણીની આજ્ઞા નહિ ગણકારતાં ઇંગ્રેજ લોક પાસે આવતા ગયા, તેમ તેમ તેમના ઉપર બંદૂકો છોડી. હિસ્લોપ સાહેબે હૂમલો કરવાની તત્કાળ પેરવી કરી. હૂમલો કરનાર ટોળીઓએ કિલ્લાના બહારના બે દરવાજા હાથ કર્યા, પરંતુ ત્રીજે દરવાજે તેઓ પહોંચ્યા એટલે શત્રુના પુષ્કળ માણસ તથા કિલેદાર પંડે વિના હથિઆરે બહાર નીકળી શરણે આવ્યા. બીજા દરવાજા તેમણે તોડી પાડ્યા, ને છેલો દરવાજો જેમાં થઈ કિલ્લાની અંદર જવાતું હતું તે દરવાજો કિલેદારોને સ્વાધીન કરવાને અંતઃકરણથી વૃત્તિ હતી, કિંવા તેમણે ઉપરથી તેવી વૃત્તિ જણાવી હતી. દરવાજામાં એક બારી હતી તે ઊઘાડી તેમાં થઈ જેવારે થોડાક ઇંગ્રેજ અધિકારીઓ તથા તેમના હાથ નીચેના થોડાક માણસ અંદર પેઠા, તેવારે કેટલાક આરબો દ્વારને મોંઢે ભેગા થયા હતા તેમણે તેમને ઠાર માર્યા. તેવારે ઇંગ્રેજ લોકે તે દરવાજો તોડી પાડી હૂમલો કર્યો અને આરબ

ઇંગ્રેજોની ફોજ પાછી જાયછે.

ટાલ્નીઅરનો કિલ્લો હસ્તગત કર્યો. ૨૭ મી ફેબ્રુઆરિ.

લોકે વિશ્વાસઘાતનું કામ કર્યું એવું તેમને લાગવા ઉપરથી પૂર્ણ રોષે ભરાઇને માંહે પેશીને ત્યાં જે હથિઆરબંધ માણસ હતાં તે સર્વને ઠાર માર્યાં.

બીજે દિવસે પ્રભાતમાં સર ટોમસ હિસ્લોપે તે કિલ્લાના મુખ્ય અધિકારીને તેના વિશ્વાસઘાત તથા બંડને માટે કોટ ઉપર ફાંશી દેવાની આજ્ઞા કરી. આ કામ હિંદુસ્તાનમાં તથા ઇંગ્લાંડમાં ઘણા ખરા લોકે ધિક્કાર્યું. તેણે આ કૃત્ય યોગ્ય કર્યું કિંવા અયોગ્ય કર્યું, પરંતુ તેથી એટલો પરિણામ થયો કે બીજાઓ એવા પ્રકારનું આજ્ઞા ઉલ્લંઘન કરવાથી દૂર રહ્યા.

કિલ્લાના રક્ષકના ઉપરિને ફાંશી દીધી.

પેશવા શરણ થયા પછી અદ્યાપિ વશ થયેલો નહિ એવો મુખ્ય શત્રુ નાગપુરનો રાજા હતો. રેસિડેંટની કૃપા તથા ક્ષમાથી તેને ગાદી પાછી આપતાં વાંતજ તે પોતાને આશ્રય આપનારની સામે ઊઠવાની સંતલસ કરવા લાગ્યો. તેણે ભટકતા પેશવાને સહાય માટે લખ્યું, ને પિંઢારા સાથે પણ કાગળ પત્ર વ્યવહાર ચલાવ્યો. ને જેમણે તેને આટલી બધી સહાય કરી હતી તેમના સામે ઊઠવાને મહારાષ્ટ્રના જે લોકો ઇંગ્રેજ ઉપર દ્વેષ રાખનારા હતા તે લોકને ઉશ્કેરવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. રેસિડેંટને સવેળા તેના પ્રપંચની વાત જણાઇ આવ્યાથી તેણે વિચાર્યું કે આવા ફિતૂરી રાજાને કબજ કરી લેવો યોગ્ય છે. રાજાએ અગાઉથી એક મજબૂત કિલ્લામાં પોતાનું કુટુંબ પરિવાર તથા નાણું મોકલી દીધું હતું ને ત્યાં પોતે જવાની પેરવીમાં હતો. તે વેળા તેને પકડવાનું ધાર્યું. તેને કેદમાં નાંખ્યા પછી એ વાત ચાસન થઇ કે તેણે પોતાને ગાદી મળે એટલા માટે પોતાના પૂર્વાધિકારીનો ઘાત કર્યો હતો.

આપા સાહેબનાં કાવતરાં, અને તેનું પકડાવું. ૧૫મી માર્ચ ૧૮૧૮.

તે વેળા એવું ધારવામાં હતું કે પેશવા નાગપુર ઉપર આવી શિર જવાનો ડર નહિ રાખીને લઢાઈ કરશે, તેટલા માટે ઇંગ્રેજે આજુ બાજુનાં પોતાનાં સર્વ સૈન્ય તે શહેરના રક્ષણ અર્થે બોલાવ્યાં હતાં. પરંતુ તેના આવવાનો સંભવ નથી એવું ઇંગ્રેજોને જણાયું, એટલે તેમણે આપા સાહેબને પાકા જાપતા સહિત અલાહબાદ મોકલી દીધો. પરંતુ વાટમાં તેને લેઇ જનારાં માણસને લાંચ આપી તે છટકી ગયો, ને નાગપુરની ઉત્તરમાં મહાદેવના ડુંગરા છે ત્યાં નાશી ગયો. તે એ પહાડોમાંના જંગલી

આપા સાહેબ નાશી ગયો. ૧૩ મી મે ૧૮૧૮.

લોકમાં જઈ રહ્યો. ત્યાં તે લોકના એક નાના રાજાએ તેને સહાય કરી. આ એકાંત જગ્યામાં તે કેટલાક દિવસ રહ્યો; તે સમયમાં લોકોને તેણે પોતાની પાસે એકઠા કર્યા હતા તેમને લઇને આસપાસના મૂલકમાં લૂંટ ફાટ કરતો હતો.

આશીરગઢનો ઘેરો ઘાલ્યો. ૧૯મી એપ્રિલ ૧૮૧૯.

ઋતુ પલટાય એટલે ઇંગ્રેજનું સૈન્ય તેના ઉપર હૂમલો કરનાર છે એવું સાંભળીને તે ત્યાંથી નાઠો. તેને વાટમાં ચીતૂનો સંઘાત થયો એ વાત આગળ કહેલીછે. આશીરગઢનો કિલ્લો યશવંતરાવ લાર કરીને પિંઢારાનો જે જૂનો સ્નેહી તેના તાબામાં હતો તેણે તેને આશ્રય આપ્યો. આ કિલ્લો સિંધિઆ તાબે હતો, પરંતુ ત્યાંનો અધિકારી પોતાનાં સ્વામીની આજ્ઞા છતાં તે કિલ્લો સ્વાધીન કરતો નહોતો; તથાપિ થોડા દિવસ તે કિલ્લાને ઘેરો રહ્યાથી તેણે પોતાનો નિશ્ચય ફેરવી તે ઇંગ્રેજને સ્વાધીન કર્યો. અહિં કેટલાક કાગળ હાથ લાગ્યા તેમાં સિંધિઆના છળભેદ તથા પ્રપંચના પુષ્કળ પૂરાવા મળી આવ્યાથી આ કિલ્લો ઇંગ્રેજે પોતાના હસ્તકમાં રાખ્યો.

આપા સાહેબનો નાસતો ફરવો અને એક ઠેકાણે ભરાઇ રહ્યો.

પરંતુ આપા સાહેબ ઇંગ્રેજો આશીરગઢ પાસે આવ્યા એટલે ત્યાંથી નાશી ગયો હતો તે ફકીરને વેષે ગામે ગામ ભટકતો પંજાબ ગયો, ત્યાં રણજીતસિંગે તેને થોડા વસુનું વર્ષ બાંધી આપ્યું. પછી તે હિંદુસ્તાનમાં પાછો આવ્યો, અને ઇંગ્રેજ સરકારે તેને જોધપુરના રાજ્યમાં રહેવાની રજા આપી. પરતુ હવેથી તેણે કાંઈ હાનિ કરી નહિ ને છળભેદનું કાંઇ કૃત્ય કર્યું નહિ.

નાગપુરમા ફેરફાર

આપા સાહેબનો વારસ બાજીરાવ નામે હતો તેને નાગપુરનું રાજ્યપાટ આપ્યું. તેની છેક બાલ્યાવસ્થા હોવાથી રાજકારભાર કરવાને તેની માતુશ્રીને રાજપ્રતિનિધિ ઠરાવી. પરંતુ બરોબરા કરતા કારવતા ઇંગ્રેજ થયા. આશીરગઢનો ઘેરો ઊઠ્યો તેની સાથે લઢાઈ ઝઘડા

લઢાઇનો અંત.

બંધ પડ્યા. પિંઢારા તથા મરાઠા સામેની લઢાઈનો અંત આવ્યો. પિંઢારાનું નિકંદન કાઢીને મરાઠાને કેવળ જીતી લીધા; અને હિંદુસ્તાનમાંના ઇંગ્રેજનું મહા સામર્થ્ય તથા પ્રતાપ આ લઢાઇઓમાં જેવાં દીઠી આવ્યાં તેવાં બીજે કોઈ પ્રસંગે દીઠી આવ્યાં નહોતાં. મોટા મોટા પ્રાંત તેમના તાબામાં આવ્યા. ને થોડા સમયમાં મધ્ય હિંદુસ્તાનમાં ઘણો ફેરફાર જોવામાં આવ્યો. જંગલી ને ઘાતકી લૂંટારાઓએ જે ગામડાંનો નાશ કર્યો તે ગામ-

ડાંનો ચઢતો દિવસ થવા લાગ્યો, ને ત્યાંના લોકની અવસ્થા સુધરતી ચાલી. જે ખેતરો લૂંટારૂં સૈન્ય આવવા જવાથી ચગદાઈ ગયાં હતાં તે પાછાં તાજાં થઈ ખીલી રહ્યાં; અને જે લોકોને ઘડીએ પલકે મરણનો ભય લાગતો તે ઇંગ્રેજના રાજ્યની છાયા તળે બે પૈસા રળતા અને સુખી થયા.

---

# પ્રકરણ ૨૦ મું.

## બ્રહ્મદેશ ઉપર ચઢાઈ.

ઈ૦ સ૦ ૧૮૨૩ થી ૧૮૨૬ લગી.

નવો ગવર્નર જનરલ લોર્ડ આમ્હર્સ્ત—બ્રહ્મી લોકસાથે વિરોધ—શાહપુરીવિષે વાંધા—કક્કરમાંના વર્ત્તમાન—લઢાઈ કરવાનો નિશ્ચય પ્રગટ કર્યો—લઢાઈ ચલાવવા સંબંધી ગોઠવણ—રંગુન લીધું—કાષ્ટ કોટ ઉપર હલ્લાં—કેમેન્ડાઈન લીધું—ઇંગ્રેજ લોકની સ્થિતિ—એક મોટા દેવાલયમાંથી શત્રુને પાછા હઠાવ્યા—માર્ટાબાન તથા સમુદ્ર કાંઠાનાં બીજાં સ્થળ લીધાં—મહા બાંદૂલાનું આગળ આવવું—બ્રહ્મી લોકનો કેવળ પરાભવ—રંગુનને આગ લગાડી—ઇંગ્રેજ લોક બ્રહ્મી દેશના માંહેલા ભાગમાં પ્રવેશ કરેછે—જળ માર્ગે જનારી ટોળીનો ડોનાબ્યુ આગળ પરાભવ—સ્થળ માર્ગે જનારી ટૂકડીનું પાછું ફરવું—ડોનાબ્યુ લીધું—મહા બાંદૂલાનું મૃત્યુ—પ્રોમમાં થોડા દિવસનો વાસ—આરાકાન જીતી લીધું—કોલ કરાર—ટૂંકી મુદતની સંધિ—શત્રુની હાર— મેલૂન હસ્તગત કર્યું—પાગામ આગળ યુદ્ધ—ઇંગ્રેજ આવાની લગભગ આવેછે—સંધિ થઈ—ભરતપુરમાં હૂલડ—ત્યાંના તરૂણ રાજાને પદભ્રષ્ટ કર્યો—દુર્જનસાલ રાજ્ય છીનવી લેછે—ઇંગ્રેજ સરકાર રાજાનો પક્ષ પકડેછે—ભરતપુરને ઘેરો ઘાલી હસ્તગત કરેછે.

ઇ. સ. ૧૮૨૩.

સન ૧૮૨૩ ના જાન્યુઆરિ માસમાં માર્ક્વિસ આફ્ હેસ્ટિંગ્સ વિલાયત ગયો તેની પદવી લોર્ડ આમ્હર્સ્તને મળી. તે આગસ્ટ માસમાં આવી દાખલ થયો.

બ્રહ્મી લોક સાથે વિરોધ.

લોર્ડ આમ્હર્સ્તને હિંદુસ્તાનમાં ગવર્નર જનરલ થયાને ઝાઝા દિવસ થયા નહિ, એટલામાં જણાઈ આવ્યું કે ઇંગ્રેજ લોકે જે ભાગમાં અદ્યાપિ પોતાના હથિઆરનો ઉપયોગ કર્યો નહતો તે ભાગમાં લઢાઈ કરવાની અગત્ય છે. બ્રહ્મી લોક જેમણે થોડા દહાડા થયાં આસામ પ્રાંત

જીતી લીધો હતો અને તેણે કરીને જેમનો મૂલક બંગાળાની પૂર્વની સરહદ ઉપર આવ્યો હતો તે લોક સીમાડા ઉપર વસનારી કંપનિ સરકારની પ્રજા ઉપર ઘણો અનર્થ કરતા હતા.

ચિતાગોંગ તથા આરાકાન પ્રાંતો વચેની સીમા ઉપર એક રેતાળ અને વેરાન બેટ છે, ત્યાં ઇંગ્રેજ લોકે થોડાંક માણસ મૂકયાં હતાં. આ બેટના કબજા વિષે ઝઘડો ચાલ્યો. ૧૮૨૩ ના સપ્ટેંબર માસમાં બ્રહ્મી લોક તે બેટ ઉપર આવ્યા ને ઇંગ્રેજનાં માણસોનો પરાભવ કરીને તેમને બેટમાંથી હાંકી કાઢયાં. ગવર્નર જનરલે આવાના દરબાર ઉપર લખી મોકલ્યું કે આ કામ તમે ઘણું અયોગ્ય કર્યું. ઇંગ્રેજ સરકારના નરમાશ ભરેલાં લખાણથી બ્રહ્મી લોકે એવું વિચાર્યું કે તે આપણાથી ડરેછે. આમ ધારી તેઓએ ઇંગ્રેજનો અનાદર કર્યો.

બ્રહ્મી શાહપુરી કબજે કરેછે.

બીજે વર્ષે જાન્યુઆરિમાં બ્રહ્મી લોકે એક મોટું સૈન્ય ભેગું કર્યું અને કકરમધ્યે થઇને સિલ્હટમાં ઇંગ્રેજ લોકનું થાણું હતું તે થાણાની થડમાં આવીને કાષ્ટ કોટ ઓઠે પડાવ કર્યો. ઇંગ્રેજ લોકની ટોળીએ હૂમલો કરી તેમને વિખેરી નાંખ્યા. બીજા કેટલાક હૂમલા કર્યા તેમાં માત્ર એકવાર તેમનો જય થયો નહિ. બ્રહ્મી લોકે વળી એક બીજું વિશ્વાસઘાતનું કામ કર્યું હતું તે એ કે શાહપુરી પાસે સોફાય કરીને એક વહાણ હતું તેના અધિપતિ તથા તેમાંનાં બીજાં માણસને લલચાવી બ્રહ્મી લોક બંદીવાન કરી લેઇ ગયા. થોડા દહાડા કેડે તેમણે આ લોકને છોડી મૂક્યા, પરંતુ તેમણે પોતાના કૃત્યને માટે પશ્ચાત્તાપ જણાવ્યો નહિ અથવા માફી માગી નહિ.

કકરમાં વર્તમાન સન ૧૮૨૪.

આ પ્રકારે થોડીક મુદતથી સરહદપર લઢાઈ ચાલતી હતી. હવે બરે બરો વિગ્રહ ઊઠયો. બ્રહ્મી લોક લઢાઈ કરવાને બહુ આતુર હતી. આસપાસનાં સંસ્થાન ઉપર હૂમલો કરી તેમણે જય મેળવ્યો હતો તેવી રીતે ઇંગ્રેજ લોકના સૈન્ય સામે યુદ્ધ કરીને આપણે યશ મેળવીશું એવી તેમને આશા હતી.

લઢાઈ કરવાનો ઇરાદો જાહેર કર્યો. ૮ મી માર્ચ સન ૧૮૨૪.

બ્રહ્મ દેશના રાજાની ઉદ્ધતાઈ અને ફૂલ મહા ભારે હતી. પરંતુ તેની આંખો ઊઘાડવાના દહાડા ટૂંકડા હતા. તેના દેશ ઉપર ચઢાઇ કરવાને ઇંગ્રેજની એક સેના તત્પર થઈ હતી ને એ તેને

લઢાઇ ચલાવવાની ગોઠવણ.

ખાતરી કરી આપવાની હતી કે ઇંગ્રેજની વ્યૂહ રચના તથા શૌર્ય આગળ તેની ફોજનું કાંઈ ચાલવાનું નથી.

સરહદ ઉપર તો મુખ્યત્વે કરીને સંરક્ષણ કરવા ઉપર લક્ષ આપવાનું હતું. અને બ્રહ્મદેશનો જે ભાગ ઘણોજ નોધારો છે એવું ધારવામાં હતું તેજ ભાગ ઉપર હૂમલો કરવાની યોજના કરવામાં આવી હતી; તે એવી કે શત્રુના બંદરનો નાશ કરવો ને ઇરાવતી નદી દ્વારાએ તે દેશના મધ્ય ભાગમાં પ્રવેશ કરવો એવો ઇંગ્રેજ લોકે નિશ્ચય કર્યો.

રંગુન જીતી લીધું. ૧૧ મી મે ૧૮૨૪.

બ્રહ્મદેશ ઉપર ચઢાઈ કરનારા સૈન્યનું આધિપત્ય સર આર્શિબાલ્ડ કામ્પબેલને આપ્યું. તે સૈન્ય મે માસના આરંભમાં આંદેમાન બેટોમાંના કાર્નવાલિસ બંદરમાં ભેગું થયું, ને તે માસની તા૦ ૯ મીએ થોડાંક લઢાઈનાં વહાણ તથા સૈન્યના લોકથી ભરેલાં નાવડાં રંગુન નદીના મુખ આગળ આવ્યાં. તા૦ ૧૧ મીએ રંગુન ગામ પાસે વહાણ છીપાવ્યાં તેમના ઉપર શત્રુઓએ તોપોનો થોડો માર ચલાવ્યો, પરંતુ જે-વારે ઇંગ્રેજોએં લક્કે ઝાઝમાંથી સામો માર ચલાવ્યો, તેવારે તે લોકે તોપો મારવી બંધ કરી. પછી ઇંગ્રેજ લોક વહાણમાંથી ઊતરીને ગામમાં પેઠા, તો તે ઊજડ થયેલું જોવામાં આવ્યું. બ્રહ્મી લોકનું સૈન્ય નાશી ગયું હતું, અને સઘળા રહેવાસી ઘરબાર મૂકી આજુ બાજુનાં જંગલમાં નાશી ગયા હતા.

લકડકોટ જીતી લીધા. ૨૬ મી મે.

આ જંગલમાં બ્રહ્મી લોક કાષ્ટકોટ બાંધવા મંડી ગયા ને તેને આશ્રયે ઇંગ્રેજ લોકની છાવણીની લગભગ આવ્યા. ઘણા દહાડા-લગી ઘાડી ઝાડીને લીધે છતરાયા પડયા નહિ, પરંતુ મે માસની તા૦ ૨૬ મીએ તેઓ એટલા ટૂંકડે આવી ગયા હતા કે ઇંગ્રેજની સેનાના અધિપતિએ તેમને હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો. તે ઇંગ્રેજ લોકની એક ટૂકડી, થોડાક આ દેશી લોક, અને બે તોપો લેઇને નીકળ્યો. તોપો દેશી લોકને સોંપીને એકલા ગોરા લોક સહિત આગળ જવાની તેને અગત્ય થઈ. તે આડી અવળી લાંબી વાટે થઈ પહેલાં કાષ્ટકોટ પાસે આવી પહોંચ્યો, ત્યાં શત્રુ લઢવાને ઊભા રહ્યા ને ગોરાલોકે ઘડીના છઠ્ઠા ભાગમાં સંગીનની અણીએ શત્રુના સઘળા મોરચા લીધા, ને શત્રુએ સંરક્ષણ અર્થે ચારે ગમ નાસવા માંડ્યું. થોડીવાર તેઓ શૂરવીરતાથી લઢયા, પરંતુ ઇંગ્રેજ

સેના સામે ઝાઝીવાર તેઓ ટકર ઝીલી શક્યા નહિ. રંગુનથી થોડે અંતરે કેમેન્ડાઈન કરીને બ્રહ્મી લોકનું બંદર હતું તે ઉપર તા૰ ૧૦ મા જુને હૂમલો કરવામાં આવ્યો, તો તેમાં ઇંગ્રેજનો સંપૂર્ણ વિજય થયો. અહિંના મોરચા બીજા મોરચા પેઠે શૂરવીરતાથી લીધા ને શત્રુને નસાડી મુકયા.

કેમેન્ડાઇન લીધું. ૧૦મી જુન ૧૮૨૪.

હવે થોડીવાર લઢાઈ બંધ રહી. રંગુનની આસપાસના જંગલમાં શત્રુ જઈ, ભરાયા હતા ત્યાંથી તેઓ નાઠા, ને તેમનો પરાભવ થયેલો તેમાંથી ઠેકાણે આવી બીજો હૂમલો કરવાને તેમનામાં પૂર્ણ સામર્થ્ય આવ્યું નહોતું. તેમ ઇંગ્રેજ લોકને આગળ વધવાનો ઘાટ નહોતો. ઋતુ પ્રતિકૂળ હતી, ને તેમની છાવણીમાં મંદવાડ ચાલવાથી તેમની સંખ્યા ઘટી ગઈ હતી. રંગુન ઊજડ પડ્યું હતું, તેથી અને આજુબાજુના પ્રાંતમાં સર્વે ઠેકાણે જળ વ્યાપી રહ્યું હતું તેથી તેમને અન્ન આદિ પદાર્થ હિંદુસ્તાનમાંથી મંગાવવા પડ્યા.

ઇંગ્રેજી ફોજની સ્થિતિ.

બીજીવાર લઢાઈનો આરંભ પ્રથમ બ્રહ્મીલોકે કર્યો. થેકિઆ વોંગી કરીને એક મોટા અધિકારીને બ્રહ્મી સરકારે ચઢાઈ કરનારા લોકને . હાંકી કાઢવા માટે મોકલ્યો. તે મોટું સૈન્ય લઈને ઇંગ્રેજની છાવણી ઉપર ગયો તેમાં હલ્લો કરવા જોગ મુખ્ય જગ્યા એક મોટું દેવાલય હતું. તેની બાંધણી અતિ ભવ્ય હોઈને તેના ઉપર સોને રૂપે રસેલાં શિખર હતાં તેણે કરીને તે ચકચકિત દીસતું હતું. તે એક શંકુ આકૃતિના ડુંગરપર હોઈને રંગુન જવાના માર્ગ ઉપર હતું. આ દેવલ લેવા પાછળ શત્રુએ બહુ શ્રમ લીધો, પરંતુ ઇંગ્રેજના સૈન્યમાંથી બે તોપોનો માર ચાલવાથી તથા આ દેશી લોકે સંગીન ધારણ કરી હૂમલો કર્યાથી શત્રુ પાછા હઠી ફરીથી જંગલમાં નાઠા.

થેકિઆ વોંગીએ ડાગોનનો દેવલ ઉપર હલ્લો કર્યો ૧ લી જુલાઈ.

આ બ્રહ્મી સરદારને જે કામ સિદ્ધ કરવા અર્થે મોકલ્યો હતો તેમાં તે સિદ્ધિ ન પામ્યો, માટે તેને એ અધિકાર ઉપરથી દૂર કરી તેને ઠેકાણે સૂમ્મા વોંગી નામે પુરૂષને ઠરાવ્યો. આ નવા સરદારને હૂમલો કરવામાં બીક લાગ્યાથી આગળ પ્રમાણે કાષ્ટ બાંધી બચાવ કરી બેશી રહેવું તેને ઠીક લાગ્યું. હવે ઇંગ્રેજ લોકે ઊઠાવ કર્યો. હલ્લો કરવા ઉપર જે સૈન્યને નીમેલું તેની બે ટોળીઓ થઈ એક જળમાર્ગે અને બીજી સ્થળમાર્ગે ચાલી. આ બંને ટોળીઓનો યત્ન સફળ થઈ તેમને

લકડકોટ જીતી લીધો. ૮મી જુલાઈ ઈ. સ. ૧૮૨૪.

ઊજળી કીર્તિ મળી. ઇંગ્રેજનાં વહાણ ઉપરથી તોપો સંગાથે છોડવાથી શત્રુઓ એક મુખ્ય કાષ્ટકોટમાં રહી તોપો ફોડતા બંધ પડ્યા, ને એ કાષ્ટકોટ એક ઠેકાણે તૂટીને માંહિ જવાય એવી વાટ પડી. ઇંગ્રેજ લોકે વહાણમાંથી ઊતરીને શત્રુના બે કાષ્ટકોટ લીધા, ને ત્રીજો છોડીને શત્રુ નાશી ગયા. સ્થળ માર્ગે ગયેલી ટૂકડીને વિશેષ કઠણ કામ કરવાનું હતું, પરંતુ તે તેણે રૂડી રીતે પાર મૂક્યું. ઘડી સવા ઘડીમાં સાત કાષ્ટકોટ લીધા. તે બધા રોળાં પાડી લીધા હતા, કારણ કે તોપો તો પાછળ મૂકતા આવ્યા હતા. અને ગોરા લોકને યુદ્ધ કરવાની એટલી બધી ઉત્કંઠા હતી કે કેટલાક કોટપર ચઢવા માટે નીસરણીઓનો ભાવ ન પૂછતાં પોતાના સાથીઓના ખભાઉપર પગ મૂકીને કોટ ચઢી ઊતરતા. આ બિનાથી બ્રહ્મી સરકારને ખાતરી થઈ કે છેવટે આપણને જય મળવાનો નથી. અત્યાર લગી તો પોતાની જીત થવાની આશા હતી.

માર્તબાન તથા બીજાં સ્થળ હસ્તગત કર્યાં.

બીજે ઠેકાણે પણ લઢાઈઓ ચલાવી હતી. આગળ જવાને ઋતુ પ્રતિકૂળ હોવાથી ઇંગ્રેજના સરદારે સમુદ્ર કાંઠે શત્રુના કિલ્લા હતા તે હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. રંગુનનીપાસે સિરિઆમ તથા ડાલા કરીને બે ગામ હતાં તે હસ્તગત કર્યાં. કર્નલ ગોડ્વિને માર્તબાન લીધું, અને તેનાસરિમ પ્રાંતમાં ટાવોય તથા મર્ગુઈ ગામ હતાં તે કર્નલ માઇલ્સે લીધાં. પરંતુ કિલૂ નામની જગ્યાઉપર હૂમલો કર્યો તેમાં તેમને પાછા હઠવું પડ્યું. આ ઠેકાણે સૈન્યમાં સઘળા આ દેશી લોક હતા ને એકે ઇંગ્રેજ શસ્ત્રધારી નહોતો. તેમના ઉપરિ અધિકારીઓ મરાયા, એટલે તેમને ફાળ પડી ને નાસવું પડ્યું. આ હાનિનું સાટું ભાગવાને એક ટૂકડી પછીથી મોકલવામાં આવી. પરંતુ તે ઠેકાણાના સઘળા લોક નાશી ગયા હતા, ને કાષ્ટકોટનો નાશ કર્યો હતો.

રાજાના અજિત્ય યોદ્ધા પાછા હટ્યા. ૩૦ મી આગસ્ટ ૧૮૨૪.

આગસ્ટ માસ પૂરો થતામાં બ્રહ્મી લોકની એક મોટી સેનાએ આગળ કહેલાં મોટાં દેવળઉપર અર્ધી રાત્રિને સમયે હૂમલો કર્યો. આ સેનામાં ઘણા ખરા માણસો પોતાને રાજાના અજિત્ય યોદ્ધા કહેતા હતા, અને સંગીન તથા ગોળીઓથી આપણે હઠનાર નથી એવું તેઓને ખરેખરૂં લાગ્યું હતું, પરંતુ ઇંગ્રેજની બંદૂકોના ગોળીઓના થોડાક ઝપાટાથી તેમને નાસવું પડ્યું, ત્યારે તેમને ખાતરી થઈ કે આપણે અજય્ય નથી.

બ્રહ્મી લોકના ઘણા સરદાર બદલાયા, પણ પ્રત્યેકનો પરાભવ થયો તેણે કરીને આવાના રાજાએ પોતાના સરદાર માનીતા મહા બાંદૂલાને તેડાવી ઇંગ્રેજ સામે મોકલવાનો નિશ્ચય કર્યો. મહા બાંદૂલાએ આરાકાનમાં થોડેક જય મેળવ્યો હતો. કંપનિના થોડાક લોકની અયોગ્ય વર્ત્તણુકને લીધે તે પ્રાંતમાં દેશી માણસની ટૂકડી હતી તેનો પરાજય થયો હતો. બ્રહ્મી લોક ફરીથી કક્રરમાં પેઠા, ને થોડાંક નાનાં યુદ્ધ થયાં, પરંતુ મહા બાંદૂલાને આરાકાનમાંથી બોલાવી લીધો તેથી એ ભાગ સંબંધી ઇંગ્રેજોને ચિંતા રહી નહિ.

આરાકાનનાં વર્ત્તમાન.

થોડા દહાડા રાજધાનીમાં આવી ગયા પછી બાંદૂલા મોટું દળ લઈને રંગુન ગયો. તે જંગલમાં ધીંગા કાષ્ટકોટ બાંધીને ડીસેમ્બર માસની તા૦ ૧ લીએ હૂમલો કરવા ચઢયો. બ્રહ્મી દળ આગળ આવ્યું તેવારે મોટી ધામધુમથી ધજાઓ ફરકતી હતી, ને તેમના સરદારોના શિરપર સોને રૂપે રસેલાં છત્ર તડકામાં ઝગઝગતાં હતાં. આરીતે સૈન્ય ભવ્ય દીસતું હતું. પરંતુ આ સઘળો ઠાટમાંટ એકાએક લોપ થયો. બ્રહ્મી સૈન્યના માણસ ભૂમિ ખોદવા મંડી ગયાં ને એકએક ખાનામાં બબે માણસ ગોઠવાઈ સર્વે બચાવ કરવાને સજ્યા. જે ઠેકાણે થોડીવાર પહેલાં ડોળદાર સૈન્ય દીસતું હતું તે ઠેકાણે તાજી માટીના ઢગવિના કાંઈ દૃષ્ટિએ પડયું નહિ. પરંતુ ગોરા લોકની એક ટૂકડી એકાએક તેમના માથાઉપર આવી ઊભી રહી ને તેમને ત્યાંથી હાંકી કાઢયા. બ્રહ્મી લોકે કેમન્ડાઈન ઉપર પણ હૂમલો કરયો, તેવારે ત્યાંના ખારવાલોકે તેમને પાછા હઠાવ્યા ને એક પછી એક સળગતાં મોભિયાં વહાણ તરફ તરતાં મૂક્યાં, પરંતુ તેથી કાંઈ વળ્યું નહિ. ડીસેમ્બર માસની ૫ મી તારીએ ઇંગ્રેજે શત્રુઉપર હૂમલો કરીને તેમને નસાડયા, ને બે દહાડા પછી તે લોક મોટા ધૈર્યથી લઢયા, પરંતુ તેમાં કાંઈ નહિ વળતાં તેમનો બીજીવાર પરાભવ થયો.

બાંદૂલા હલ્લો કરવા આવેછે. ૧૭ ડીસેંબર સને ૧૮૨૪.

વચગાળે રંગુનના રહેવાસીઓ પાછા પોતાના ઘરબારમાં રહેવા આવ્યા, પણ તેમની સાથે શત્રુના પુષ્કળ લોક પણ વેષાંતર કરીને અંદર પેઠા, અને બ્રહ્મી લોકના આ દૂતોએ શહેરને આગ લગાડી. અગ્નિથી પુષ્કળ હાનિ થઈ, પરંતુ છેલે લાહ્ય હોલવાઇ ને બીજે દિવસે ઇંગ્રેજોએ શત્રુને શિક્ષા કરવાને એક ટૂકડી મોકલી. આ ટોળીના લોકે જે જગ્યા ઉપર

રંગુનમાં મોટી આગ લાગી.

હૂમલો કર્યો તે જગ્યા મજબૂત હોઇને તેના રક્ષણ અર્થે વીસ હજાર બ્રહ્મી લોક એકઠા થયા હતા, ને હૂમલો કરનારી ટૂકડીમાં માત્ર પંદરસેં માણસ હતું. પરંતુ તેમણે ઘડી અર્દ્ધ ઘડીમાં બ્રહ્મી લોકને નસાડી મૂકયા, તેઓ પોતાના દેશના મધ્ય ભાગમાં નાશી ગયા, ને રંગુન આગળ ફરીથી તેમણે દેખાવ દીધો નહિ.

ફોજની બે ટૂકડીઓ શત્રુના માંહિના પ્રદેશમાં પ્રવેશ કરેછે.

ઇંગ્રેજ લોકના સૈન્યમાં અત્યાર પહેલાં આરોગ્યતા હતી તે કરતાં હવણાં વિશેષ આરોગ્યતા હતી; શત્રુ નાશી ગયા હતા અને શાહેરના લોક મિત્રભાવ રાખતા હતા. તે ઉપરથી સર આર્શિબાલ્ડે લઢાઇનો મુખ્ય હેતુ સિદ્ધ કરવાને બ્રહ્મી દેશના માંહેલા ભાગમાં જવાનો નિશ્ચય કર્યો; ત્યાં સાથે લેઈ જવા ધારેલા સૈન્યની બે ટૂકડીઓ કરવામાં આવી. તેમાંની એકને એવી આજ્ઞા કરી કે તમારે ઇરાવતી નદીને ઊપલે પાસવે નાવમાં બેશી જવું ને લઢાઇનાં વહાણના મછવા સાથે રાખવા, ને બીજીને એવી આજ્ઞા કરી કે તમારે સ્થળ વાટે થઈ એ ટૂકડીને જઈ મળવું. સર આર્શિબાલ્ડ સ્થળ વાટે જનારી ટૂકડી સાથે રહ્યો ને સત્વર કુચ કરીને કેટલાક કોસ ગયો; ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે રંગુનથી ઉત્તરમાં આશરે વીસ કોસ ઉપર ડોનાબ્યુ છે તે ઉપર પહેલી ટૂકડીએ હૂમલો કર્યો હતો, પરંતુ જય મળ્યો નહિ.

જળમાર્ગે મોકલેલી ટૂકડીનો ડોનાબ્યુ આગળ પરાભવ. ૮મી માર્ચ ઈ. સ. ૧૮૨૫.

બ્રહ્મી લોક રંગુન આગળ હાર્યા પછી ડોનાબ્યુમાં નાશી ભરાયા હતા ત્યાંથી તેમને હાંકી કાઢવાનું કામ જનરલ કોટન જે જળમાર્ગે મોકલેલી ટૂકડીનો અધિપતિ હતો તેને સોંપ્યું હતું, પરંતુ આ ટૂકડીમાં ડોનાબ્યુ સરખી મજબૂત જગ્યા હસ્તગત કરવા જેટલું માણસ નહોતું. તેની સાથેના થોડા ઇંગ્રેજલોકે પહેલો કાષ્ટકોટ શૂરવીરતાથી લીધો, પરંતુ બીજો કાષ્ટકોટ એવો ધીંગો હતો કે ઘેરો ઘાલનારાએ તેમનો પરાભવ થઈ પાછું ફરવું પડ્યું. સર આર્શિબાલ્ડ કેમ્પબેલ સાહેબ આ આપત્તિના વર્તમાન સાંભળતાં વાંતજ પાછો ફર્યો ને થોડા દહાડામાં ડોનાબ્યુ આગળ આવી ઊભો રહ્યો. નૌકા સૈન્યમાંની જે ટૂકડી નદીને નીચલે પાસવે થોડા કોસ ઉપર એક જગ્યા હતી ત્યાં ગઈહતી તેમાંના માણસો સારો પવન નીકળતાં વાંતજ ઊપડ્યા, ને કેમ્પબેલ સાહેબને આવી મળ્યા. તેવારે મહા બાંદૂલાએ ફરીથી ભેગા થયેલા સૈન્ય ઉપર હૂમલો કર્યો, પરંતુ ઇંગ્રેજોએ ધીરજ તથા શૌર્યથી યુદ્ધ કરી તેને પાછો હઠાવ્યો ને તેઓ

ડોનાબ્યુ કબજે કર્યું. ૨ જી એપ્રિલ ૧૮૨૫.

રીતિ પૂર્વક ઘેરો ચલાવવાની ગોઠવણ કરવા લાગ્યા. ઇંગ્રેજોએ મોરચા બાંધ્યા એટલે તુરત બંદૂકો છૂટવા લાગી, પરંતુ ઝઘડો ન થતાં તે જગ્યા તેમને હાથ આવી. ઝેરી ગોળી વાગવાથી મહા બાંદૂલાના પ્રાણ છૂટ્યા ને આ અગ્રેસર મરાયો તેની સાથે બ્રહ્મી લોકનાં આશા ને ઉમંગ પરવાર્યાં. તેઓ શાહેર છોડી આંધળીઆં કરી નાઠા, અને તેથી ઘણાક માસ ચાલે એટલું ધાન્યાદિ ઇંગ્રેજને હાથ આવ્યું.

ડોનાબ્યુ હસ્તગત કરીને ઇંગ્રેજ લોક આગળ ચાલ્યા. એપ્રિલ મહિનાની તા૦ ૨૫ મીએ આર્ચિબાલ્ડ કેમ્પબેલ પ્રોમ જઇ પહોંચ્યો તેને આવતો સાંભળીને તેમાંના લોક પલાયન કરી ગયા હતા. શત્રુઓ તે સ્થળને આગ લગાડતા ગયા હતા, પરંતુ બળતાં બળતાં ઇંગ્રેજોએ તેનો કેટલોક ભાગ ઊગાર્યો. વર્ષા ઋતુના દહાડા ટૂંકડા આવવા લાગ્યાથી સેનાના લોક શાહેરની ફરતા સુખદાયક ભાગમાં છાવણી નાંખીને કેટલાક માસ ત્યાં રહ્યા. ઇંગ્રેજ લોકની મળતાવડી ને સ્નેહ ભરેલી વર્તણુક જોઇને શાહેરના રહેવાસી લોકને શાહેરમાં પાછું આવવાનું મન થયું.

પ્રોમ તાબે કર્યું. ૨૫ મી એપ્રિલ.

અહિં આવા વર્તમાન ચાલતા હતા, તેવામાં ઇંગ્રેજ સરકારે એક બીજું સૈન્ય આરાકાન પ્રાંતમાં મોકલ્યું તેને એવું ફર્માવવામાં આવ્યું હતું કે તે પ્રાંત જીતી લેવાનું કાર્ય સિદ્ધ કર્યા પછી તેમણે સર આર્ચિબાલ્ડની સેનાને જઈ મળવું. આરાકાનની રાજધાનીના રક્ષણાર્થે મૂકેલા લોક મોટા શૌર્યથી લડ્યા, પરંતુ ઇંગ્રેજે તે હસ્તગત કરીને તે પ્રાંત જીતી લીધો. આ પ્રાંતના હવા પાણી રોગકારક જણાયાથી તથા ત્યાંના પર્વત ઊતરીને મોટી સેનાને જઈ મળવાનો વિચાર પાર પડવાનો નથી એવું સમજીને તે સૈન્યને પાછું બોલાવી લીધું.

આરાકાન સર કર્યો. ૧લી એપ્રિલ.

સર આર્ચિબાલ્ડ પ્રોમમાં રહ્યો તેટલા દિવસ તેણે આવાની દરબાર સાથે સંધિનાં કથન ચલાવ્યાં, તેમાં એવું ઠર્યું કે નવેમ્બર માસની તા૦ ૨ જી લગી લઢાઈ બંધ રાખવી. બ્રહ્મી લોક સમાધાન કરવા માટે બહુ ઉલટ જણાવતા, પરંતુ તે માત્ર ઉપર ઉપરની હતી, કારણ કે ઇંગ્રેજના સેનાપતિએ જે ઘટતી સરતો પર સંધિ કરવાનું કહ્યું તે તેમણે અંગીકાર કરી નહિ. માટે સંધિની ટૂંકી અવધિ પૂરી થયેથી વિગ્રહનો આરંભ થયો.

આવાની દરબાર સાથે સલાહની ભાંજઘડ.

બ્રહ્મી લોક પ્રોમતરફ જઇને તેની આસપાસ કાષ્ટકોટ બાંધી પડયા હતા. તેમને અહિંથી કાઢી મૂકવાને ત્રણ ટૂકડીઓ મોકલવામાં આવી તેમાંની બે ઇચ્છિલું ફળ પ્રાપ્ત કર્યાવિના પાછી આવી.

પ્રોમપાસે બ્રહ્મીઓનો પરાભવ થયો.

બ્રહ્મી લોક પાસે પાસે આવતા ગયા, પરંતુ તેમણે હૂમલો કર્યો નહિ. માટે ઇંગ્રેજ સેનાપતિએ પોતાની સાથે યોગ્ય સૈન્ય લેઇને બીજીવાર બ્રહ્મી લોક ઉપર હલ્લો કર્યો તેમાં તેમના યશના ડંકા વાગ્યા. એક પછી એક કાષ્ટકોટ લીધા. શત્રુ જ્યાં ત્યાં વીખરાઈ જઇને મેદાન ઉપર થઈ નદી ભણી નાઠા, તેવારે ઘોડાના તોપખાના ઉપરના ઇંગ્રેજોએ તેમનો સંહાર વાળ્યો. આ વિજય પછી બીજા ઘણા વિજય થયા. શત્રુના સઘળા કાષ્ટકોટ આદિ ઇંગ્રેજને હાથ આવ્યું, ને જેમ જેમ ઇંગ્રેજનું સૈન્ય આગળ આવતું ગયું તેમ તેમ બ્રહ્મી લોક અનુક્રમે તે છોડતા ચાલ્યા.

બ્રહ્મી લોકે સંધિની વાતચીત પાછી ચલાવી, પરંતુ તેણે કરીને ઇંગ્રેજ લોક આગળ આવતા બંધ નહિ પડતાં મેલૂન કરીને એક કોટ કિલ્લાબંધી ગામ આગળ આવી પહોંચ્યા. બ્રહ્મી લોકે સમાધાન કરવાનું માગ્યું, પરંતુ આ ગામ છોડી દેવાની વાત તેમણે સ્વીકારી નહિ. અહિં બ્રહ્મી લોકના સૈન્યમાં પુષ્કળ માણસ છતાં ઇંગ્રેજ લોકે જેમ બીજાં થાણાં લીધાં હતાં તેપ્રમાણે આ ગામ ઉપર પણ હૂમલો કરીને તે હસ્તગત કર્યું.

મેલૂન જીતી લીધું. ૧૯મી જાન્યુઆરિ, સને ૧૮૨૬.

આવાના દરબારે એક અમેરિકાના પાદરીને તથા ઇંગ્રેજ બંદીવાનને બંધન મુક્ત કરીને સંધિ કરાવા મોકલ્યા હતા તેઓ ઇંગ્રેજના વિજયી સૈન્યને વાટમાં સામા મળ્યા. ઇંગ્રેજ લોકે પહેલાં પ્રમાણે સરતો માગી, પરંતુ બ્રહ્મી સરકારે હજુ માન્ય કરી નહિ, ને વિજયી ઇંગ્રેજને પોતાના દેશમાંથી હાંકી કાઢવા પાછો ઉદ્યોગ કર્યો. બ્રહ્મી સૈન્યનો મુખ્ય એક નવા માણસને ઠરાવ્યો તેનું ઉપનામ નરકાધિપતિ હતું. તેના હાથ તળે ૧૮૦૦૦ માણસ હતું તે ઇંગ્રેજના ૨૦૦૦ માણસના લશ્કર સામે લઢવા સજી રહ્યું હતું. બ્રહ્મી લોકના આગેવાને કાષ્ટકોટને ઓઠે રહી લઢવાની નિત્યની રીતિ તજી પોતાનું મોટું દળ રણક્ષેત્રમાં લાવી ખડું કર્યું હતું. તેણે પોતાનું સૈન્ય ધોરી માર્ગ ઉપર અર્દ્ધવર્તુલાકારે ઊભું રાખ્યું. તે મેદાનમાં કાંટાનાં ઝાડ

પાગામ આગળ લઢાઇ. ૯ મી ફેબ્રુઆરિ.

હતાં તેથી લશ્કરથી કવાયત થવી વસમી હતી. ઇંગ્રેજ લોકે શત્રુના મોખરાની ટૂકડીઓ ઉપર હૂમલો કર્યો તે જોઇને બ્રહ્મી લોકની સરકારે પોતાના લશ્કરના મધ્યના લોકને ભયમાં આવેલી ટૂકડીઓની મદદે આગળ કાઢયા, પરંતુ સઘળાનો પરાભવ થઇને બ્રહ્મી દેશના રાજાની છેલી આશા ભંગ થઈ.

હવે રાજધાની ઉપર જતાં ઇંગ્રેજને રોકનાર કોઈ રહ્યું નહિ. રાજાને ચિંતા થવા લાગી ને તેણે સંધિની યાચના કરી. આવાથી આશરે પચીસ ત્રીસ ગાઉ ઉપર યાન્દાબો કરીને એક ગામ છે ત્યાં ઇંગ્રેજ લોકનું સૈન્ય જઈ પહોંચ્યું, ત્યારે સરતો નક્કી થઈ સમાધાન થયું. આ સંધિમાં બ્રહ્મી લોકે આસામ, કછાર, જિન્ટીઆ, અને મણિપુર ઉપરથી પોતાનો દાવો સમૂળગો ઊઠાવી લેવાને અને આરાકાન તથા તેનાસરિમ પ્રાંતો વિજયી ઇંગ્રેજને આપવાને અને ત્રણ હપતે એક કરોડ રૂપિઆ ભરવાને માન્ય કર્યું. બીજો હપતો ભરાય એટલે ઇંગ્રેજ લોકે રંગુન રાજાને સ્વાધીન કરવું એવો ઠરાવ હતો. આ રીતે બ્રહ્મી લોકની સાથે પહેલી લડાઈમાં ઇંગ્રેજ સરકારને કોઈ પ્રકારની હાનિ નહિ થતાં તેમનો ટેક તોરો વધ્યો.

આવે જતાં રસ્તામાં સહલા થઇ. ૧૪ મી ફેબ્રુઆરિ.

બ્રહ્મીલોક સાથે વિગ્રહ ચાલતો હતો તેવામાં બીજા ભાગમાં વઢવાઢો ચાલતી હતી. ઇંગ્રેજ લોકના સ્નેહી ભરતપુરના રાજાએ પોતાની પાછળ એક બાળ પુત્ર મૂકી સન ૧૮૨૫માં જાન્યુઆરિ માસમાં દેહ છોડ્યો. માળવા તથા રજપુતાનાના રેસિડેંત સાહેબે આ બાળરાજાને રાજ્યનો ખરો વારસ ગણ્યો હતો, પરંતુ તેના કાકાનો દીકરો નામે દુર્જન સાલ કરીને હતો તે રાજ્ય ઉપર દાવો કરવા લાગ્યો ને તેણે ભરતપુરનો કિલ્લો હાથ કરીને રાજ્યના ખરા અધિકારી બલવંતસિંગને બંદીખાને નાંખી તેના વાલીનું ખૂન કર્યું. સર દેવિડ ઓકતર્લનિએ તત્કાળ સૈન્ય એકઠું કરીને અન્યાયથી રાજ્ય છીનવી લેનારની સામે થવા ભરતપુર મોકલ્યું. પરંતુ આ યોજના સરકારે માન્ય નહિ રાખતાં તેણે મોકલેલા સૈન્યને પાછું ફેરવ્યું અને રેસિડેંતે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું તે અંગીકાર કર્યું.

ભરતપુરમાં બનાવ.

પરંતુ ભરતપુરમાં મોટો દંગો ચાલ્યો. દુર્જન સાલનો ભાઈ પ્રજાના ઘણા ખરા લોકને પોતાના પક્ષમાં લઈ સામો ઊઠ્યો. આ કારણથી આખા પ્રાંતમાં અવ્યવસ્થા ને અંધેર ચાલ્યાં.

ભરતપુરના રાજ્યમાં હુલ્લડ.

આવો ગરબડાટ ઝાઝીવાર ચાલવા દેવો એ ઠીક નહિ એમ ધારી ભરત-

પુરના કિલ્લાપર હૂમલો કરવા તથા બળવંતસિંગનો પક્ષ પકડવા સારૂ સેનાધિપતિ લોર્ડ કોમ્બરમીઅરને મોકલવામાં આવ્યો. તથાપિ દુર્જન-સાલને સારી કુમક હતી. વીસ વરસ ઉપર લોર્ડ લેકના હાથ તળેના સૈન્યે ભરતપુર લેવા હૂમલા કરયા હતા તેમાં તેનું કાંઈ વળ્યું નહોતું, તેથી આ દેશના લોક અદ્યાપિ એવું ધારતા હતા કે ભરતપુરનો કિલ્લો ઇંગ્રેજથી જી-તાય એવો નથી; તેઓનો ઇંગ્રેજ ઉપર ભાવ નહોતો ને આપણા પ્રિય કિલ્લાનું સંરક્ષણ દુર્જન સાલ કરેછે એવું તેમના જોવામાં આવ્યું, તેવારે તેના પર તે-મની પ્રીતિ થઇ.

તે રાજ્ય તરફ ઇંગ્રેજોની વર્તણુક.

ડીસેમ્બર માસની તા૦ ૧૦ મીએ લોર્ડ કોમ્બરમીઅર ૨૦૦૦૦ કરતાં વિશેષ માણસ તથા સો તોપો લેઈ ભરતપુર આગળ આવ્યો. ઇંગ્રેજોએ બંદૂકો ને તોપો છોડવા માંડી, પરંતુ માટીની જાડી ભીંતો આગળ ગોળા તથા છરાનું કાંઈ વળવાનું નથી એમ જણાયાથી સુરંગ ફોડી વાટ પાડવાનો તેમણે નિશ્ચય કર્યો. બે ત્રણ વાર મિથ્યા શ્રમ કરયા કેડે મોટો સુરંગ ફોડી કોટ તોડયો. આ સુરંગ ફોડવામાં ઘેરો ઘાલનારને કાંઇકિ હાનિ થઈ, પરંતુ તેથી વાટ પડી, ને તેઓ હૂમલો કરવાને શક્તિમાન થયા. થોડીવારમાં કિલ્લો તેમને સ્વાધીન થયો, ને દુર્જન સાલ સટકી જવાનું કરતો હતો તેવામાં તેને પકડી કેદ કર્યો. આ વિજય ખરી તકમાં મળ્યો. ઇંગ્રેજના શસ્ત્ર સામે ઘણીવાર ટકાવ કરી રહેલો માત્ર આ એક કિલ્લો તે તેમના હાથમાં આવ્યાથી તેમના રાજ્ય ઉપર જે લોકનો અભાવ હતો તે લોકની આશા અસ્ત પામી. ઇંગ્રેજના રાજ્ય ઉપર દાઝે બળનારા ત્રાસ પામી ગયા, ને આખા હિંદુસ્તાનમાં સંપૂર્ણ સ્વસ્થપણું પ્રસરી રહ્યું.

ભરતપુરને ઘેરો ઘાલી લીધું. ૧૮ મી જાન્યુઆરિ ૧૮૨૬.

# પ્રકરણ ૨૧ મું.

## અફ્ગાનિસ્તાનના પહાડી પ્રદેશમાંની લઢાઈ.

ઈ૰ સ૰ ૧૮૨૮ થી ઈ૰ સ૰ ૧૮૪૨ સુધી.

**લોર્ડ વિલ્યમ બેન્ટિન્કની કારકીર્દિ—કૂર્ગ જીતી લીધું—સતી થવાની બંધી—કંપનિની સનદમાં ફેરફાર—રૂશિઅન લોકની ચઢાઈની બીક—અફ્ગાનિસ્તાનમાં ઊથલ પાથલ—દોસ્ત મહંમદ પાસે વકીલ મોકલ્યા—હેરટ ઉપર ઈરાની લોકની ચઢાઈ—હેરટનો ઘેરો—દોસ્ત મહંમદ સામી લઢાઈ—ત્રણ રાજ્યની સંધિ—અફ્ગાનિસ્તાન ઉપર ચઢાઈ—કંદહારમાં શાહસુજાનો રાજ્યાભિષેક—ગિજની લીધું—કાબુલ ઉપર જવું—હૂમલો કરવા જનાર સૈન્યનું પાછું આવવું—દોસ્ત મહંમદ પાછો આવી શરણ થાયછે—અફ્ગાનિસ્તાનમાં મિથ્યા સ્વસ્થતા—ખીજાયેલા સરદારો શાહ સુજાનો પક્ષ છોડી દેછે, ને તેમને ઇંગ્રેજ હરાવેછે—કાબુલમાં હુલ્લડ—સર વિલ્યમ મેક્નાટનનું ખૂન—કાબુલથી પાછા આવતાં મોટી આપત્તિ—લોર્ડ એલેનબરો આવી પહોંચેછે—જલાલાબાદનું શૂરવીરતાથી સંરક્ષણ કર્યું—જનરલ પોલોક અને નોટ કાબુલમાં આવેછે—ઈંગ્રેજ બંદીવાન છૂટા થયા—ઈંગ્રેજના સૈન્યને હિંદુસ્તાનમાં પાછું તેડાવી લેવું.**

લોર્ડ આંમ્હર્સ્ટ પછી લોર્ડ વિલ્યમ બેન્ટિન્ક ગવર્નર જનરલ થયો. તે થોડાં વર્ષ ઉપર મદ્રાસનો ગવર્નર હતો. તેના કારભારમાં ઘણી ધીરી સ્વસ્થતા ચાલી. તેના વારામાં કૂર્ગનું રાજ્ય જેનો રાજા પોતાની પ્રજા પ્રત્યે તેમજ કંપનિ સરકાર પ્રત્યે ઉન્મત્તપણે વર્ત્યો હતો તે જીતી લેવામાં આવ્યું ને તેને ઇંગ્રેજના રાજ્ય સાથે જોડી દીધું. સ્ત્રીએ પોતાના સ્વામીનો દેહ પડ્યો, એટલે તેના મડદાં સાથે બળી મ-

કૂર્ગ જીતી લીધું. ૬ઠી એપ્રિલ સને ૧૮૩૪.

રવાનો સંપ્રદાય હિંદુલોકમાં હતો તે બંધ પાડવાનો લોર્ડ વિલ્યમે ઉદ્યોગ આદર્યો.

સતી થવાનો ચાલ બંધ કરયો. ૪ ડીસેમ્બર ૧૮૨૯.

તેના આ શુભ કાર્ય માટે હિંદુસ્તાનના લોકમાં તેની કીર્ત્તિ બહુ વર્ષ પર્યંત રહેશે. તેણે સતીના સંપ્રદાયને શિક્ષા થવા જોગ અપરાધ ઠરાવ્યો.

સન ૧૮૩૩ માં વિલાયતની સરકારે કંપનિના અધિકારમાં મોટા ફેરફાર કર્યા.

કંપનિની સનદમાં ફેરફાર. સને ૧૮૩૩.

કંપનિ હિંદુસ્તાન ઉપર રાજ્ય કરતી છતાં તે દેશસાથે વેપાર કરવાનો હક પણ તે એકલીનેજ હતો. હવે આ હક લેઈ લીધો, વેપાર કરવાની સૌને છૂટી મળી, ને કંપનિને માત્ર રાજ્ય ચલાવવાનો અધિકાર રહ્યો. જે સનદની રૂઇએ કંપનિ હિંદુસ્તાનનું રાજ્ય ચલાવતી હતી તે ફેરવીને વીસ વર્ષનો બીજો પટો કરી આપ્યો. પરંતુ ઉપર કહેલા ફેરફાર વિના બીજા સર્વ મુખ્ય મુખ્ય ઠરાવ આગળ પ્રમાણે બહાલ રાખ્યા.

હવણાં કેટલાંક વર્ષથી ઇંગ્રેજ તાબાના હિંદુસ્તાનમાં સ્વસ્થતા ચાલતી હતી, પરંતુ સન ૧૮૩૯ માં એ સ્વસ્થતાનો ભંગ થવાના સમાચાર

સને ૧૮૪૭. રશિઅન લોકની ચઢાઇની બીક.

આવ્યા, તેથી સર્વ ઇંગ્રેજ આદિના મનમાં ચિંતા ઉત્પન્ન થઈ. આ સમાચાર અદ્યાપિ પર્યંત ઇંગ્રેજ લોકના મનમાં તાજા છે. પૂર્વમાં ઇંગ્રેજ તાબાના મૂલક ઉપર ચઢાઈ કરવાના રશિઅન લોકના વિચાર વિષે આગળ કહેવામાં આવ્યુંછે. જે સમયનો અમે વૃત્તાંત લખીએ છીએ તે સમયે રશિઅન લોકનો મોટો ભય ઉત્પન્ન થયો હતો તે કાંઇ પણ આધાર રહિત નહોતો. પચાસ વર્ષમાં રશિઅન લોકનું રાજ્ય વિસ્મયકારક વૃદ્ધિ પામ્યું હતું ને તે બીજી દિશાઓમાં તેમ હિંદુસ્તાન ભણી વિસ્તાર પામ્યું હતું. વાસ્તવિક જોતાં તેની દક્ષિણ સીમા સેંત પિટર્સબર્ગ કરતાં લાહોરને અધિક સમીપ હતી. રૂસ સરકાર તથા તેમના વકીલ ઇત્યાદિની વર્ત્તણુકથી આ વાતમાં તેમના શા વિચાર હતા તે કાંઇક જણાઈ આવ્યા. અફગાનિસ્તાન અને ઇરાન જેમાં થઈ હિંદુસ્તાન આવવાનો માર્ગ છે તે દેશોમાં રૂસ સરકારના વકીલો ફાટફૂટ કરવામાં મંડ્યા હતા. બીજીમર વિચાર કરતાં રશિઅન લોકના વિચાર ગમે તેવા હોય, તોપણ રશિઅન લોકનો કાંઈ ડર રાખવાનો નહોતો, કારણ કે કોઈ મોટા દળને એ રસ્તે થઇને હિંદુસ્તાન આવવું અશક્ય હતું. રશિઅન લોક બહુ જોર મારત તો માત્ર દંગા ઊભા કરી હિંદુસ્તાનની સરહદ ઉપર ધાસ્તી ઊપજાવી શકત.

આ વેળા **અફગાનિસ્તાન**ના રાજ્યમાં ભારે ગરબડાટ હતો. **શાહસુજા** જે થોડા દહાડાઉપર ત્યાં રાજ્ય કરતો હતો તેને તેના ભાઈ **મહંમદે** પદભ્રષ્ટ કરીને દેશમાંથી કાઢી મૂકયો, ને **શાહસુજા** નાશીને ઇંગ્રેજના મૂલકમાં ગયો. **મહંમદ**ને તેના ફતેહખાન નામે એક પ્રધાનની સહાયથી ગાદી મળી હતી, પરંતુ તેણે કૃતઘ્ન થઈને તે પ્રધાનને નિર્દયપણે ઠાર માર્યો. મરનાર પ્રધાનના ભાઈઓ જેમાંનો **દોસ્ત મહંમદ** ઘણોજ પરાક્રમી હતો તેમણે **મહંમદ** સામે બંડ ઊઠાવ્યું અને તેનો કેટલોક મૂલક હાથ કર્યો, તે તેમણે માહોમાંહિ વહેંચી લીધો, ને **મહંમદ**ને હાથ માત્ર **હેરટ**નો પ્રાંત રહ્યો. તે થોડા દહાડા પછી મરણ પામ્યો, ને તેની પાછળ **હેરટ**નો પ્રાંત તેના પુત્ર **કામરાન**ને મળ્યો.

અફગાનિસ્તાન-માં ઊથલ પાથલ.

**અફગાનિસ્તાન**માં મુખ્ય સત્તા **દોસ્ત મહંમદ**ને હાથ હતી, તેથી લૉર્ડ **ઓક્લંડ** જે નવો ગવર્નર જનરલ હતો તેણે તેની સાથે કોલકરાર કરવાને વકીલો મોકલ્યા. આ વકીલો કહેવામાં વેપારને લગતી બાબતોવિષે પરંતુ માંહેલ પેટે વધારે ઉપયોગી બાબતોવિષે બંદોબસ્ત કરવા માટે મોકલવામાં આવ્યા હતા. **દોસ્ત મહંમદ**ને ઇંગ્રેજનો સ્નેહી કરી લઈ **અફગાનિસ્તાન**ને હિંદુસ્તાનની સંરક્ષક સીમા કરવી એવો ગવર્નર જનરલનો હેતુ હતો. **અલેક્ઝાંડર બર્નેસ** નામે ઇંગ્રેજને વકીલ ઠરાવી મોકલ્યો હતો. **રશિઅન** લોકની ખટપટને લીધે જે અર્થે તે વકીલને મોકલ્યો હતો તે અર્થ સિદ્ધ થયો નહિ ને તેને પાછું આવવું પડ્યું.

દોસ્ત મહંમદ પાસે એલચી મોકલ્યા.

**ઈરાન**ના શાહે પણ **રશિઅન** લોકની શીખવણીથી આ સમયે **હેરટ**ઉપર એક સૈન્ય મોકલી તે ઉપયોગી શહેર હસ્તગત કરવાનું ધાર્યું. આ **હેરટ**ને હિંદુસ્તાનની ભાગોળ કહીએ તો તે ખોટું નહિ કહેવાય. તે રાજાએ આખા **અફગાનિસ્તાન** ઉપર દાવો કર્યો, અને જો **હેરટ** તેને હસ્તગત થાત તો તે હિંદુસ્તાન ઉપર વધારે સ્વારીઓ કરત. પરંતુ **હેરટ**નું સારી રીતે સંરક્ષણ કરવામાં આવ્યું. **એલ્ડ્રેડ પોટિંજર** નામે એક જુવાન ઇંગ્રેજ ત્યાં હતો અને ઇંગ્રેજ સરદારોએ ત્યાર પછીના દિવસોમાં **સિલિસ્ટ્રિઆ** તથા **કાર્સ**માં જેવી રીતે કર્યુંછે તે પ્રમાણે તેણે

હેરટનો ઘેરો. સને ૧૮૩૭ના નવેમ્બરથી તે સને ૧૮૩૮ના સપ્ટેંબર લગી.

પોતે શૌર્ય તથા ચપળતા દર્શાવી પોતાની સાથેના લોકોને બહાદુરીનાં કૃત્ય કરવાને ઉશ્કેર્યા. ઈરાનના લસ્કરમાં ગેરહોશિઆર સરદારો હતા, તેથી નવ માસ ઘેરો રાખ્યા પછી તે લશ્કરનો સંપૂર્ણ પરાભવ થયો, ને તેનો ઉદ્યમ અફળ જઇ તેને પાછું જવું પડ્યું.

ઇંગ્રેજના અને રશિઅન લોકના વકીલ ઈરાની લોકની છાવણીમાં હતા. પરંતુ ઇંગ્રેજના વકીલોનું મોટું અપમાન કરવામાં આવ્યું. ઇંગ્રેજ સરકારના વકીલોનો આ રીતે અનાદર કરવામાં આવ્યો તેનો ઈરાનની સરકાર પાસેથી બદલો માગવા એક સૈન્ય ઈરાની અખાતમાં ફરક બેટમાં મોકલવામાં આવ્યું. અને આ સૈન્ય આવ્યાની વાત સાંભળીને ઈરાની સૈન્યે હેરટનો ઘેરો ઝટપટ ઊઠાવ્યો.

ઇરાની અખાતની તરફ સૈન્ય મોકલ્યું.

**દોસ્તમહંમદ** શાંત ઉપાયથી આપણી ઈચ્છા પ્રમાણે કરવાનું સ્વીકારતો નથી, તેથી પોતાને ફાવતું તેની પાસે માન્ય કરાવવા સારૂ ગવર્નર જનરલે લઢાઇ કરવાનો નિશ્ચય કર્યો. તેણે **શાહસુજા** તથા **લાહોરના રાજા રણજિતસિંહ** સાથે સંધિ કરી. આ સંધિ કરવાના બે હેતુ હતા, એક તો **અફગાનિસ્તાન** ઉપર ચઢાઇ કરવાનો, અને બીજો ઈરાની વિદેશી રાજાને ફરીથી ગાદી ઉપર બેસાડવાનો. એક ઇંગ્રેજની સેના જે **સિંધુનદીની ફોજ** કહેવાતી હતી તેને **સિંધ** તથા **બલુચિસ્તાનની** વાટે **કાબુલના** પહાડી પ્રદેશમાં મોકલવાનો ઠરાવ કર્યો. એક **મુંબાઇનું** લશ્કર, એક **બંગાળાનું** અને ઇંગ્રેજ અધિકારીઓના હાથ નીચે એક **શાહસુજાનું** લશ્કર એ રીતે ત્રણ લશ્કર મળીને એ સેના ઊભી કરવાની હતી. છેવટે આ મોટા દળનો અધિપતિ **સર જોન લારેન્સ કીનને** નીમ્યો.

ત્રણ રાજ વચ્ચે તહ થયો. ૨૬મી જુન સન ૧૮૩૭.

બંગાળા વાળી ટૂકડી પ્રથમ નીકળી અને તે **કંદહાર** પહોંચી, ત્યાંલગી તેને મુંબાઇવાળી ટૂકડી આવી મળી નહિ. આ પાછલા લશ્કરને **સિંધના અમીરોએ** પ્રતિબંધ કર્યો, પરંતુ એક બીજા લશ્કરે સિંધના કાંઠા ઉપરનું મોટું **કરાંચી** બંદર હસ્તગત કરીને તેમને સામા થતા અંધ પાડ્યા. બંને ટૂકડીઓને માર્ગમાં બહુ કષ્ટ ને ઉપદ્રવ સહન કરવાં પડ્યાં. વાટ બહુ લાંબી હતી ને માર્ગમાં માણસને તેમ ઢોરને પાણીના સાંસા હતા; અને જે ડુંગરાની વાટે થઈ તેમને જવાનું હતું તેમાં

સન ૧૮૩૮. અફગાનિસ્તાન ઉપર ચઢાઇ.

ભમતા વિક્રાળ ચોર લોકો તેમને નિરંતર ઉપદ્રવ કરતા. છેલ્લે સૈન્ય કંદહારમાં આવ્યું તેની સમક્ષ મોટા સમારંભ સહિત શાહસુજાને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો.

શાહસુજાનો રાજ્યાભિષેક. તા૦ ૮ મે સન ૧૮૩૯.

ઇંગ્રેજ લોકના સૈન્યે કુચ કરવી જારી રાખી. જુલાઈની તા૦ ૨૧ ની છેક સાંજે તે હિંદુસ્તાન ઉપર પ્રથમ ચઢાઈ કરનાર જે મહંમદ તેની જન્મભૂમિ જે ગિઝનીનો કિલ્લો ત્યાં આગળ આવી પહોંચ્યું; અને તા૦ ૨૩ મીએ તે કિલ્લાઉપર તોપો મારવાનો આરંભ કર્યો. એક નાની ટૂકડી બંદૂકો ને તોપો છોડતી છોડતી ધૈર્યથી કોટની થડમાં આવી, અને કાબુલના દરવાજા નીચે દારૂનો મોટો ગંજ મારીને તે સળગાવી દરવાજો તોડયો. પછી હૂમલો કરનારી ટૂકડીએ શાહેરમાં તત્કાળ પ્રવેશ કર્યો. ઇંગ્રેજ અને અફગાન સરસાસરસાં આવી ગયા ને કઠો ઝઘડો મચ્યો. પરંતુ ઇંગ્રેજોએ શાહેર લીધું, અને કિલ્લાના રક્ષણ કરનારા કાંઈ ઝઘડો નહિ કરતાં શરણ થયા. ઇંગ્રેજના વિજયી સૈન્યના લોકે કાંઈ સેતાન તોફાન નહિ કરતાં રૂડી વર્તણુક રાખી.

ગિઝની લીધું ૨૩ મી જુલાઇ.

ત્યાર પછી ત્યાંથી ઇંગ્રેજ લોક કાબુલ ઉપર ચાલ્યા. તે શાહેર લઢાઈ કર્યા વિના તેમના હસ્તકમાં આવ્યું. દોસ્તમહંમદ થોડાં માણસો સાથે ઓક્સસ નદીની પેલીમરનાં અરણ્યમાં નાઠો. અને શાહસુજાને તેની આગલી રાજધાનીમાં પાછો ગાદીએ બેસાડયો, ને ઇંગ્રેજ લોકના શસ્ત્ર તેનું સંરક્ષણ કરતાં હતાં, પરંતુ એ વાત પ્રજાને ગમતી નહિ હોવાથી તે લોકે શાહસુજાનો કાંઈ આદરસત્કાર કર્યો નહિ, કિંવા કાંઈ ઉમંગ જણાવ્યો નહિ.

કાબુલ તાબે ક- યું. ૬ ઠી આગસ્ટ.

શાહસુજાને પુનઃ ગાદીએ બેસાડયા પછી ઇંગ્રેજનું ઘણુંખરૂં લશ્કર પાછું બોલાવી લેવામાં આવ્યું. એ દેશને સ્વસ્થતામાં રાખવાને પુષ્કળ થાય તેટલું લશ્કર કાબુલમાં રાખી મિ૦ મેક્નાટન જેને થોડી મુદત પછી બારોનેટ ઠરાવવામાં આવ્યો હતો તેને અફગાનિસ્તાનના રાજાના દરબારમાં વકીલ નીમવામાં આવ્યો.

ઇંગ્રેજનું સૈન્ય પાછું આવ્યું.

ઇંગ્રેજનું સૈન્ય બે વર્ષ કાબુલમાં રહ્યું. અફગાનિસ્તાનના જંગલી લોકોની પ્રકૃતિ અને જે લોકે તેમના ઉપર રાજા નીમ્યો હતો તે લોક પ્રત્યે તેમનો દ્વેષ પ્રત્યેક પ્રસંગે જણાઈ આવ્યાં. લશ્કરી ઇંગ્રેજ

અફગાનિસ્તાનમાં લોકની વૃત્તિ.

અધિકારીઓ તથા તેમના તાબાના શસ્ત્રધારીઓ પોતાના મંડળથી થોડેક દૂર જતા, તો તેમના ઉપર હૂમલો કરી તેમનો ઘાત કરવામાં આવતો. ફિતૂરી સરદારો પોતાનાં માણસો લેઈ તેમની આસપાસ વીંટાઈ વળતા અને જય મળવાનો કાંઈ પણ સંભવ હોય ત્યારે સામા થવાનું કરતા. ઇંગ્રેજના માણસ સીધાંપાણીને માટે છાવણી બહાર જતાં, ત્યારે ભયાનક શત્રુઓનાં ધાડાં તેમને ઘેરી વળતાં, અને તે પ્રસંગે જે લઢવાઢ થતી તેમાં ઘણી હાનિ થયેથી જય મળતો. પરંતુ આ હૂમલાઓ નિરંતર નહિ પણ પ્રસંગોપાત થતા. અને કાબુલ શહેરમાં તો એટલી બધી સ્વસ્થતા હતી કે ઘણા ખરા ઇંગ્રેજોએ તેમનાં બૈરાં છોકરાંને ત્યાં તેડાવી લીધાં હતાં ને તેઓ કુટુંબ સહિત શહેરની થડમાં રહેતા હતા.

દોસ્તમહંમદ પાછો આવ્યો.

દોસ્ત મહંમદ નાશીને બુખારે ગયો હતો ત્યાં તે પ્રાંતના રાજાએ તેને કેદમાં નાંખ્યો હતો. દોસ્તમહંમદ યુક્તિથી કેદમાંથી નાઠો અને અફગાનિસ્તાનમાંથી ઇંગ્રેજ લોકને હાંકી કાઢવાને બીજી વાર પાછો આવ્યો. ઘણા અફગાન સરદારો દોસ્તમહંમદને આવી મળ્યા. તેને આવતાં રોકવાને સર રોબર્ટ સેલના હાથ નીચે એક લશ્કર મોકલવામાં આવ્યું. દોસ્તમહંમદના માણસોને પરવાન મુકામે હરાવવામાં આવ્યાં. પરંતુ

પરવાન આગળ લઢાઇ. ૨ જી નવેમ્બર, ૧૮૩૯.

દેશ વિકટ હોવાથી અફગાન લોક નાઠા તેમની પાછળ ઇંગ્રેજના બધાં સૈન્યથી જવાયું નહિ; માત્ર બંગાળાની ઘોડેસ્વારની પાયગા તેમની પાછળ ગઈ તે કેટલેક ગયાપછી દોસ્તમહંમદના ઘોડેસ્વારોની એક ટૂકડીએ તેમના ઉપર હૂમલો કર્યો. કીકીઆરી કરવાનો હૂકમ થતાં ઇંગ્રેજના અધિકારીઓએ તેમના ઘોડા શત્રુ ઉપર દોડાવ્યા. તેમને સંપૂર્ણ આશા હતી કે તેમના માણસો તેમની પાછળ આવશે, પરંતુ દેશી સિપાઇઓ તેમના ઉપરિ અધિકારીઓને હજારો શત્રુની વચમાં એકલા મૂકી હિમ્મત હારી જઇને નાશી ગયા.

દોસ્તમહંમદ શરણ થયો. ૩ જી નવેમ્બર.

પરંતુ દોસ્તમહંમદનો પરાભવ થઇને તેની આશા પરવારી. બીજે દિવસે ત્રીજા પહોરે કાબુલમાં મૂકેલો ઇંગ્રેજનો વકીલ ઘોડા ઉપર બેશી બહાર ફરવા ગયો હતો ત્યાંથી પાછો આવતો હતો તે વેળા માત્ર એક સ્વાર ઘોડો દોડાવતો તેની પાસે આવ્યો ને તેણે કહ્યું કે દોસ્તમહંમદ ઇંગ્રેજને શરણ થવાને આવેલોછે. આ સંદેસો

લાવનારે તેનું કહેવું પૂરૂં કર્યું નહિ હતું, એટલામાં દોસ્ત મહંમદ પંડે ઘોડાપર બેશી આવ્યો ને ઊતરી પડી પોતાની તરવાર સર વિલ્યમ મેક્નાટનને નજર કરી. અફગાન સરદારનો આદરસત્કાર કરીને તેના ઉપર માયાભાવ દર્શાવ્યો, ને તેને હિંદુસ્તાનમાં મોકલી દીધો ત્યાં તેને આરામી કેદમાં રાખ્યો.

સને ૧૮૪૦. અફગાન સરદારોનું બંડ.

ત્યાર પછીના કેટલાક માસ મુકાબલે સમાધાનીમાં વીત્યા. પરંતુ અકટોબરના આરંભમાં કેટલાક સરદારોએ શાહસુજાના દરબારમાંથી ફંટાઇને બંડનો ઝુંડો ઊઠાવ્યો. આ સરદારોએ ખર્દ કાબુલનો મુખ્ય માર્ગ રોક્યો હતો તેથી સર રોબર્ટ સેલની સરદારી નીચેનું એક સૈન્ય જે જલાલાબાદ જવા નીકળી ચૂક્યું હતું તેને તેમની સામે મોકલવામાં આવ્યું. બંડખોર લોકે મજબૂત મોરચો પકડ્યો હતો અને તેમાંના કેટલાક માર્ગમાં નાંખેલી આડનું રક્ષણ કરતા હતા, અને બીજા આસપાસના ડૂંગરાઉપર વેરાતા રહ્યા હતા. પરંતુ ઇંગ્રેજના આયુધીઓએ તેમને પાછા હાંકી કાઢયા અને તે ડૂંગરાનું રક્ષણ કરનારાને ડૂંગરાઉપરથી આઘા કાઢયા. પરંતુ શત્રુ અદ્યાપિ જંપ્યા નહિ. તેઓ ઇંગ્રેજના સૈન્યઉપર દહાડે ને રાત્રે હૂમલો કરવા લાગ્યા. પરંતુ જગ્ડલક નામના સ્થળ આગળ ઇંગ્રેજોએ શૂરવીરતાથી શત્રુનો પરાભવ કર્યો. પછી ઇંગ્રેજલોક જલાલાબાદ જઇ પહોંચ્યા. તે શહેર તુરત તેમના રિપુઓએ ઘેરી લીધું. જલાલાબાદના કોટની જૂની અને દોદળી ભીંતો સમરાવી બનતો જાપતો કર્યો, અને સર રોબર્ટે નિશ્ચય કર્યો કે અંત આવતાલગી તે સ્થળનું રક્ષણ કરવું. આવી વેળામાં કાબુલમાં મોટો બખેડો ઊઠયો હતો, ત્યાં જવાનો સર રોબર્ટ સેલને હૂકમ આવ્યો, પરંતુ ત્યાં જતાં માર્ગમાં જે વઢવાઢો થવાની તે વઢાવાઢો વેઠી શકે એવી સ્થિતિમાં તેના હાથતળેના સૈન્યનાં માણસ નહિ હોવાથી તેણે હૂકમ પ્રમાણે વર્તવાની ના લખી. તે જલાલાબાદમાં રહ્યો, અને તેણે અને તેનાં માણસોએ ૬ઽ દિવસ પાછા આવતાલગી ઇંગ્રેજના નામને શોભે એવી શૂરવીરતાથી તે જગ્યાનું સંરક્ષણ કર્યું.

હવે કાબુલમાં જે માઠા બનાવ બન્યા હતા તેવિશે લખીએ છીએ. ત્યાં જે

સૈન્ય હતું તેમાંનું કેટલુંક શહેરથી દોઢ બે ગાઉને અંતરે છાવણીમાં રહેતું, અને કેટલુંક શહેરની છેક થડમાં બાલાહિસાર એટલે રાજ્ય મહેલમાં રહેતું હતું. કેટલાક ઇંગ્રેજ અધિકારીઓ શહેરની અંદર રહેતા હતા. તા૦ ૨ જી નવેમ્બરને દિને કાબુલમાં હુલડ ઊઠી સોરબકોર વ્યાપી રહ્યો. ઇંગ્રેજ લોકના બંગલાઉપર હુમલો કરવામાં આવ્યો. સર અલેકઝાંડર બર્ન્સ અને બીજા અધિકારીઓનાં ખૂન થયાં; શાહસુજાનો ભંડાર લૂંટ્યો. લશ્કરી અધિકારીઓનાં ઘરને આગ લગાડી, અને તોપણ આ બનાવ બનતા હતા તેજ વેળા હુલડ શમાવવાને કશો ખરેખરો પ્રયત્ન કરવામાં આવ્યો નહિ.

કાબુલમાં દંગો. ૨ જી નવેમ્બર, સન ૧૮૪૧.

કેટલુંક લસ્કર જે ખર્દ કાબુલમાં મૂકવામાં આવ્યું હતું તે તે જગ્યાએથી વાટમાં લઢતું લઢતું તા૦ ૩ જીની સવારમાં આવી પહોંચ્યું. આ વેળા છાવણીમાંના તથા બાલાહિસારમાંના ઇંગ્રેજ લોક ઘેરાઈ ગયેલા જોવામાં આવ્યા. આસપાસનાં પરગણામાંથી અફગાન લોકના ધાડે ધાડાં આવતાં હતાં, તેમણે એક નાનો બૂરજ અને કિલ્લો લીધો, અને તેમને ત્યાંથી હાંકી કાંઢવાને કાંઈ પ્રયત્ન કરવામાં આવ્યો નહિ. એક કિલ્લો જેમાં મુખ્ય ખાવાના પદાર્થ આદિ સામાન રાખ્યો હતો તે ઉપર અફગાન લોકે બીજે દિવસે હુમલો કર્યો. આ કિલ્લામાં એક ઇંગ્રેજ અધિકારી અને થોડાક દેશી લોક હતા. પરંતુ તેમને કોઇએ મદદ નહિ કર્યાથી તેમને નાશી જવું પડ્યું. ત્યાં લશ્કરનો મુખ્ય અધિકારી જનરલ એલફિન્સ્ટન હતો તે ઘરડો અને શરીરે અશક્ત હતો. તેનાથી કાંઇ તાધા કામ બને એવું નથી એવું જણાયાથી તેને મદદ કરવામાટે તેનાથી બીજીદરજાની પદવી ઉપર જનરલ શેલ્ટન બાલાહિસારમાં હતો તેને બોલાવ્યો.

ફિસાદ વધતો ગયો.

બંને પક્ષના લોકે કાંઇ કાર્ય કર્યાવિના કેટલાક દિવસ વીતવા દીધા. પરંતુ તા૦ ૨૨ મીએ ઇંગ્રેજ લોકે બિમારૂ ગામ જ્યાંથી અત્યાર લગી તેઓ ખાવા પીવાની સામગ્રી લાવતા હતા તે ઉપર હુમલો કર્યો તેમાં તેમની હાર થઈ. બીજે દિવસે એ પરાભવનું સાટું વાળવાનો ઉદ્યોગ કરવામાં આવ્યો, પરંતુ તે કેવળ અફળ ગયો. તેમાં જનરલનો દોષ હતો. જો કે કેટલાકે શૌર્યથી યુદ્ધ કર્યું, તોપણ લશ્કરમાંનાં ઘણાં ખરાં માણસ એવી રીતે વર્ત્યાં કે જેથી તેમના નામને કલંક ચોટ્યું.

બિમારૂ ઉપર હલ્લો.

દોસ્તમહંમદના પુત્ર અકબરખાન સાથે ઇંગ્રેજ લોકે સંધિના કથન ચલાવ્યાં. તેણે જે શરતો ઉપર સંધિ કરવાનું કહ્યું તે ઇંગ્રેજને અતિશય હીણપત લગાડે એવી હતી, તથાપિ તેમણે તે ધ્યાનમાં લીધી. તા૦ ૨૩ ડીસેંબરને દિને સર વિલ્યમ મેક્નાટન જેણે પહેલાં અકબરખાન સાથે કોલ કરાર કર્યા હતા તેને અકબરખાને એકાંત સ્થળે વાતચીત કરવાને તેડાવ્યો. તે ઉપરથી તે પોતાની સાથે ત્રણ ઇંગ્રેજ અધિકારીઓને લઇને ઠરાવેલી જગ્યાએ ગયો. તે અફગાન સરદાર સાથે ગોષ્ઠિ કરતો હતો તે વેળા તેમને કેટલાક હથિઆરબંધી અફગાન લોકે ઘેરી લીધા. ઇંગ્રેજના વકીલે અકબરખાનને વિનતિ કરી કે આ લોકને કોરણે રાખવા જોઇએ. પરંતુ તેની વિનતિ સ્વીકારવામાં આવી નહિ. ત્યાર પછી ધાંધું કરી તરતજ તે અફગાન લોક આગળ ધસ્યા. ત્યાં વઢવાઢ થઈ, તેમાં સર વિલ્યમ મેક્નાટન અને તેના સાથીઓમાંના એકને ગોળી મારવામાં આવી. મેક્નાટનને તો અકબરખાને જાતે ગોળી મારી એવું મનાયછે. બીજાઓને હાથ બાંધીને બંદીવાન કરી લઈ ગયા. જે માણસોનો ઘાત કરવામાં આવ્યો હતો તેમના મડદાંના ક્રૂરતાથી ટૂકડે ટૂકડા કરી નાંખ્યા. જ્યારે આ બનાવ જાણવામાં આવ્યા ત્યારે ઇંગ્રેજ તાબાના હિંદુસ્તાનમાં જે ત્રાસ ઉત્પન્ન થયો તે અમને સારી પેઠે સાંભરેછે; અને મેક્નાટનના મરણનો શોક દર્શાવવા અર્થે નિશાન ચઢાવવામાં આવ્યાં તે જોઇને અને તોપો છૂટી તેના શબ્દ સાંભળીને સર્વ ઇંગ્રેજ લોકને જે ખેદ લાગ્યો હતો તે અમે જરાએ વીસરી ગયા નથી.

અકબરખાન સાથે ભાંજગડ.

સર વિલિઅમ મેકનાટનનું ખૂન. ૨૩ મી ડીસેંબર.

કાબુલમાંના ઇંગ્રેજ લોકે ઊપલા ક્રૂર કર્મનું શાસન કરવામાં તેમના ધૈર્ય તથા બળનો ઉપયોગ કર્યો હોત, અથવા મેજર પોટિંજરની સૂચના પ્રમાણે તેઓ યુદ્ધ કરતા કરતા જલાલાબાદમાં શૂરવીર સર રોબર્ટ સેલ હતો તેને જઈ મળ્યા હોત, તો કેવું સારૂં થાત; પરંતુ તેમણે સંધિના કથન ચાલુ રાખ્યાં. એવો ઠરાવ થયો કે ઇંગ્રેજ લોક પુષ્કળ દ્રવ્ય આપે, તો તેમના સૈન્યને કાબુલ છોડી જવા દેવું અને માર્ગમાં તેમને કોઈ ઉપદ્રવ કરે નહિ એવું અકબરખાને કબુલ કર્યું. આ પરઠણ ઇંગ્રેજ લોક પાળે, માટે તેમના

અકબરખાન સાથે ભાંજગડ ચલાવી.

ચાર અધિકારીઓને અફગાન લોકે પોતાના સ્વાધીનમાં લીધા અને માંદા તથા ઘાયેલ થયેલા માણસોને પાછળ રહેવા દીધા.

કાબુલથી પાછું ફરવું. ૬ ઠી જાન્યુઆરિ ૧૮૪૨.

તા૦ ૬ ઠી જાન્યુઆરિને દિવસે ઇંગ્રેજ લોકે કાબુલ છોડ્યું. છાવણીમાંથી ઊપડતી વેળા બહુ અવ્યવસ્થા થઇ ને યુદ્ધ કરનારા લોક છાવણીમાંના વેપારી આદિ બીજા માણસ સાથે એકઠા ભળી ગયા. વાટ અતિ વિકટ હતી. પર્વતમાં સાંકડા અને ઊંચા છાતિ વરામ માર્ગમાં થઈ જવાનું હતું, અને તે માર્ગ પુષ્કળ હિમથી ઢંકાઈ જઇને તે ઉપર કોઇના પગલાં પડેલાં નહોતાં. માર્ગમાં ચાલતાં ચાલતાં હજારો માણસ ટાઢ અને ભૂખના મારથી પ્રાણ તજવાને માર્ગની બાજુ ઉપર પડ્યા, અને બીજા માણસો અફગાન લોકની ગોળીઓથી મુઆ. આ અફગાન લોક ઇંગ્રેજના સૈન્યની આસપાસ ટોળે મળીને પર્વતના કોતરમાં સંતાઈ રહી ગોળીઓ મારતા હતા. આગળ જતાં વાટમાં અધિક અધિક દુઃખ પડવા લાગ્યાં. મનુષ્યનો મોટો સંહાર વળી ગયો. અફગાન લોકના મારમાંથી જેઓ ઊગર્યા હતા તેમને શ્રમ, ક્ષુધા, અને ટાઢે પૂરા કર્યા. થોડાએકે જલાલાબાદ જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ માત્ર એક માણસ અથડાતો અથડાતો તે શહેર જઇ પહોંચ્યો.

આ વિપત્તિનું સાટું વાળવાની તૈયારી.

સર રોબર્ટ સેલ અદ્યાપિ પર્યંત શૌર્યથી ટક્કર ઝીલી રહ્યો, ને તેણે અને તેના સાથીઓએ 'પરાક્રમી સૈન્ય' એવું નામ યોગ્ય રીતે સંપાદન કર્યું. જનરલ પોલોકની સરદારી તળે પેશાવરમાં એક સૈન્ય એકઠું થતું હતું. અને જનરલ નોટ જેણે શત્રુને કંદહાર પાસે તા૦ ૧૨ મી જાન્યુઆરિને દિને હરાવ્યા તે એ શહેર પોતાના કબજામાં રાખી રહ્યો હતો.

લોર્ડ એલેનબરોનું આવવું. ૨૮ મી ફેબ્રુઆરિ.

સન ૧૮૪૨ ના પ્રારંભમાં લોર્ડ આકલંડ ગવર્નર જનરલની પદવી ઉપરથી સિધાવ્યો, અને તેની જગ્યાએ લોર્ડ એલેનબરો આવ્યો. કાંઇક સંકલ્પ વિકલ્પ કર્યા પછી નવા ગવર્નર જનરલે અફગાનિસ્તાનમાં ઇંગ્રેજને જે આપત્તિઓ પડી હતી ત્યાં પાછો જય મેળવવા અર્થે અને ઇંગ્રેજની સ્ત્રીઓ અને અધિકારીઓ જેઓ અદ્યાપિ અકબરખાનની કેદમાં હતાં તેમને છોડાવવાને અર્થે કાબુલ ઉપર કુચ કરવાની આજ્ઞા આપવાનો નિશ્ચય કર્યો. અફગાન લોકે ગિજની પાછી લીધી

હતી અને ત્યાં જે ઇંગ્રેજ અધિકારીઓ હાથ આવ્યા તેમને તેઓએ નિર્દય-પણે અતિ કષ્ટ દીધાં હતાં. આ ક્રૂરતાને લીધે ગવર્નર જનરલને લડાઈ ચલા-વવાનો નિશ્ચય કરવાને એક બીજું કારણ મળ્યું.

હવે અમારે જલાલાબાદમાં સર રોબર્ટ સેલ હતો તેની બિના કહેવી જોઈએ. તેનું નાનું સૈન્ય કોટ સમારવામાં અને તે શહેર ઉપર હૂમલો થતો અટકાવવાને તત્પરતાથી મંડ્યું હતું. પરંતુ ધરતીકંપ થયાથી તેમણે કરેલો શ્રમ વૃથા ગયો, ને બધું નવે નામથી કરવાનું રહ્યું. પરંતુ તેઓ નિરાશ ન થતાં ઉમંગ ભેર કામે વળગ્યા અને કોટ કિલ્લો ફરી ઊભો કર્યો. શત્રુ સામે લઢવાને બધું તૈયાર થઈ રહ્યું, તેવામાં અકબરખાન તે શહેરને ઘેરો ઘાલવાને આવ્યો, અને તેના સૈન્યસાથે ઘણાક નાના ઝઘડા થયા.

પ્રખ્યાત કિલે-દારો.

સને ૧૮૪૧ ના ન-વેમ્બર ૧૨મીથી એપ્રિલ ૬ ઠી સુ-ધી સને ૧૮૪૨.

એપ્રિલની તા૦ ૭ મીને દિન અફગાનની છાવણી ઉપર જબરો હૂમલો કરવામાં આવ્યો. શત્રુની સઘળી તોપો લઈ લીધી, છાવણીને આગ લગાડી, અને અકબરખાનને ઉતાવળ કરી નાશી જવું પડ્યું. માત્ર થોડા સૈન્યે મોટા દળ સામે આ વિજય મેળવ્યો હતો, પરંતુ કર્નલ ડેની જેણે અફગાનિ-સ્તાનની લઢાઈમાં આદિથી અંતલગી વિખ્યાતિ મેળવી હતી તે આ પ્રસંગે મરાયાથી રંગમાં ભંગ થયો હતો. કેપ્ટન હેવલાક જમણી બાજુપર હૂમલા કરનારી ટૂકડીનું આધિપત્ય ધારણ કર્યું હતું. તેને પાછળથી સરની પદવી મળી હતી.

ત્યાર પછી નવ દિવસે જનરલ પોલોક જલાલાબાદ પહોંચ્યો. તે પેશાવરથી નીકળ્યો હતો. તે ખાઇબર ઉપર પરિપૂર્ણ યશ અને સ્વલ્પ હાનિ સહિત હૂમલો કરીને શૂરવીર કિલેદારોને સહાય કરવા આવ્યો હતો. તે જલાલાબાદમાં કેટલાક માસ રહ્યો, ત્યાર પછી તેને આગળ જવાની છૂટી મળી. પરંતુ આગસ્ટની ૨૦ મી તારીખે તેણે પોતાના સકળ સૈન્ય સહિત કાબુલપર કુચ કરી. ગંદામક આગળ તેણે કેટલાક કિલ્લાઓ-માંથી તથા આસપાસની ડુંગરીઓ ઉપરના એક મોરચા ઉપરથી શત્રુઓને હાંકી કાઢયા; જગ્દલક કે જ્યાં માત્ર થોડા માસ ઉપર ઇંગ્રેજના સૈન્યને કાબુલથી જતાં અતિ ભારે વિપત્તિ પડી હતી ત્યાં જે અફગાન લોક, આ કુચ કરી આવનાર સૈન્યને ઘેરી વળી આજુબાજુની ડુંગરીઓ ઉપરથી ગોળીઓ

જનરલ પોલોક કાબુલપર ચઢયો.

મારવા લાગ્યા તેમને થોડા ઇંગ્રેજના સૈન્યે નસાડી મૂક્યા; ટેઝીનમાં આ કરતાં અધિક ઉગ્ર યુદ્ધ થયું, ને એક વધારે મોટો ને ખરેખરો વિજય ઇંગ્રેજને મળ્યો; અને સપ્તેમ્બરની ૧૫ મી તારીખે જયથી પ્રફુલ્લિત થયેલા અને ઉત્સાહમાં આવેલા ઇંગ્રેજના સૈન્યે ફરીથી કાબુલમાં છાવણી નાંખી.

જનરલ નોટે પણ કંદહારથી નીકળી આગળ પગલાં ભર્યાં હતાં. આગસ્ટની તા૦ ૨૦ મીએ તેણે ગિજનીના સુબા શમસુદીન તળેના સૈન્યને હરાવ્યું; સપ્તેમ્બરની તા૦ ૬ ઠીએ શત્રુઓ ગિજની છોડી ચાલતા થયા; તા૦ ૧૪ તથા ૧૫ મીએ તેણે જે કોતરોમાં થઇ તેનો માર્ગ જતો હતો તે કોતરોમાંથી પુષ્કળ અફગાન લોક તેને વાટમાં રોકવાને એકઠા થયા હતા તેમને હાંકી કાઢ્યા, અને ત્યાર પછી તરત તે રાજધાનીમાં જનરલ પોલોકને જઇ મળ્યો.

જનરલ નોટની કુચ.

જનરલ પોલોક આવેછે એવા સમાચાર અકબરખાનને જાણ થતાં વાંતજ તેણે ઇંગ્રેજ બંદીવાનોને દેશના માંહેલા ભાગમાં લેઇ જવાની આજ્ઞા કરી, અને એવી બીક બતાવી કે તેઓને ખુર્દસ્તાનના જંગલી સરદારોને ત્યાં ગૂલામ તરીકે વેચી દેવામાં આવશે. પરંતુ જે અફગાન સરદારના સ્વાધીનમાં આ બંદીવાન આપ્યા હતા તેના મન ઉપર ઇંગ્રેજ લોકના વિજયની અસર થઈ હતી, તેથી તેણે મોટી લાંચ લેઇને તેમને નાશી જવાની છૂટી આપી. તેઓને કાબુલ પાછાં આવતાં વાટમાં સર રિચ્મંડ શેક્સપીઅર જેની સાથે વીણી કાઢેલા સ્વારો હતા તેનો મેળાપ થયો. તેઓ રાજધાનીની થડમાં આવ્યા, ત્યારે તેઓ ફરીને પોતાના દેશી જનનો મેળાપ થયાથી આનંદ પામ્યા. સર રોબર્ટ સેલની સ્ત્રી તથા પુત્રી એ બંદીવાન ભેગાં હતાં, માટે તેમનો આદરસત્કાર તથા તેમનું સંરક્ષણ કરવાને તેને એક સૈન્ય આપી સામો મોકલ્યો હતો. તેઓનો મેળાપ થયેથી સેનાપતિથી માંડીને તે સેનાના અપ્રસિદ્ધ લઢવૈયા સુદ્ધાં સર્વ કોઈ આનંદ પામી હર્ષનાં આંસુ પાડવા લાગ્યાં અને પરસ્પર હેતવહાલનાં વેણ વદવા લાગ્યાં. આ રીતે માર્ગમાં કાળ નિર્ગમન કરતાં કરતાં તેઓને ઇંગ્રેજની છાવણીમાં તેડી આણ્યાં.

કેદીઓનો છૂટકારો.
ઇ. સ. ૧૮૪૨.

હવે વિશેષ કરવાનું કિંચિતજ બાકી રહ્યું. ઇંગ્રેજનો અપયશ થયો હતો તે ધોવાઇ ગયો; ઇંગ્રેજ બંદીવાનોને છોડાવી માનપૂર્વક પાછા તેડી લાવ્યા, અને ઇંગ્રેજ લોકના વિજયને પ્રસંગે તથા તેમનો ઉદય થયા છતાં તેમણે ક્ષમા રા

ખી તે પ્રસંગે તેઓનું સામર્થ્ય દીઠી આવ્યું. શાહસુજાને તેના એક સરદારે મારી નાંખ્યો હતો, તેથી તેની મદદમાં લશ્કરની હવે અગત્ય નહોતી માટે વિજય મળેથી કાંઈ અપકીર્ત્તિ ન થતાં અફગાનિસ્તાનમાંથી સઘળા સૈન્યને પાછું તેડાવી લેવાનું બની આવે કે તુરત તેમ કરવું એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો. માટે ઇસ્ટાલિફ તથા ચારિકર નામે ગામ હસ્તગત કરીને તેમનો નાશ કર્યો, ત્યાર પછી ઇંગ્રેજની સેના હિંદુસ્તાન પાછી આવી ; અને અફગાનિસ્તાનના જંગલી સરદારો માંહો માંહિ લઢાઈઓ લઢે અને વિરોધ ચલાવે, તો તેમને તે પ્રમાણે કરવા દેઈ ઇંગ્રેજે તેમાં હાથ ઘાલવાનું મૂકી દીધું.

# પ્રકરણ ૨૨ મું.

## સિંધ તથા ગ્વાલિયરની લઢાઈઓ.

ઈ૦ સ૦ ૧૮૪૨ થી ઈ૦ સ૦ ૧૮૪૪ સુધી.

**સિંધના અમીરો—ઇંગ્રેજ સરકાર સાથે અણુરાગ—સંધિ પત્રના ઠરાવ તોડયા—નવું સંધિપત્ર અમીરોના સ્વીકાર અર્થે મોકલ્યું—રેસિડેંટની છાવણી ઉપર હૂમલો—મીઆનીનું યુદ્ધ—સિંધની રાજધાની હૈદરાબાદ અમીર લોકે ઇંગ્રેજને સ્વાધીન કરી—હૈદરાબાદ અથવા ડબાની લઢાઈ—અમીર લોક છેવટ જીતાયા—તે દેશ જીતી લેઈને તેમાં સ્વસ્થપણું કર્યું—ગ્વાલિયરમાં ભાંજગડ ઊઠેછે—ત્યાંનો મહારાજા મરણ પામ્યો, ને તેને સંતાન નહિ હોવાથી તેના એક સગાને દત્તક ઠરાવી રાજ્યાભિષેક કરેછે—મામા સાહેબને રાજ પ્રતિનિધિ નીમવામાં આવ્યો—મહારાજાના દરબારમાં ખટપટ—મામા સાહેબની જગ્યાએ દાદા ખાસજીવાલા નીમાયા—ઇંગ્રેજના રેસિડેંટે ગ્વાલિયરમાંથી છાવણી ઊઠાવી—મરાઠાના સૈન્યની સ્થિતિ—ઇંગ્રેજનું લશ્કર કુચ કરી આવે-છે—સંધિનો જોગ બાજ્યો નહિ—મહારાજપુરનું યુદ્ધ—પનિઆરની લઢાઈ—મહારાજા સાથે સંધિ—લોર્ડ એલેન્બરો કલકત્તે પાછો જાયછે—તેને કોર્ટ ઓફ્ ડાયરેકટર પાછો તેડાવી લેછે.**

અફ્ગાનિસ્તાનની લઢાઈ પતી રહ્યા પછી કાંઈક તે લઢાઈના કારણથી એક બીજી લઢાઈ ઉત્પન્ન થઈ. જ્યારે ઇંગ્રેજનું સૈન્ય મુંબાઈથી કાબુલ જતું હતું, ત્યારે માર્ગમાં સિંધના અમીર લોકોએ તેમને અંતરાય કર્યો હતો તે વાત અમે આગળ કહી ગયા છીએ. તે પ્રસંગે ઇંગ્રેજ લોકે અમીર લોકનું કાંઈ ચાલવા દીધું નહોતું. પરંતુ સિંધમાં થઈ ઇંગ્રેજનું લશ્કર ગયું, માટે તે દેશના સત્તાધા-રીઓના મનમાં ઇંગ્રેજ ઉપર દાઝ રહી હતી. જ્યારે કાબુલમાં ઇંગ્રેજ ઉપર

આપત્તિઓ પડી, ત્યારે તેમણે ઇંગ્રેજના શત્રુ ઉપર કાગળ પત્ર લખ્યા, હથિઆર-બંધી માણસો એકઠાં કર્યાં, અને લખ પત્ર કરી જે ઠરાવો તેમણે પહેલાં માન્ય કર્યાં હતા તે ઠરાવો તોડયા, તે સર્વ ઉપરથી એવું સ્પષ્ટ જણાઈ આવ્યું કે ઇંગ્રેજ ઉપર અમીર લોક દ્વેષ રાખેછે. સારાંશ કે અફગાનિસ્તાનમાં ઇંગ્રેજને આપત્તિઓ પડી તે વેળા ઇંગ્રેજને નડવાને અમીરો તત્પર થયા હતા. પરંતુ જનરલ પોલોક તથા નોટ જય મેળવી આગળ ચાલ્યા, તેથી અમીરો અંતરાય કરવા ધારતા હતા તે તેઓ કરી શક્યા નહિ. તે વેળા સિંધમાં એક સૈન્ય હતું તે હૂમલો કરવાને તૈયાર હતું, અને સન ૧૮૪૨ માં તે સૈન્યનો અધિપતિ સર ચાર્લ્સ નેપિયરને ઠરાવવામાં આવ્યો.

સિંધ દેશમાં વિશાળ ને પ્રતાપી સિંધુ નદી વહેછે, અને તે નદીમાં નૌકા વાહન સંબંધી ઇંગ્રેજ સરકાર અને તે દેશના સરદારો અથવા અમીરો વચે અનેક પ્રસંગે વાતચીત ચાલી હતી. તેમની વચે સંધિ થઈ તેમાં એવું ઠર્યું હતું કે ઇંગ્રેજ અધિકારીઓએ પ્રથમ માન્ય રાખ્યું હતું તેવા દાણ વિના બીજું દાણ ઇંગ્લાંડ લોકના વેપારના પદાર્થ ઉપર લેવું નહિ. આ કરાર તોડયો. પરંતુ અમીરોએ જે વર્ત્તણુક ચલાવી તથા વિરોધનાં કામ કર્યાં તેને માટે નિમિત્ત હતાં. આ સરદારો ઇંગ્રેજ લોકના સંબંધ ચહાતા નહોતા. તે લોકની ઇચ્છા નહિ છતાં હૈદરાબાદમાં રહેવાને એક અધિકારી નીમ્યો હતો, અને તેમના મૂલકમાં એક સૈન્ય રાખીને તેનું ખરચ તેમની પાસેથી લેવાનું હતું. તાત્પર્ય કે અમીર સરદારોનું સંપૂર્ણ સ્વતંત્રપણું જઈને તેઓને હિંદુસ્તાનના બીજાં પરતંત્ર સંસ્થાન પ્રમાણે પરાધીન કરી દીધા હતા.

અમીરોનું ઇંગ્રેજ સરકારના સામે થવું.

અમીરોની અયોગ્ય વર્ત્તણુકને લીધે ગવર્નર જનરલનો તેમના ઉપરથી વિશ્વાસ ઊઠ્યાથી તેણે એક નવું સંધિપત્ર લખાવી તેમની પસંદતા માટે મોકલ્યું. આ સંધિપત્રમાં જે ઠરાવ લખ્યા હતા તે આકરા હતા. તેમાં એવું ઠરાવ્યું હતું કે તેઓ ઇંગ્રેજ સરકારને જે ખંડણી આપતા હતા તેને બદલે કેટલોક મૂલક તેમણે તે સરકારને આપવો ; સિંધુ નદીમાં ઇંગ્રેજની આગબોટોને માટે બળતણ અમીરોએ પૂરૂં પાડવું ; અને તેઓએ શિક્કા પાડવાનો હક છોડી દેઈ તે હક ઇંગ્રેજ સરકારને આપવો. આવા કરાર કબૂલ રાખવાને અમીરો ઘણા નાખુશ હતા, પરંતુ

નવું સંધિપત્ર તેમની પસંદતા માટે મોકલ્યું.

ઇંગ્રેજ સરકારના કમિશનર **મેજર ઑટ્રામે** તેઓને સમજાવી સંધિપત્ર ઉપર તેમની સહીઓ કરાવી.

કમિશનરના ઉપર હલ્લો. ૧૫ મી ફેબ્રુઆરિ.

**અમીરોની** સાથે વાતચીત કરીને એ કમિશનર બંગલે ગયો, એટલે તેના ઉપર તેઓ અતિશય દાઝે બળ્યા હોય એવું જણાયું, અને બીજે દહાડે તેઓએ તેના બંગલા ઉપર હૂમલો કર્યો. હૂલડ કરનારાઓએ તે બંગલાને ત્રણે બાજુથી ઘેરી લીધો. તે જગ્યાની પાસે એક લઢાઈની આગબોટ હતી તેમાંથી ગોળા મારવા માંડ્યા તે કારણથી બંગલાની ચોથી બાજુએ તે લોક જઈ શક્યા નહિ. આશરે સવા પ્રહર લગી કમિશનરનાં માણસોએ હૂમલો કરનારાને આઘા આવવા દીધા નહિ, અને પછી તેઓ વ્યવસ્થા પૂર્વક ઇંગ્રેજના વહાણ ઉપર ગયા.

મીઆની આગળ યુદ્ધ. ૧૭ મી ફેબ્રુઆરિ.

**સર ચાર્લ્સ નેપિયરના** આધિપત્ય નીચેનું સૈન્ય બહુ પાસે હતું. તે બે દિવસમાં હૈદરાબાદની પાસે **મીઆની** ગામ છે ત્યાં આવી પહોંચ્યું. આ પ્રસંગે સઘળા **અમીર** લોકે હથિઆર પકડ્યાં હતાં. તેઓ અહિં આગળ બહાદુર અને હિંમતવાન લોકનું એક મોટું લશ્કર લેઈ **સર ચાર્લ્સ નેપિયર** આવવાની વાટ જોતા હતા. તેઓ જે જગ્યા ઉપર ઊભા હતા તે જગ્યા દેખીને ડર લાગે એવી હતી. તેમના સૈન્યનો મોટો જથો કુલેલી નદીના સૂકા અને રેતાળ પાત્રમાં ઊભો હતો. અહિં ઝઘડાના આરંભમાં ઊંચી ભેખડોને લીધે તેઓને ઓઠું મળ્યું. તેમને ડાબે પાસવે ઘાડી ઝાડી હોઇને ફરતો ઊંચો કોટ હતો, અને તેમની જમણી બાજુમાં એક ગામડું હતું તથા એક ઊંડી બો હતી. તેમના રક્ષણ અર્થે આ પ્રકારનાં સાધન હતાં. આ ગામડું તથા ઝાડી શત્રુથી ભરાઈ ગઈ હતી. ઇંગ્રેજનું સૈન્ય **અમીરોના** સૈન્યના દશમા ભાગનું નહોતું. પરંતુ ગમે તેવું કામ કરવાને અને ગમે તેવા કામમાં હામ ઘાલવાને તે તત્પર હતું.

નદી આગળ ઝપાઝપી ચાલી.

ઇંગ્રેજ લોક પાસે આવતા ગયા તેમ તેમ તેમના ઉપર શત્રુએ તોપોનો ભારે માર ચલાવ્યો. ઇંગ્રેજનું તોપોનું લશ્કર જે તેમની જમણી બાજુમાં હતું તેણે સામા તોપોના ગોળા ગગડાવ્યા, અને ઝાડીમાંથી શત્રુને મારી કાઢવા સારૂ થોડાંક યુદ્ધ કરનારાં માણસ આગળ મોકલ્યાં. પરંતુ કાર્ય સિદ્ધિ કર્યાવિના તેઓને પાછું આવવું પડ્યું. અને પછી નદીની ભેખડો ઉપર હૂમલો કરવાને પાયદળે આગળ પગલાં ભર્યાં. તેમને

સોંપેલું કાર્ય સિદ્ધ કરવાને તેઓ ધૈર્યથી આગળ ચાલ્યા, પરંતુ તે કામ પાર પાડતાં અતિપ્રયાસ અને વિલંબ થયો. બંને પક્ષવાળા હાથ હાથને અંતરે આવી ભેટયા, ને તેમની વચ્ચે ઉગ્ર યુદ્ધ થયું. શત્રુની મોખરાની ટુકડીઓ પાછી હઠાવવામાં આવતી કે તુરત તેમની જગ્યાએ બીજી ટુકડીઓ આગળ આવી ઊભી રહેતી, બલુચી લોક જાડી અને પહોળી ઢાલો તેમના મસ્તક આડી ધરીને હૂમલો કરનારા ભેગા ધશી આવ્યા, અને જંગલી લોક શિર જવાનો ડર ન રાખતાં મરણીઆ થઈ લઢેછે તે રીતે તેઓ લઢયા. આપણે શરણે જઈ જીવદાન માગીશું, તો આપણને મળશે નહિ એવું ધારીને તેમણે શરણે આવેલાને જીવતા મૂકયા નહિ; પરંતુ તેઓ શત્રુઓ સાથે ભળી જઇને અંત લગી ઉન્મત્તપણે લઢયા, ને સંગીનના મારથી પણ તેઓ પાછા હઠયા નહિ.

એક પક્કા પ્રહર લગી દારૂણ યુદ્ધ મચ્યું. પરંતુ છેલ્લે ઇંગ્રેજનાં સંગીનના તેજસ્વી થાટ આગળ શત્રુના સૈન્યના ઘણા લોકે પાછા હઠી જવા માંડયું, પરંતુ બલુચી લોક જે રીતે લઢયા હતા તે રીતે ધીમે ધીમે ખેતમાંથી અને બહાદુરીથી પાછા ફર્યા. આ વેળા તેમણે હારેલાના જેવાં વીલાં મુખ કર્યાં નહોતાં, પણ તેમનો વિજય થયો હોય તેવો ડોળ રાખ્યો હતો. ડાબે પડખે એક ગામડું હતું તેની થડમાં થઇને ઇંગ્રેજના ઘોડેસ્વારો નદી ઊતરી પેલે પાર ગયા હતા તે પાછળ પડયાથી બલુચી લોકને પગ ઊપાડીને ચાલવું પડયું.

જીત.

બીજે દિવસે વહાણામાં છ અમીરોએ પોતાના હથિઆર ઇંગ્રેજ સેનાપતિને સ્વાધીન કર્યાં. બીજા બે દિવસ ગયા પછી સિંધની રાજધાનીનું શહેર હૈદરાબાદ ઇંગ્રેજને હવાલે કર્યું. આટલું છતાં વિરોધનો છેડો આવ્યો નહોતો. શત્રુ અદ્યાપિ રણક્ષેત્રમાં હતા ને સેના લેઈ હૈદરાબાદ ઉપર આવતા હતા. તેઓ આ શહેરથી આશરે બે અઢી ગાઉ પર ડબા કરીને ગામ આગળ આવી પહોંચ્યા, તેવારે ઇંગ્રેજ લોકનું સૈન્ય તેમના ઉપર હૂમલો કરવા ચઢ્યું.

હૈદરાબાદ ઇંગ્રેજને હવાલે કર્યું.

હૈદરાબાદ આગળ લઢાઇ. ૨૪ મી માર્ચ.

આ વેળા ઇંગ્રેજના સૈન્યમાં પહેલાં કરતાં અધિક માણસ આવી મળ્યું હતું. આ ઠેકાણે શત્રુનું થાણું મીઆની આગળના થાણા સરખું હતું. બે ઊંડી નહેરો સમાંતર વહેતી હતી તેમના તટપર તેઓ ગોઠવાયા હતા, ને તેમને જમણે પાસવે કુલેલી નદી હતી. જગ્યાની સ્વતઃ સિદ્ધ મજબૂતીમાં તેમણે પુષ્કળ

વધારો કર્યો હતો. ઇંગ્રેજના લોકે તોપોનો ઘાતુક માર ચલાવીને લઢાઇનો આરંભ કર્યો ને શત્રુને ગભરાટમાં નાંખ્યા. પછી શત્રુના ડાબા પાસવા ઉપર ઘોડેસ્વારોએ હૂમલો કરી નહેરમાં ઘોડા ઝોકાવી બલુચી લોકોને નસાડ્યા. તેજ વેળા રાણીના ૨૨ મી પલટણે શત્રુએ બાંધેલા મોરચા ઉપર હૂમલો કરીને શૌર્યથી તે હસ્તગત કર્યા. અને મુંબાઇના દેશી લોકના પાયદળની ૨૫ મી તથા ૨૧ મી પલટણોએ પાસેના મોરચા ઉપર હૂમલો કર્યો. પછી ત્રણે પલટણો ભેગી ચાલીને તેમણે ઘોડા જોડેલી તોપોની મદદથી ઉપર કહેલા ગામડામાંથી શત્રુને હાંકી કાઢ્યા ને છેક જમણે પાસવે નસાડ્યા. ત્યાં પુષ્કળ શત્રુ ફરીથી ગોઠવાઈ ઊભા હતા. અહિં ઉગ્ર ઝઘડો થયા પછી શત્રુ ફુલેલી નદીને કાંઠે કાંઠે નાઠા. ને ઇંગ્રેજના થોડાક ઘોડેસ્વાર તેમની પાછળ પડ્યા. બલુચી લોક મીઆનીમાં જેવી બહાદુરીથી લઢ્યા હતા તેવીજ બહાદુરીથી અહિં પણ લઢ્યા, ને ઇંગ્રેજ લોકને જય મળ્યો, પરંતુ તેમનાં ઘણાં માણસ મરાયાં હતાં.

પછી આ લઢાઈ ઘણા દહાડા ચાલી નહિ. કેટલાક અમીરોએ અદ્યાપિ હથિઆર છોડ્યાં નહોતાં; તેમાં મુખ્ય શેરમહમદ અને શાહમહમદ હતા. પરંતુ તેઓ ઝાઝું સૈન્ય એકઠું કરી શક્યા નહિ. મેજર જાકબે શેરમહમદનો પરાભવ કર્યો, અને તેને નાશી જવાની જરૂર પડી, અને શાહમહમદની સાથે એક ઝઘડો થયો તેમાં તે કેદ પકડાયો, ને તેનાં માણસને ઝટપટ નસાડી મૂકવામાં આવ્યાં.

અમીરો તદન તાબે થયા.

પછી સિંધદેશ ઇંગ્રેજ લોકના સ્વાધીનમાં આવ્યો, તેમની સત્તામાં રહ્યો, ને તે ઉપર અમલ ચલાવવા ઇંગ્રેજ સરકાર તરફથી સર ચાર્લ્સ નેપિયરને કમિશનર ઠરાવ્યો. અમીર સરદાર અન્યાય ને ઉપદ્રવ કરતા, તેથી તેમનું રાજ્ય જઈ ઇંગ્રેજનું થયાથી પ્રજાને ઉલ્લાસ થયો એવું કહેછે. એમ હો કિંવા ન હો, પરંતુ એટલું તો ખરૂં કે નવા રાજ્યથી ત્યાંના લોકને લાભ થયો. તે દહાડાથી સિંધ પ્રાંતની સ્થિતિ સુધરતી ચાલીછે, પ્રતિસ્પર્દ્ધિ સરદારોની વઢવાઢો બંધ પડીછે, ને વેપારની વૃદ્ધિ થઇછે. વળી જે દેશમાં એક પ્રસંગે પ્રવેશ કરવો એ કઠણ કામ હતું, ને પ્રતિસ્પર્દ્ધિઓ ઘણા હતા એવા સિંધ દેશમાં ગયાં થોડાં વરસમાં એક મોટું બંદર બન્યુંછે, ને ત્યાં મોટો વેપાર ચાલેછે. એશિઆ ખંડમાં બીજાં ચઢતી કળાને પામેલાં બંદર છે તેમાંનું આ એક ગણાયછે.

સિંધને જોડી દીધું.

ગ્વાલિયરમાં બનાવ.

સિંધની લઢાઈ પતી રહ્યા પછી ગ્વાલિયરના સ્વતંત્ર મરાઠા સંસ્થાનની સ્થિતિવિષે ગવર્નર જનરલને ચિંતા ઉત્પન્ન થઈ. દોલતરાવ સિંધિઆ જે એક વેળા ઇંગ્રેજનો પ્રબળ રિપુ હતો ને જેની સાથે જનરલ વેલ્સલી તથા લોર્ડ હેસ્ટિંગ્સે સંધિઓ કરી હતી તે ૧૮૨૭ માં મરણ પામ્યો, તેવારે તેને કાંઈ સંતાન નહોતું તેથી તેનાં સગાં વહાલાંમાંથી એક પુરૂષને રાજપાટ મળ્યું. તેણે ૧૮૪૩ ના ફેબ્રુઆરિ માસમાં દેહ છોડયો. તેને પેટે પણ કાંઈ બાળક નહોતું.

નવા રાજાને રાજ્યાભિષેક કર્યો.

આ મરનાર રાજાની વિધવા રાણીનું વય માત્ર તેર વર્ષનું હતું ; તે બાઈએ પોતાના સ્વર્ગવાસી સ્વામીના દૂરનાં સગાંમાંના એક બાળકને ખોળે લીધો. તેને ગ્વાલિયરનો મહારાજા એ ઉપનામ ધારણ કરાવી રાજ્યપાટનો ભોગદારી કર્યો. આ નવા રાજાનું વય માત્ર આઠ વર્ષનું હોવાથી મામાસાહેબ નામે એક ઉમરાવને રાજકારભાર સોંપ્યો. આ કારભારીએ ઇંગ્રેજ સરકારના રેસિડેંતને પૂછીને સર્વ કામમાં ચાલવું એવો ઠરાવ હતો.

મહારાજના દરબારમાં ખટપટ.

હવે ગ્વાલિયરના દરબારમાં અનેક પ્રપંચ રચાયા. રાજસત્તાના લોભી પુરૂષો તથા મહારાણી પંડે સર્વ પ્રકારે મામાસાહેબને નડવા લાગ્યાં. તેને માત્ર ત્રણ માસમાં કારભારીના પદ ઉપરથી જવા વારો આવ્યો ને ઇંગ્રેજ સરકારના મુલકમાં નાશી જવું પડયું. તેને ઠેકાણે દાદા ખાસજીવાલા નામે એક પુરૂષને નીમ્યો તે બધી વાતે ઇંગ્રેજ સરકારને પ્રતિકૂળ હતો. સિંધિઆ ને ઇંગ્રેજ વચ્ચે એવો કરાર હતો કે કારભારી તેમને પૂછીને કરવો એ કરાર તોડીને ઇંગ્રેજે ઠરાવેલા કારભારીને કાઢી મૂકી એ નવો કારભારી તેમને પૂછ્યા ગાછ્યા વિના નીમવામાં આવ્યો. માટે રેસિડેંતને ગ્વાલિયરના દરબારમાંથી છાવણી ઊઠાવવાની આજ્ઞા કરીને ગવર્નર જનરલે પોતાનો રોષ દર્શાવ્યો.

સિંધિઆના દરબારમાં અને રાજમાં અવ્યવસ્થા.

પણ ગ્વાલિયરના દરબારમાં છળભેદ ને પ્રતિસ્પર્ધા બંધ પડયાં નહિ. સરદારોને એક એકના પર વિશ્વાસ નહોતો, ને રાજ્યમાં આ પ્રમાણે ખટપટ ચાલ્યાથી દેશમાં ફાટફૂટ થઈ હતી.

મરાઠાની સેના પુષ્કળ હોઇને ઘણી બળવાન હતી. તે લોક લૂંટ કરવા

કિંવા હુલ્લડ કરવા તત્પર હતા. મરાઠા સૈન્યમાં કાંઈ વ્યવસ્થા નહોતી, તેમના શિરપર કોઇનો અંકુશ નહોતો, અને આપણામાં પુષ્કળ સામર્થ્ય છે એવું તેમને લાગતું હતું, તેથી તે લોકના મનમાં લઢાઈ કરવાની અતિ આતુરતા તથા ઉલટ હતી. તેમના ઉપર થોડાક યૂરોપીઅન અધિપતિ હતા. પરંતુ ઘણુંકરીને તે બધાને આ વેળા કાઢી મૂક્યા હતા. માત્ર આ એકજ કૃત્ય ઉપરથી મરાઠા સૈન્યની સત્તા અને જુસ્સો કેટલો હતો તે જણાઈ આવ્યું.

મરાઠાની સેનાની સ્થિતિ.

ગવર્નર જનરલે મહારાણી તથા તેને સલાહ આપનાર લોકને સખ્ત ઠપકો આપી લખ્યું કે તમે ઘણું અઘટિત કામ કરોછો ને જો વાર્યું નહિ કરશો તો સારો પરિણામ નહિ થાય; પરંતુ તેની ચેતવણીપર કોઇએ લક્ષ આપ્યું નહિ. તેવારે તે ઉપરથી આસપાસના મૂલકમાં નિર્ભયતા તથા શાંતિ રાખવા માટે સૈન્ય મોકલવાની છેલે અગત્ય પડી. થોડા માસથી આનપુરમાં એક સૈન્ય એકઠું થયું હતું તે મોકલ્યું, ને તેનું આધિપત્ય સર હ્યુ ગફને આપ્યું, ને એ સૈન્ય સાથે ગવર્નર જનરલ પંડે ગ્વાલિયર આવવા નીકળ્યો. આ પ્રમાણે કરવામાં આવ્યું એટલે ગ્વાલિયર સરકારે તરત દાદા ખાસજીવાલાને ઇંગ્રેજ સરકારને સ્વાધીન કર્યો, પરંતુ દેશમાં સમાધાની થાય અને ગ્વાલિયરના રાજ્યમાં ખટપટ મટે ત્યાં લગી આપણા સૈન્યને પાછું ફેરવવું નહિ એવો ગવર્નર જનરલે નિશ્ચય કર્યો, અને તે સૈન્ય ચંબલ નદી પર્યંત આવી પહોંચ્યું, તેવારે મરાઠા સરદારો ગવર્નર જનરલને વારંવાર વિનતિ કરવા લાગ્યા કે તમારા સૈન્યને ચંબલ નદી ઊતરી આ પાર આવવા દેશો નહિ. જો તે સૈન્ય આ પાર આવશે તો મરાઠા સૈન્યના લોક લઢવા ઊભા થશે, શાથી કે તેઓ કેવળ નિરંકુશ છે તથા અમારા વાર્યા રહે એવા નથી. અને આમ થવાથી તમારી ઇચ્છા મહારાજાના મુલકમાં સ્વસ્થતા પુનઃ સ્થાપન કરવાની છે તે પાર પડશે નહિ. ગવર્નર જનરલે રાજા સાથે વાત ચીત કરવા માટે એક દિવસ ઠરાવ્યો, ને તેને સમાચાર કહાવ્યા કે જો અમારી આ વિનતિ અંગીકાર નહિ કરો, તો ઇંગ્રેજનું સૈન્ય ચંબલ નદી ઊતરી આ પાર આવશે.

ઇંગ્રેજના લશ્કરનું ચઢી આવવું.

મહારાજા ઠરાવેલે દિવસે મુલાકાત માટે આવ્યો નહિ, તેથી ઇંગ્રેજના સૈન્યે

આગળ કુચ કરી, પરંતુ મરાઠાતરફથી સંધિ કરવા માટે બાપુ સીતાવલીને મોકલવામાં આવ્યો હતો ને તે ઇંગ્રેજ સરકારને અનુકૂળ છે એવું ગવર્નર જનરલના ધારવામાં હતું, તેથી લઢાઈ નહિ થતાં સમાધાન થશે એમ અદ્યાપિ લાગતું હતું; પરંતુ તે ઇંગ્રેજની છાવણી છોડી મરાઠાના સૈન્યમાં ગયો ને થોડાંક લશ્કરનો અધિપતિ થયો. ડીસેંબરની તા○ ૨૯મીએ સર હ્યુ ગફ સૈન્ય લેઈ આવતો શત્રુની દૃષ્ટિએ પડયો, તે વેળા તેઓ મહારાજપુરગામ આગળ હથિઆર સજી ઊભા હતા. મરાઠાએ મજબૂત જગ્યા પસંદ કરી હતી ને તેના બચાવ અર્થે તોપોની મોટી હાર ગોઠવી દીધી હતી. આ તોપોના યોગે શત્રુએ ઇંગ્રેજના સૈન્યમાં મોટો નાશ કર્યો. પરંતુ ઇંગ્રેજોએ શત્રુને ત્યાંથી હઠાવી ગામમાં ઘાલ્યા. અહિં મોટું ઉગ્ર યુદ્ધ થયું. મરાઠા લોક બંદૂકો ફેંકી દેઈ વેરીઓના સરસાસરસી આવી જઈ લઢવા લાગ્યા. જનરલ વાલિઅંટે લઢાઇમાં મંડેલા સૈન્યને મદદ કરવા સામી બાજુએ જઈ મહારાજપુર હસ્તગત કર્યું. તેણે શત્રુની અઠ્ઠાવીસ તોપો લેઇ લીધી ને તેમને ગામમાંથી મારી કાઢયા. પછી તે આગળ ચાલ્યો ને તેણે ચોંડામાં ત્રણ બીઆમણા મોરચા હતા તે ઉપર હૂમલો કર્યો. અહિં મરાઠા મોટા શૂરવીરપણાથી લઢયા ને અંતલગી તોપોના મોં આગળથી ખસ્યા નહિ, ને નાસવાનો યત્ન નહિ કરતાં પોતે ઊભેલા તેજ ઠેકાણે કપાઇ મુઆ. ઇંગ્રેજનો જય થયો, પરંતુ મોટી હાનિ સાથે; કારણ કે આ લઢાઈમાં ઘણા ઉપરિ સાહેબો તથા તેમના હાથ નીચેના માણસના જીવ ગયા.

મહારાજપુર આગળ લઢાઇ. ૨૯ મી ડીસેંબર.

એજ દિવસે બીજું યુદ્ધ પનિઆર આગળ થયું. જનરલ ગ્રે જે બીજી વાટે થઈ ગ્વાલિયરના મૂલકમાં પેઠો હતો તેના હાથ તળેના સૈન્યે આ યુદ્ધ કર્યું. ઇંગ્રેજના સૈન્ય ફરતા ડુંગરાપર જે મરાઠા લોક ઊભા હતા તેમને આ ડુંગરેથી પેલે ને પેલેથી આ ડુંગરે નસાડયા, ને તેમની તોપો પડાવી રણક્ષેત્રમાંથી પલાયન કરી જવાની તેમને જરૂર પાડી.

પનિઆર આગળ યુદ્ધ. ૨૯ મી ડીસેંબર.

ઇંગ્રેજને આ બંને લઢાઈઓમાં જય મળ્યાથી ગવર્નર જનરલની ઇચ્છા પ્રમાણે વર્તવું એ વાત મહારાણી તથા તેને સલાહ આપનારના અંતરમાં ઊંડી ઠશી. મહારાજા ઉમર લાયક થાય ત્યાંલગી ગ્વાલિયરનો રાજકારભાર એક પંચ નીમવામાં આવે તે ચલાવે; સર્વ વાતમાં રેસિડેંતની ઇચ્છાથી જરાએ ઊલટું ચાલવું નહિ; મરાઠાનું સૈન્ય બહુ

મહારાણી શરણ થઇ.

ઓછું કરી નાંખવું; ગ્વાલિયરમાં ઇંગ્રેજ સરકારની સેના રાખવી તથા તેનું ખરચ તે રાજ્યની ઊપજમાંથી આપવું, ને મહારાણીના હાથમાંથી સકળ સત્તા લઈ લેવી; તથા તેની પદવીને ઘટે તેવી મોટી વૃત્તિ બાંધી આપવી. એ પ્રમાણે ઠરાવ થયા.

તરુણ મહારાજા સાથે તહનામું.

આવા ઠરાવ લખી એક સંધિપત્ર તૈયાર કર્યું તે મહારાજા તથા તેના ઉમરાવોએ માન્ય રાખ્યું. આવી રીતે ગ્વાલિયરમાં પુનઃ સ્વસ્થતા સ્થાપન કરી, અને પોતાની ચપળતાથી ઇંગ્રેજની સત્તા ઉપર લોકના મનમાં દ્વેષબુદ્ધિ પ્રસરતી અટકાવીને લોર્ડ એલેન્બરો પાછો કલકત્તે આવ્યો. પરંતુ આ વિગ્રહ મટી શાંતિ થયા પછી તે ઝાઝા

લોર્ડ એલેન્બરોને પાછો બોલાવી લીધો.

દિવસ હિંદુસ્તાનમાં રહ્યો નહિ. સિંધ તથા ગ્વાલિયરમાં જે વર્ત્તણુક ચલાવી તે કોર્ટ આફ ડાયરેક્ટરને પસંદ પડી નહિ. માટે કોર્ટ આફ ડાયરેક્ટરોએ એવી કલ્પના કરી કે ગવર્નર જનરલે સ્વસ્થપણું નહિ ચલાવતાં વિગ્રહમાં ઉલ્લાસ માન્યો, માટે તેમણે વિલાયતની સરકારને પૂછ્યા વિના તેને તેની મોટી પદવી ઉપરથી તેડાવી લીધો. તેના પછી સર હેન્રિ હાર્ડિંજ ગવર્નર જનરલ થયો.

આ રીતે લોર્ડ એલેન્બરોની પ્રતિષ્ઠા ખાંડી થઈ ખરી, તથાપિ તેણે લઢાઈમાં જય મેળવી હિંદુસ્તાનને સ્વસ્થપણાનાં સુખ આપ્યાં હતાં. તેણે બુંદેલખંડ સંસ્થાનમાં ઇંગ્રેજની સત્તા ટકાવી રાખી. અને તેનો ગવર્નર જનરલ તરીકેનો રાજકારભાર બીજી બાબતોમાં ઉપકારથી સંભારવા જોગ નહોય, તોપણ એ વાત કદી વીસરવી જોઇતી નથી કે અફગાનિસ્તાનના પહાડી મૂલકમાં તેણે પોતાના દેશની પ્રતિષ્ઠાનું સંરક્ષણ કરીને ત્યાં ઇંગ્રેજ લોકને પડેલાં સંકટ તેનું સાટું વાળ્યું, ને જે ગોરાલોક બંદીખાને પડ્યા હતા તેમને છોડાવી લાવી તેમના બંધુજનનો મેળાપ કરાવ્યો.

# પ્રકરણ ૨૩ મું.

## પંજાબમાં પ્રથમ ઝઘડો.

ઈ૰ સ૰ ૧૮૪૪ થી ૧૮૪૭ લગી.

**સર હેન્રિ હાર્ડિંજ હિંદુસ્તાનમાં આવ્યો—સીખ લોક—રણજિત સિંગનું મૃત્યુ—પંજાબની સ્થિતિ—સીખ સરકારની સ્થિતિ—સીખ લોકના સૈન્યનું સામર્થ્ય—તે સૈન્ય ઇંગ્રેજ તાબાના હિંદુસ્તાનપર સ્વારી કરેછે—ઇંગ્રેજનું સૈન્ય આવેછે—મૂડકી આગળ યુદ્ધ થાયછે—સીખ લોકની આસપાસ ખાઈ ખોદેલી છાવણી—ફીરોજશાહ આગળ લઢાઈ—રણક્ષેત્રમાં રાત પડી—જય—સીખ લોક સતલજ નદી ઊતરી પાછા જાયછે—સર હારિ સ્મિથને લુઢિઆના ઉપર મોકલ્યો—આલિવાલ પાસે યુદ્ધ—છેલ્લી વારની લઢાઈ—સોબ્રાઓન આગળ યુદ્ધ—ઇંગ્રેજનું સૈન્ય સતલજ નદી ઊતરેછે—તે લાહોર આવેછે—ગુલાબસિંગ સંધિની વાતચીત ચલાવેછે—મહારાજ તથા ગવર્નર જનરલની ભેટ—લઢાઈનો છેડો આવ્યો—લોર્ડ હાર્ડિંજના કારભારનો અંત.**

સર હેન્રિ હાર્ડિંજની અંતઃકરણની વૃત્તિ એવી હતી કે કોઈ સાથે વઢવાઢ ટંટા ન વહોરતાં હિંદુસ્તાનમાં સ્વસ્થપણું રાખવું, પરંતુ તેને થોડા દહાડામાં લઢાઈમાં ગૂંથાવવું પડ્યું. ઇંગ્રેજ સરકારના મૂલકપર નવા વૈરીઓએ ચઢાઈ કરી તેમને જીતી લેવા કિંવા હાંકી કાઢવાની જરૂર પડી.

સીખ લોક.

એ નવી વૈરી સીખ લોક હતા. એમના વિષે આગલા પ્રકરણમાં કોઈ ઠેકાણે ઘણીવાર બોલવું થયું નથી. પરંતુ ઇંગ્રેજ સરકારનું રાજ્ય પ્રસરતું ગયું તે વેળામાં તે લોક દિન પ્રતિદિન પ્રબળ થતા ચાલ્યા. તે લોકનો પંથ સોળમા સૈકામાં ઉત્પન્ન થયો. તેમનો ગુરૂ નાનક કરીને હતો, તેણે કાંઈક હિંદુધર્મના મત તથા કાંઈક મુસલમાની ધર્મના મત મિશ્ર કરીને નવો સંપ્રદાય કાઢ્યો: તે શાંતપણે ઉપદેશકનું કામ કરતો ને તે આ લોક

મધ્યે ઉપદેશ કરવા લાગ્યો. આ લોકને **ઔરંગઝેબ** અતિ પીડા કરવા લાગ્યો તે-વારે તેઓ **ગુરૂ ગોવિંદ** નામે એક **મુખ્ય** માણસ ઠરાવી પોતાનું મૂળ સ્વરૂપ વેગળું મૂકી જેવા ધર્મશીલ તેવાજ લઢવૈયા લોક બન્યા, ને **મોગલ પાદશાહીની** પડતી દશામાં તેમણે પુષ્કળ મૂલક સંપાદન કર્યો. **રણજિતસિંગના** રાજ્ય સમયમાં તેમણે અધિક પ્રબળતા મેળવી. તે રાજાએ **ફ્રાન્સ તથા** ઈટાલિ દેશના કેટલાક પુરૂષોને ચાકરીમાં રાખી પોતાના લોકને યુદ્ધ કળામાં કુશળ કસ્યા. વિશેષે કરીને તોપોના કામમાં તો **સીખ** લોકે પુષ્કળ પ્રવીણતા મેળવી હતી. જે જે શત્રુની સાથે **સીખ** લોક લઢતા તેમનો તેઓ પરાભવ કરી જય મેળવતા. **રણજિતસિંગ** સાથે ઇંગ્રેજ સરકારને મૈત્રી હતી. તે ૧૮૩૯ માં મૃત્યુ પામ્યો, તેવારે **અફગાનિ-**સ્તાનમાં ઇંગ્રેજ સરકારને લઢાઈ ચાલતી હતી. તેનાં મરણ પછી દેશમાં કેવળ ગરબડાટ થઈ ગયો હતો. રાજકામમાં અંધેર ચાલતું, ને પુષ્કળ દગાફટકા ને તરકટ રચાતાં; દુષ્ટ લોક નિરંતર મનુષ્યહત્યા કરતા. આવી ઊડાઊડના સમયમાં કર્ત્તા હર્ત્તા સૈન્યના લોક હતા.

સીખ સરકારની સ્થિતિ.

સન ૧૮૪૫ માં **લાહોરનો મહારાજા દુલીપસિંગ** નામે બાલ્યાવસ્થામાં હતો. **મહારાજાની** વતી તેની **માતુશ્રી** રાજકારભાર ચલાવતી હતી, તેણે તે વર્ષના આરંભમાં કેટલીક ઊથલ પાથલ થયા પછી પોતાના ભાઇને પ્રધાન પદવી આપી. પરંતુ બીજીવાર બખેડો થયો તેમાં તે પ્રધાનને મારી નાંખ્યો, ને રાજા **ગુલાબસિંગ** કરીને એક મોટો સરદાર હતો તેણે પ્રધાન પદવી ધારણ નહિ કરતાં બધો કારભાર ચલાવવા માંડ્યો. આવી બંડ ફિતૂરની વેળામાં **સીખ** લોકના **સૈન્યે** ઇંગ્રેજ તાબાના મૂલકપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો, કારણ કે તે સૈન્યને લઢાઈ કરવાની મોટી ઉલટ હતી ને નવરૂં બેશી રહેવું ગમતું નહિ. પોતાની પાસેના નિરંકુશી લોક વેગળા ટળે તેટલા માટે રાજાની **માતુશ્રી** તથા તેના પક્ષના માણસોએ સૈન્યના આ **વિચારને પુષ્ટિ** આપી. **ગુલાબસિંગે** સૈન્યની ઈચ્છાને પોતે અનુકૂળ છે એવું ઉપર ઉપરથી દેખાડ્યું. પરંતુ વાસ્તવિક જોતાં તે કૃત્યનો પરિણામ જોવામાં આવી શકે ત્યાં લગી પોતે ઊઘાડો પડી સામાને દુશ્મની લાગે એવાં કશાં કામ કર્યાં નહિ.

**સીખ લોકના સૈન્યની** ચાલમેલ ઉપરથી ગવર્નર **જનરલને** સંશય પડ્યાથી

તેણે કેટલુંક માણસ **સરહદ** ઉપરના સૈન્યની કુમકમાં મોકલ્યું. **સરહદપર** **લુડિઆના** તથા **ફીરોજપુર** કરીને ઇંગ્રેજનાં બે થાણાં હતાં. જે જે ભાગ ઉપર **સીખ** લોકે ચઢાઇ કરવાનો ભય ઉત્પન્ન કર્યો હતો તે તે ભાગમાં ગવર્નર **જનરલ** પંડે જવા નીકળ્યો. ઇંગ્રેજે તે લોકને રીસ ચઢે એવું કાંઈ કર્યા ન છતાં તેઓ-એ ડીસેમ્બર માસની ૧૨ મી તારીખે **સતલજ** નદી ઊતરી ઇંગ્રેજના મૂલકમાં પ્રવેશ કર્યો, અને **ફીરોજપુરથી** આશરે પાંચ સાત ગાઉને છેટે **ફીરોજશાહ** ગામમાં છાવણી નાંખી મોરચા બાંધવા ચાલ્યા.

ઇંગ્રેજ તાબાના હિંદુસ્તાન ઉપર સીખ લોકની ચઢાઇ. ૧૨ મી ડીસેમ્બર.

**સર હ્યુ ગફના** હાથનીચે અંબાલામાં ઇંગ્રેજનું કાંઇ સૈન્ય હતું તેને બનતી ઝડપથી **લુડિઆનામાંના** સૈન્યને જઈ મળવાની આજ્ઞા થઈ. તા૦ ૧૮ મી ડીસેમ્બરે તેઓ **મૂડકી** ગામ આગળ આવી પહોંચ્યા. તે વેળા લાંબી મજલ કરીને આવ્યાથી તેઓને થાક લાગ્યો હતો, પરંતુ તેમના પર હૂમલો કરવા **સીખ** લોક આવેછે એવા સમાચાર તેમના જાણ્યામાં આવ્યાથી તેમને વિશ્રાંતિ લેવા જેટલી નવરાશ મળી નહિ. પછી તરતજ થાક ને ભૂખ ભૂલી જઇને તેઓ લઢવાની તૈયારી કરીને શત્રુને ભેટવા નીકળ્યા. ધરતી પાધર હતી, પણ કોઇ કોઈ ઠેકાણે નાનાં નાનાં ઝાડવાં ઊગ્યાં હતાં તેમને ઓથે શત્રુનું પાયદળ તથા તોપખાનું ઊભું રહ્યું. તેમણે ઇંગ્રેજનું સૈન્ય ચાલ્યું આવતું તેના ઉપર તોપોનો માર ચલાવ્યો. તેવારે ઇંગ્રેજે જુસ્સાબંધ સામો ભડકો માર્યો. પછી શત્રુની બંને બાજુપર હૂમલો કરવા ઇંગ્રેજ લોકે પાયગા મોકલી, તેણે કરીને શત્રુના સૈન્યમાં અવ્યવસ્થા થવા માંડી; તેવારે પાયદળે આગળ ધસીને **સીખ** લોકને અનુક્રમે ઠેકાણે ઠેકાણેથી હાંકી કાઢ્યા ને તેમની સર્વ તોપો પડાવી લીધી. ઝઘડો ચાલતાં ચાલતાં રાત પડી ગઈ? ને તારાના ઉજેરે કેટલીક વાર ઝઘડો ચાલીને છેવટે ઇંગ્રેજનો જય થયો. ઇંગ્રેજ લોક નવા વૈરી જે **સીખ** લોક તેમને લેખામાં ગણતા નહિ, પરંતુ આ પહેલા યુદ્ધમાં તેમને **જણાઈ** આવ્યું કે **સીખ** લોકો મોટા શૌર્યથી અને યુદ્ધકળાથી લઢ્યા. ઇંગ્રેજનાં ઘણાં માણસ મરાયાં, તેમાં **જલાલાબાદનું** સંરક્ષણ કરનાર **શૂરવીર** નર **રોબર્ટ સેલ** પડ્યો.

મૂડકી આગળ સંગ્રામ. ૧૮ મી ડીસેમ્બર.

**ફીરોજશાહમાં** **સીખ** લોકની મોરચા બાંધેલી છાવણી હતી ત્યાં **સીખ**

લોક પાછા ગયા. **ફીરોઝપુરથી** ટૂકડી આવી મળવાથી ઇંગ્રેજ લોક, શત્રુ મોરચા બાંધી પડયા હતા તેમના પર હૂમલો કરવા ચાલ્યા. તા૦ ૨૧ મીએ **સીખ** લોકે આ મોરચાના રક્ષણ અર્થે સો કરતાં અધિક તોપો ગોઠવી હતી, તેથી તે લેવાવા કઠણ હતા. આ છાવણી સમાંતર બાજુ ચોખૂણને આકારે બાંધી હતી. તેની જે બાજુ સૌથી લાંબી હતી તેપર ઇંગ્રેજે હૂમલો કર્યો. ઇંગ્રેજનું તોપખાનું **સીખ** લોકના તોપખાના પ્રમાણે મજબૂત નહોતું, પરંતુ શત્રુપર તોપોનો માર ચાલુ થતાં પાયદળે ભયંકર મોરચાપર હલ્લા કરીને શત્રુની છાવણીમાં પ્રવેશ કર્યો. તે વેળા દારૂણ યુદ્ધ ચાલ્યું. **સીખ** લોકો આવેશમાં આવીને ધર્મની ઉત્કંઠાથી ઉન્માદે ભરાયા ને જંગલી લોક પેરે માથું વેગળું મૂકીને લઢ્યા, ને જે ગોરા લોક ઘાયેલ થઈ પૃથ્વીપર દુર્બળ દશામાં પડયા હતા તે સર્વને મારી નાંખ્યા, ને આ લઢાઈમાં પુષ્કળ સુરંગ ફોડ્યા તેણે કરીને તે અતિ ત્રાસદાયક થઈ પડી.

ફીરોઝશાહ આગળ યુધ્ધ. ૨૧ મી ડીસેમ્બર.

વચગાળે **સર જાન લિટ્લરની** ટૂકડીને શત્રુની ડાબી બાજુપર હૂમલો કરવા મોકલી હતી, પરંતુ તેને બીજા સરખો જય મળ્યો નહિં. હૂમલો કરનારમાં ઘણાંનાં ધડ ને ડોકાં જુદાં થયાં, ને એક ઠેકાણે અર્દ્ધ ચંદ્રાકારે મોરચો બાંધેલો હતો તે પર હૂમલો કરતાં શાણીની એક પલટણમાં એટલા જીવની હાનિ થઇ કે તેને અધવચ પાછું હઠવું પડ્યું.

સર. જે. લિટલરની ટુકડી.

આ પ્રમાણે લઢાઇ તમઝડ મચી રહી હતી, અને તોપોની ગર્જના ચાલી રહી હતી તેવામાં રાત પડી ગઈ. ઇંગ્રેજ લોકને કાંઈક વિજય મળ્યો હતો, તેમણે **સીખ** લોકની છાવણીમાં પ્રવેશ કર્યો હતો, પરંતુ શત્રુને મારી કઢાયા નહોતા. અંધારૂં થઇ ગયાથી થોડીવાર યુદ્ધ બંધ રહ્યું. ઇંગ્રેજ લોક પોતાના વૈરીઓની થડમાંજ હતા. પણ અંધારામાં, મિત્ર કોણ ને શત્રુ કોણ તે પૂરૂં વર્તાતું નહિ. પરંતુ જે તોપો અદ્યાપિ શત્રુના સ્વાધીનમાં હતી તેમાંથી રહી રહીને ગોળા આવતા. ઇંગ્રેજ લોક યુદ્ધ થતા પહેલાં દશ બાર ગાઉની મજલ ચાંપીને આવ્યાથી થાકી ગયા હતા, ને હવણાં તેમને ક્ષુધા ને ટાઢનું દુઃખ વેઠવાનું હતું. પરંતુ તેમની સાથે ગવર્નર જનરલ તથા કમાંડર ઇન ચીફ હતા તેઓ પણ તેવાં કષ્ટ વેઠતા તે જોઈ તેમને ધીરજ મળતી.

રણક્ષેત્રમાં રાત રહ્યા.

અરૂણોદય થતાં ફરી યુદ્ધ આરંભાયું. આટલાં બધાં કષ્ટ વેઠતાં છતાં સાહસિક લઢવૈયાઓ અદ્યાપિ ઊલટ ને દમભેર હતા. ને તેમનું જાતિ પુરૂષાર્થ ખડું થઇને તેમણે શત્રુને જીતવાનો નિશ્ચય કર્યો. ઇંગ્રેજના સૈન્યનો મુખ્ય અધિકારી સર હ્યુ ગફ હતો ને સર હેન્રિ હાર્ડિંજ જે તેના હાથ નીચે બીજા દરજાનો સરદાર બન્યો હતો તે હવે ડાબા પાસવાની સેનાનો સરદાર થયો, ને જમણી બાજુના લોકનો મુખ્ય કમાંદર ઇન ચીફ સર હ્યુ ગફ થયો, ને બંને મળીને પાયદળના લોક સાથે લેઈ જય મેળવવા આગળ ચાલ્યા. તેમણે કીકીઆરી કરી તેની આગળ શત્રુનું કશું ચાલ્યું નહિ. તેમણે શીખ લોકને હઠાવી એંશીતેર તોપો હાથ કરી, પરંતુ થોડા શીખ લોક જીતાયા એટલે બીજા પ્રગટ થયા. શીખ લોકનું ૩૦૦૦૦ માણસનું સૈન્ય વેગળું ઊભું રહ્યું હતું તેનો સરદાર તેજસિંગ નામે હતો; તે વિજયી ઇંગ્રેજને રોકવા તથા તેમણે લીધેલા મોરચા પાછા હસ્તગત કરવા આગળ આવ્યો. આણીગમ ઇંગ્રેજના સૂરામા પાળા લોક તેમની બે બાજુમાં ઘોડેસ્વાર મદદે રહ્યાથી બીજીવાર શત્રુ ઉપર ધસ્યા, તેવારે તેજસિંગનો પરાભવ કરીને તેના સૈન્યનો નાશ કરી શીખ લોકોને સતલજ નદીને પેલે પાર હાંકી કાઢ્યા.

જય.

ફિરોજ શાહમાં ઇંગ્રેજનું સૈન્ય જેવા શૂરવીરપણાથી લઢ્યું તેવાં શૌર્યથી બીજે કોઇ પ્રસંગે લઢ્યું નહિ હોય, ને તેમને આ લઢાઇમાં જેવા શૂરવીર આગેવાન મળ્યા હતા તેવા તો કદી મળ્યા ન હોય એમાં તો સંશય નથી. ગવર્નર, રણક્ષેત્રમાં જે માણસો તેની સાથે હતાં તેમનાં દુઃખમાં ભાગીઓ થતો એટલુંજ નહિ, પણ તેમનાપર પૂર્ણ માયા ભાવ બતાવતો, તેમાં વિશેષે કરીને ઘવાયેલા માણસો ઉપર. તે પ્રત્યેક માણસની પાસે જઈ ધીરજ ને આશાનાં વેણ કથતો, તેણે કરીને સૌને ઉલ્લાસ થતો. કોઇને અન્ન વસ્ત્રની ન્યૂનતા જણાતી તો તે પૂરી પાડતો ને કોઈ નિરાશ થઈ ગયેલા દેખાતા તો તેમને પોતાનો ઠૂંઠો હાથ દેખાડી હામ આપતો ને તેમને પ્રિય સ્વદેશની વાતો કહેતો.

સર હેનરિ હાર્ડિંજની જવાંમર્દી અને અસ્વારથીપણું.

આ લઢાઇમાં ઇંગ્રેજ લોકની મોટી હાણ થઈ, પરંતુ તેમને જય મળ્યો. ને જ્યાં લઢાઇ થઇ હતી ત્યાંજ તેમણે પડાવ રાખ્યો; કારણ કે અધિક તોપો તથા બીજાં માણસ આવે ત્યાં લગી તેમનાથી લાહોર જવાય એવું નહોતું. ઇંગ્રેજ લાહોર જવા વિલંબ કરેછે, માટે

શીખ સતલજ ઊતરી પાછા આવે.

તેમનામાં ધૈર્ય નથી એવું **શીખ** લોકને લાગ્યાથી તેઓએ **સતલજ** ઊતરી પાછા ઇંગ્રેજના રાજ્યમાં પ્રવેશ કર્યો. તેવારે વધારે લઢાઇઓ લઢવાનો પ્રસંગ આવ્યો. શત્રુએ **લુડિઆના** ઉપર હલ્લો કરવા આવવાની ધાસ્તી આપી, માટે કમાંડર ઇન ચીફે **સર હારિ સ્મિથને** એક ટૂકડી સાથે તે શહેર ભણી મોકલ્યો. **સર હારિ સ્મિથને** વાટમાં કોઈ કોઇ ઠેકાણે થોડા થોડા **શીખ** લોક મળ્યા, ને બંને પક્ષ વચ્ચે નાના ઝઘડા થયા તેમાં બધીવાર ઇંગ્રેજને જય મળ્યો નહિ.

પરંતુ આ અલ્પ ઝઘડાઓમાં જીત્યા કિંવા હાર્યા તેમાં કાંઇ લાભ કિંવા હાનિની વાત નહોતી. **સર હારિ સ્મિથ લુડિઆનાનું** ભયનિવારણ કરી ત્યાંનું અને પોતાના હાથ નીચેનું સૈન્ય એકત્ર કરીને **આલિવાલ** આગળ શત્રુ હતા તેમની સામે ચાલ્યો. તેના સૈન્યમાં જેટલું માણસ હતું તે કરતાં બમણા **શીખ** લોક હતા. વળી **શીખ** લોક પાસે છપન તોપો હતી, ને તેઓ માટીનો કોટ કિલ્લો બાંધીને રહ્યા હતા. ઇંગ્રેજ લોક આગળ ચાલ્યા તેમ તેમના પર શત્રુએ તોપોનો જોરથી માર ચલાવ્યો. અને **સર હારિ સ્મિથે** શત્રુનું ઠેકાણું યથાસ્થિત નક્કી કરવાને તેમને ઊભા રહેવાની આજ્ઞા કરી. શત્રુની છાવણી ક્યાં છે તેની માહિતી મેળવીને તેણે આગળ ચાલીને **આલિવાલ** ઉપર હૂમલો કર્યો, કારણ કે તે જાણતો કે **આલિવાલ** હાથ આવ્યું એટલે શત્રુની છાવણી લેવી એ કઠણ કામ નથી. પછી તેમણે થોડી વારમાં **આલિવાલ** હસ્તગત કર્યું અને શત્રુને **સતલજ** નદીપાર હાંકી કાઢ્યા. તેઓ દારૂગોળા તથા તોપો આદિ સામાન પાછળ મૂકી રઘવાટ કરી નાઠા તે સઘળો સામાન વિજયી ઇંગ્રેજના હાથમાં આવ્યો. **શીખ** લોક શૂરવીરતાથી લઢ્યા. સોળમી પલટણના ભાલાદારોએ હૂમલો કર્યો તે વેળા શત્રુના સ્વારો ઢાલ તરવારો લઇને મોટા આવેશથી લઢ્યા. એ લઢાઇ થયા પછી **સર હારિ સ્મિથ** મુખ્ય સૈન્યને આવી મળ્યો.

આલિવાલ આગળ લઢાઇ. ૨૮ મી જાન્યુઆરિ.

પરંતુ શત્રુનાં ઘણાં માણસ અદ્યાપિ **સતલજ** નદીના ડાબા તીરપર હતાં. ત્યાં **સોબરેઓન** કરીને તેમનું થાણું હતું તે મજબૂત કરવામાં તેઓ મંડ્યા હતા. **સોબરેઓનને** છાવણી કરતાં કિલ્લો એ નામ વધારે છાજે, કારણ કે તેનો દેખાવ કિલ્લા સરખો હતો. આણીગમ ઇંગ્રેજ લોકને સહાય માટે પુષ્કળ માણસ, પુષ્કળ તોપો તથા દારૂગોળા

ઇંગ્રેજ અને શીખની લઢાઇને વાસ્તે તેયારી.

ઈત્યાદિ સામાન આવ્યો. છેવટે પછી હૂમલો કરવાની તથા લાહોર ભણી જવાની સર્વ સામગ્રી થઈ.

ફેબ્રુઆરિ માસની તા૦ ૧૦ મીના વહાણામાં ઇંગ્રેજના સૈન્યે શત્રુપર હૂમલો કરવા હથિઆર સજ્યાં. ચારે બાજુએ ધૂમસ પ્રસરેલી હતી તે ઓછી થવા માંડી, એટલે ઇંગ્રેજે તોપોનો માર ચાલુ કર્યો. એક પ્રહર લગી તોપોના ગરગડાટ ને ગોળીઓની વૃષ્ટિ વિના બીજું કાંઈ સાંભળવામાં આવ્યું નહિ. તેમના સામે શત્રુએ તોપો તથા બંદૂકો છોડીઓ, તેથી ઇંગ્રેજને કાંઇ નુકસાન થયું નહિ. તોપોનો માર ઘણો જબર ચાલ્યો, તથાપિ માત્ર એટલાથી શત્રુની છાવણીનો નાશ થાય કિંવા તેઓ છાવણી છોડી નાશી જાય એવું નહિ હોવાથી ઘોડેસ્વાર તથા પાળા લોકને તમાસો જોઈ રહેવાનો ઘાટ નહોતો. ઇંગ્રેજના પાળા શત્રુના માટીના કોટપર હૂમલો કરવા આગળ ધસ્યા, તેવારે લોહી લોહાણ ઝઘડો ચાલ્યો. હૂમલો કરનારામાં શીખ લોકની તોપોએ બહુ હાનિ કરી. પછી કોઈ કોઈ ઠેકાણે તેમને વારંવાર પાછા હઠવું પડ્યું. પરંતુ તેમનું અચળ ધૈર્ય અંતે સફળ થઈ તેમનો જય થયો. તેઓએ તોપોના છેક મોં આગળ જઇને સંગીનના યોગથી તોપો હસ્તગત કરી લીધી. આણીગમ પાયગાના લોકે કોટમાં છીડાં પડ્યાં હતાં તેમાં બબે ત્રણ ત્રણ હારે પેશી સર્વ માંહિ ગયા ને સામી બાજુએ ગોઠવાઇને શીખ લોકના ગોલંદાજ જ્યાં ઊભા હતા ત્યાં તેમના પર હૂમલો કર્યો. શીખ લોક નાઠા. ઘોડાના તોપખાનાના આશ્રયથી ઇંગ્રેજ લોકે શીખને હઠાવ્યા. પછી નદી ભણી તેઓની થટ બાઝી. કેટલાક ગોળા આદિ ફેંકવાનાં હથિઆર વાગ્યાથી મરણ પામ્યા. કેટલાક નદી ઊતરતાં બૂડી મુઆ. પછી થોડાક ઊગર્યા તે લાહોર ગયા. શીખ લોકનું દળ હિંદુસ્તાન સ્વારી કરીને ઇંગ્રેજને જીતી લેવાની બડાઈ હાંકતું હતું તેનો કેવળ પરાભવ થયો.

સોબરેઓનની લડાઈ. ૧૦ મી ફેબ્રુઆરિ.

આ લઢાઈ થયા પછી એજ દિવસે સાંજે ઇંગ્રેજના સૈન્યમાંથી થોડાક લોક સતલજ ઊતરી પેલેપાર ગયા. ત્યાંથી તેઓ બે ત્રણ દિવસમાં લાહોરથી થોડેક અંતરે કસુર ગામ છે ત્યાં આવી પહોંચ્યા. મહારાણાની માતાએ ગુલાબસિંગને સંધિ કરવા મોકલ્યો તે ગવર્નર જનરલને મળ્યો. ઇંગ્રેજના સૈન્યને આગળ વધતાં બંધ રાખવું એ ગુલાબસિંગના મનમાં મુખ્ય વાત હતી. પરંતુ સર હાર્ડિંજે એ વાત માની નહિ.

લાહોર ઉપર ચઢી આવવું.

તેણે કહ્યું કે શીખ લોકનો મદ ઊતારી તેમને કેવળ નીચનમા કરવા માટે રાજધાનીમાં આવી અમે કહીશું તેવી સરતો ઉપર સંધિ કરવામાં આવશે. પછી મહારાજા પંડે ગવર્નર જનરલને મળવા આવ્યો. તેપર ગવર્નર જનરલે કૃપાદૃષ્ટિ રાખીને તેને આદરમાન આપ્યું. અને પોતાના સૈન્યના અધિકારી તેની સાથે આપીને તેને રાજધાનીમાં પહોંચાડ્યો. અધિકારીઓ પોતાના લોક લેઈ કિલ્લાપર રહ્યા, તેવારે કાંઈ સેતાન તોફાન નહિ થતાં શહેર હસ્તગત થયું.

માર્ચની તા૦ ૮ મીએ સંધિપત્ર પર સહી થઈ. લઢાઈના ખરચ બદલ પુષ્કળ દ્રવ્ય ઇંગ્રેજને આપ્યું. બીઆ તથા સતલજની વચે ત્રિકોણાકારે જે પ્રદેશ છે તે તેમને સ્વાધીન કર્યો. સૈન્ય તોડી નાંખ્યું ને જે તોપો હવણાં થયેલી લઢાઈઓમાં ઇંગ્રેજને હાથ નહોતી આવી તે તેમના હસ્તગમાં સોંપી. અને લાહોર સરકારે જે દ્રવ્ય આપવાનું પરઠ્યું હતું તે પૂરૂં કરવા તેનામાં શક્તિ નહિ હોવાથી બીજો કેટલોક પ્રદેશ ઇંગ્રેજને આપ્યો. તે તેમણે ગુલાબસિંગ સાથે એક જુદો લેખ પત્ર કરીને તેને બક્ષિશ આપ્યો; કારણ કે આ લઢાઈમાં તેણે નિષ્પક્ષપાતપણે લાહોર સરકાર સાથે રંગેચંગે સંધિનું કામ પાર પાડી આપ્યું.

મહારાજ સાથે સંધિ.

આ પ્રકારે શીખ લોકનો પૂરો પરાભવ કર્યો. તેમણે હિંદુસ્તાનપર સ્વારી કરી હતી; તેમને હાંકી કાઢી ઇંગ્રેજ લોકે તેમના દેશપર સામી ચઢાઈ કરી. જય તથા લુંટ મેળવવા શીખ લોકને ભારે ઊલટ હતી, પરંતુ ઇંગ્રેજે તેમને જીતીને તેમનો મુલક તાબે કર્યો. કલકત્તે જઇને પરદેશી ઇંગ્રેજને હાંકી કાઢવાની તેમણે મિથ્યા કલ્પના કરી હતી. સઘળી લઢાઈઓમાં તેમની હાર થઇ, ને તેમની પોતાની રાજધાનીમાં ઇંગ્રેજનું સૈન્ય આવી રહ્યું. આટલું થયા છતાં તેમનો બરો ઊતર્યો નહોતો, માટે તેમને પૂરે પૂરા વશ કરવાને બીજી લઢાઈ કરવાની અગત્ય હતી.

શીખ લોક જીતાયા.

કેટલાક શીખ સરદારોની વિનતિ ઉપરથી ૧૦૦૦૦ માણસનું સૈન્ય લાહોરમાં મૂક્યું, વધારાનું પાછું આવ્યું, ને પંજાબની પહેલી લઢાઈનો અંત આવ્યો. લોર્ડ હાર્ડિંજના રાજ કારભારનાં બાકીનાં વરસ પ્રજાના હિતની વૃદ્ધિ કરવામાં ને લઢાઈઓ નહિ થતાં નિવૃત્તિમાં ગયાં.

લોર્ડ હાર્ડિંજની કારકીર્દિની સમાપ્તિ.

# પ્રકરણ ૨૪ મું.

## પંજાબ તથા પેગુ પ્રાંત જીતી લીધા.

### સન ૧૮૪૮ થી ૧૮૫૩ સુધી.

લાર્ડ ડેલ્હૌજિના રાજ્ય કારભારનો આરંભ—મૂળરાજ—તેની વિશ્વાસઘાત ભરેલી વર્તણુક—તેને રાજ્ય ઉપરથી દૂર કરેછે—નવા સુબાને મોકલ્યો—મુલતાનમાં બંડ—ઇંગ્રેજ અધિકારીઓનું ખુન—શેરસિંગને મુલતાન મોકલ્યો—એડ્વર્ડ સાહેબ—તેની પ્રશંસા યોગ્ય વર્તણુક—તે મૂળ રાજાના સૈન્યને હરાવેછે—તે મુલતાન આગળ આવી ઊભો રહેછે—જનરલ વિહીશ મુલતાનમાં આવેછે—પંજાબમાં બંડ—શેરસિંગ ફૂટેછે—મુલતાનને ઘેરો ઊઠયો—ઇંગ્રેજનું લશ્કર પંજાબમાં પેસેછે—રામનગર આગળ ઝઘડો—ચિલિઆનવાલા આગળ યુદ્ધ—મુલતાન હસ્તગત આવ્યું—ઇંગ્લાંડમાંના લોકની ચિંતા—ગુજરાતની લઢાઈ—પંજાબ ઇંગ્રેજના રાજ્યસાથે જોડી દેવામાં આવ્યું—રંગુનનાં ગવર્નરની વર્તણુક—નૌકાપતિ લામ્બર્ટની નીમણુક—બ્રહ્મ દેશ સાથે લઢાઈ—બ્રહ્મી લોકના કિલ્લા હસ્તગત કર્યા—બ્રહ્મી લોકની લઢાઈનું સ્વરૂપ—પ્રોમ શહેર ઉપર જવું—પેગુ પ્રાંત ઇંગ્રેજના રાજ્યમાં મેળવી દીધો—લોર્ડ ડેલૌજિની રાજનીતિ.

લાર્ડ ડેલ્હૌજિ ગવર્નર જનરલની પદવી ઉપર આવ્યો ને તેણે રાજ કારભાર ચલાવવા માંડયો, તેવારે દેશમાં શાંતિ ને સમાધાની હોઈને કોઈ ઠેકાણે બખેડો ઊઠશે નહિ એવું તેને લાગતું હતું. પરંતુ તેને હિંદુસ્તાનમાં આવ્યાને ઝાઝા દિવસ થયા નહિ, એટલામાં પંજાબમાં વિગ્રહ ઉત્પન્ન થયો, તેમાં પરિણામે ઇંગ્રેજને તેમના શૂરા તથા સાહસિક શત્રુ જે શીખ લોક તેમની સાથે બીજી વારની લઢાઈઓ કરવી પડી. સિંધુ તથા સતલજની વચેના પ્રાંતની રાજધાની જે મુલતાન ત્યાંનો સુબો લાલા મૂળરાજ કરીને હતો, તે કેટલીક મુદતથી લાહોરમાંના તેના સ્વદેશી લોક સાથે ખટપટ ચલાવી તેમને ઇંગ્રેજના સૈન્ય સામે હથિઆર પકડવાને તથા ઇંગ્રેજને તે શા-

મૂળરાજની દગાભરેલી વર્તણુક.

તેને મુલતાનનાં સિંહાસન ઉપરથી પદચ્યુત કર્યો.

હેરમાંથી કાઢી મૂકવાને ઉશ્કેરતો હતો. ઇંગ્રેજ લોક મુખ્ય શીખ સરદારોની વિનતિ ઉપરથી લાહોરમાં રહ્યા હતા. તેની આવી વર્તણુક ઉપરથી તેને પદભ્રષ્ટ કરવાની અગત્ય જણાઈ. તેની જગ્યાએ સરદાર ખાનસિંગને સુબો નીમવામાં આવ્યો, ને બંગાળાના મુલકી ખાતાના અધિકારી મિ૦ વાન્સ અગન્યુને અને મુંબાઇના લશ્કરી ખાતાના અધિકારી એંડર્સન સાહેબને ઇંગ્રેજ સરકારના વકીલો તરીકે આ નવા સુબાની સાથે મુલતાન જવાની આજ્ઞા થઈ. આ ઊથલ પાથલ મૂળરાજે માન્ય કરી એવું પ્રથમ દેખાયું, ને કાંઈ કલહ ઉત્પન્ન થાય એવું કોઈની ધારણામાં નહોતું. પરંતુ જે દિવસે ઇંગ્રેજ અધિકારીઓ મુલતાનમાં આવ્યા તેજ દિવસે મૂળરાજનાં માણસોની એક ટોળીએ તેમના પર હૂમલો કરી તેમને ઘણા ઘાયેલ કર્યા. પછી તેઓ તથા સરદાર ખાનસિંગ પોતાની સાથેનાં માણસ લઈને એ શાહેરનાં થડમાં એક કિલ્લો છે તેમાં ગયા. શત્રુએ શાહેરમાંથી તે કિલ્લાપર તોપોનો માર ચલાવ્યો, પરંતુ તેમનું કાંઇ ચાલ્યું નહિ. ત્રણ દિવસ પછી શત્રુએ કિલ્લાપર હૂમલો કર્યો. ઇંગ્રેજ સાથેના ગૂર્ખા તથા શીખ લોક ફુટ્યા હતા તેમણે કિલ્લાનાં દ્વાર ઉઘાડી હૂમલો કરનારને અંદર ઘાલ્યા બે ઘાયેલ ઇંગ્રેજ એક બીજાનો હાથ ઝાલીને પોતાની ભાષામાં વહાલપણનાં વેણ વદીને પરસ્પર ધીરજ આપતા હતા, તેવારે શત્રુઓએ તેમનો અતિ નિર્દયપણે ઘાત કર્યો; ને જંગલી ભડકૂરે તેમનાં મડદાંને અતિશય અપમાન પહોંચાડ્યું.

ઇંગ્રેજ સરકારના એલચીનું ખૂન.

વિશ્વાસઘાતનું આ એકલું ઉદાહરણ નહોતું. બીજાં દૃષ્ટાંત પણ દૃષ્ટિએ પડ્યાં. લાહોરના શીખ લોકે પ્રપંચજાળ રચી હતી. તેમણે ત્યાંના ઇંગ્રેજના લશ્કરી માણસને તેમની સ્વામીભક્તિ છોડાવવા લલચાવ્યા, પરંતુ તેમના ઉપાય અફળ ગયા.

લાહોરમાં કારસ્તાન.

મુલતાનમાં જે વર્તમાન બન્યાં તે જાણ થતાં વાંતજ શેરસિંગ કરીને એક શીખ સરદાર જેના સ્વામીભક્તપણાવિષે ઇંગ્રેજને જરાપણ શંકા નહોતી તેને સૈન્ય આપી ત્યાં મોકલ્યો. પરંતુ આ કરતાં વિશેષ ઉપયોગી સહાય સમીપ આવી પહોંચી. કંપનિના સૈન્યમાં લેફ્ટેનેન્ટની પદવીપર મિ૦ એડ્વર્ડસ હતો તે સિંધુ નદીના કાંઠાપર લીહા ગામમાં હતો. અહિં તેને તે પરગણાની વ્યવસ્થા કરી ઊપજ ઊઘરાવીલેવામાં

મિ. એડવર્ડસના સંપળ અને હિમ્મતવાન્ કૃત્ય.

મૂળરાજને સહાય કરવા સારૂ મૂકયો હતો. તેના હાથ તળે વિશ્વાસુ શીખ લોકની એક ટોળી હતી તેને સાથે લેઇ તે મુલતાન ભણી ચાલ્યો. અને પાસેના ભાવલપુર પ્રાંતના નવાબને લખ્યું કે તમારે ઝટપટ મદદ મોકલવી. નવાબે વિનતિનું પ્રયોજન રાખ્યું. અને આ લઢાઇની વેળામાં પહેલેથી તે ઠેઠ લગી આ નવાબ સાચા અને વિશ્વાસુ મિત્ર પ્રમાણે વર્ત્તી ઇંગ્રેજના પક્ષને બહુ ઉપયોગી થઇ પડયો.

પરંતુ કાર્યોપયોગી સહાય આવી મળતા પહેલાં એડ્વર્ડ સાહેબ તથા તેની સાથેના માણસો ઉપર બંડખોર લોકે હૂમલો કર્યો, તેવારે તેમણે શૂરવીરપણે બંડખોરને પાછા હઠાવ્યા. પછી એડ્વર્ડ સાહેબ આગળ ચાલી દેહરા ઇસ્માયલખાનના કિલ્લાના ઉપરિ અધિકારી કર્નલ કાર્ટલંડને તથા ભાવલપુરના સૈન્યને જઇ મળ્યો. તા૦ ૧૮ મી જુને તેણે ચિનાબ નદીના તીરપર સદુસામ ગામમાં મૂળરાજનો પરાભવ કર્યો.

મૂળરાજની હાર.

અહિં આશરે ત્રણ પ્રહર ભારે ઝઘડો ચાલ્યો, તેમાં કિયો પક્ષ જીતશે એ પણ કંઇવાર લગી નક્કી નહોતું. એડ્વર્ડ સાહેબ કર્નલ કોર્ટલંડથી જુદો પડી પોતાના પાળા લોક સાથે એકલો નદી ઊતરી આવ્યો હતો તેને મદદ આપવા કર્નલ કોર્ટલંડ ખરા અવસરપર બે પલટણ તથા છ તોપો લેઇ આવી પહોંચ્યો. રણક્ષેત્રમાં મૂળરાજની પૂર્ણ હાર થયાથી તે મુલતાન ગયો તો ત્યાં જવાને એડ્વર્ડ સાહેબ સૈન્ય લેઇ નીકળ્યો. તેના સૈન્યમાં માણસની પ્રતિદિન ભરતી થતી ચાલી. આ સાહેબનામાં શૌર્ય, ધૈર્ય તથા ચાતુર્યના ગુણ દીઠી આવ્યા હતા; તેણે પોતાની પાસેના માણસોને શૌર્યનાં કામ કરવા ઉશ્કેરયા હતા. તેણે બંડના પ્રથમ ઊભરાને રોકયો હતો, તેના પરાક્રમથી બીજાઓને મોટી મોટી વાતોના મનસુબા કરવાને નવરાશ મળી હતી, પરંતુ મૂળરાજની સત્તાનો કેવળ નાશ કરવાનું તેના એકલા પંડથી બન્યું નહિ.

સદુસામ આગળ લઢાઇ. ૧૮મી જુન ઇ. સ. ૧૮૪૮.

જનરલ વિહીશ આગસ્ટ મહિનામાં મુલતાન આગળ આવ્યો, ને ત્યાંની સેનાનો મુખ્ય અધિકારી થયો. તેની સાથેના માણસ તથા ત્યાં પહેલાં સૈન્ય હતું તે મળીને ૨૮૦૦૦ લોક થયાં.

મુલતાનને ઘેરો ઘાલ્યો.

આણીગમ હજારો પરગણામાં શીખ લોકે છત્રસિંગને આગેવાન કરી બંડ

ઊઠાવ્યું, અને આ પ્રમાણે પંજાબમાં ઘણેઅરે ઠેકાણે બંડ કરવાની મતિ થવા લાગી; તથાપિ મુલતાન આગળના સૈન્યના પોબાર પડતા આલ્યા હતા. તેમણે શહેરની આસપાસના શત્રુને હાંકી કાઢીને શહેરને યથાસ્થિત ઘેરો ઘાલ્યો હતો. પરંતુ સંપૂર્ણ યશના સમયમાં તેમના ધાર્યામાં નહિ એવાં કારણથી તેમને ઘેરો ઊઠાવવો પડ્યો. શેરસિંગ જેના ઉપર અત્યાર લગી ઇંગ્રેજની પૂર્ણ પ્રતિતી હતી ને ઘેરો ઘાલનાર સૈન્યની સંઘાતે હતો, તે ઇંગ્રેજનો પક્ષ તજી પાંચસેં શીખ લોક લઈ શત્રુની મીરમાં ગયો.

પંજાબમાં બળવો ને શેરસિંગનું સામે થવું.

હવેથી લઢાઈ ચાલી તે વેળા બંને પક્ષના સૈન્યમાં પુષ્કળ માણસ મળ્યાં હતાં. હિંદુસ્તાનના સેનાપતિ લોર્ડ ગફ જેને પંજાબની છેલી લઢાઈમાં તેણે મોટાં પરાક્રમ કર્યાં માટે સરકારે તેના ઉપર તુષ્યમાન થઇને ઉમરાવની પદવી આપી હતી, તેના આધિપત્ય નીચે ફિરોજપુરમાં મોટું દળ એકઠું મળ્યું હતું. આ દળને શેરસિંગ તથા તેના બાપ છત્રસિંગના સૈન્ય સામે જવાની સત્વર આજ્ઞા કરવામાં આવી.

ઇંગ્રેજી લશ્કરનું ચઢી આવવું.

નવેંબર માસની તા૦ ૨૧ મીએ ઇંગ્રેજ લોક શત્રુની પાસે આવ્યા. શત્રુએ ચીનાબ નદીપર રામનગરમાં મજબૂત જગ્યામાં છાવણી નાંખી હતી. બીજે દિવસે પરોઢમાં ઘોડાના તોપખાનાં વાળાએ શીખ લોક ઉપર હૂમલો કર્યો, ને ઇંગ્રેજના સ્વારો શત્રુની મોટી પાયગા નદી ઊતરી આ પાર આવી હતી તેની સાથે ઝઘડો કરવા માટે મોકલવામાં આવ્યા. ૧૪ મી ડ્રાગુન તથા દેશી સ્વારોની એક પલટણે શત્રુને પાછા હઠાવ્યા, પરંતુ તેઓ અતિશય આગળ વધી ગયા, તેથી નદીના તીરની ઊંડી રેતીમાં શીખ લોકની તોપોના મારના સપાટામાં આવી પડ્યા. તેમને મોટી હાનિ સહિત પાછું ફરવું પડ્યું.

રામનગર આગળ ઝઘડો. ૨૨ મી નવેંબર ઇ. સ. ૧૮૪૮.

બંને સૈન્યે કેટલીક વાર ફરીથી યુદ્ધ કર્યું નહિ. પરંતુ જાન્યુઆરિનું પહેલું પખવાડીઉં ઊતર્યું, તેવારે લોર્ડ ગફ આગળ ચાલી શત્રુપર હૂમલો કરવાનો નિશ્ચય કર્યો. પછી તે લાંબી મજલ ચાંપીને શીખ લોકની જોરાવર છાવણીના થડમાં આવ્યો. બીજા દિવસસુધી લઢાઈ નહિ કરવી એવી તેની ઇચ્છા હતી. પરંતુ તેના ધાર્યા કરતાં શીખ લોકના મોરચા વધારે પાસે હોવાથી તેમની તોપોએ ઇંગ્રેજના સૈન્યમાંના

ચિલિઆનવાલાની લઢાઇ. ૧૩ મી જાન્યુઆરિ ૧૮૪૯

ઘણાના પ્રાણ લીધા. તે ઉપરથી તેણે યુદ્ધ કરવાની આજ્ઞા આપી. ત્યાંની ધરતી સંબંધી ઇંગ્રેજના જનરલને માહિતી નહિ હોઇને તે ધરતી ઉપર થઇ મોટા સૈન્યને જવા આવવાને અડચણ પડે એવું હતું. તોપણ ઇંગ્રેજના લોક શત્રુ સાથે લઢવા લાગ્યા. પાછા ફરવામાં અપયશ થશે એવું માનીને રણક્ષેત્રની ભૂમિ પ્રતિકૂળ છતાં તેમણે મોટા શૌર્યથી યુદ્ધ કર્યું. તેમણે મજબૂત મોરચા સંગીનની અણીએ લીધા, શીખ લોકને પાછા હઠાવ્યા, ને દારુણ યુદ્ધ કર્યા પછી રણક્ષેત્રમાં પડાવ નાંખ્યો. ઇંગ્રેજોનો વિજય થયો ખરો, પરંતુ વિજય સાર્થક થયો નહિ. શત્રુ નાશી ગયા; તેમની પાછળ ઇંગ્રેજ પડ્યા નહિ. શત્રુએ ઇંગ્રેજની કેટલીક તોપો લીધી, ને મરાયેલા તથા ઘવાયેલા મળીને પુષ્કળ લોકની હાણ થઈ. આ પ્રમાણે ઇંગ્રેજ લોકનો ભારે નાશ થયો ખરો, પરંતુ ચિલિઅનવાલાના યુદ્ધમાં તેમના કરતાં શીખ લોકને અધિક ધોકો લાગ્યો.

આ યુદ્ધથી હિંદુસ્તાનમાંના ઇંગ્રેજના રાજ્યમાંના સર્વ લોકનાં મનમાં જે ઉદાશી લાગી હતી તે થોડા દહાડામાં જતી રહી. જાન્યુઆરિ માસની તા૦ ૨૧ મીએ મુલતાન ઇંગ્રેજ લોકને હસ્તગત થયું. જનરલ વિહિશની કુમકે ડીસેંબરમાં મુંબાઇથી કેટલુંક માણસ આવી પહોંચ્યાથી મુલતાનને ફરી ઘેરો ઘાલવાનું બની આવ્યું. તેજ માસની તા૦ ૩૧ મીએ કિલ્લાના લોકે હૂમલો કર્યો, તેને ઇંગ્રેજે પાછા હઠાવ્યા. પછી ઇંગ્રેજે જાન્યુઆરિની તા. ૨ જીએ મુલતાન શહેર હૂમલો કરી લીધું, અને ૨૨ મી તારીખે મૂળરાજે કિલ્લો તેમને સ્વાધીન કર્યો. આ રીતે લઢાઈનો અંત આવ્યાથી સૈન્યમાંના પુષ્કળ લોક જે કિલ્લાને ઘેરો ઘાલવાના કામમાં ઘણા દિવસ રોકાયાથી કંટાળ્યા હતા તે લોર્ડ ગફના હાથ નીચેની સેનાને જઈ મળવાને છૂટા થયા.

મુલતાન સર કર્યું. ૨૨ મી જાન્યુઆરિ.

મુલતાન હસ્તગત કર્યા પછી અગન્યુ તથા આન્ડર્સન સાહેબનાં મડદાંને આદર બુદ્ધિથી ખોદી કાઢી ઇંગ્રેજે કોટમાં સુરંગ પાડ્યો હતો તેમાં થઇ લેઈ આવ્યા, ને કિલ્લાના કોટ ઉપર દાટવામાં આવ્યાં. મૂળરાજે એ બે સાહેબનો ઘાત કર્યો, માટે તેના અપરાધની ચોકશી ચાલી તેમાં તે અપરાધી છે એવું સિદ્ધ થયાથી તેને દેહાંત દંડની શિક્ષા કરવાનો ઠરાવ થયો, પરંતુ પાછળથી આ ઠરાવ બદલી તેને જન્મટીપ મારવામાં આવી.

ઇંગ્રેજ સરકારના વકીલના મડદાંને દાટ્યાં, ને તેમના ખૂનની તપાસ.

**ચિલિઆનવાલાના** યુદ્ધના સમાચાર ઇંગ્લાંડ પહોંચ્યા, ત્યારે ત્યાંના સર્વ વર્ગના લોકના મનમાં ખેદ થયો; અને **સર ચાર્લ્સ નેપિયરને હિંદુસ્તાનમાંના સૈન્યનો** મુખ્ય અધિપતિ નીમીને **પંજાબની** લડાઇ ચલાવવી એ વાત સરકારને ડહાપણ ભરેલી જણાઇ.

ગૂજરાતની લઢાઇ. ૨૧ મી ફેબ્રુઆરિ.

પરંતુ **સર ચાર્લ્સ નેપિયર હિંદુસ્તાનમાં** આવ્યો તે પહેલાં ઘણા દિવસથી ઇંગ્રેજના લાભમાં લઢાઇનો છેડો આવ્યો હતો. તા૦ ૨૧ ફેબ્રુઆરિએ ગૂજરાતની **લઢાઇ** થઇ તેમાં ઇંગ્રેજના ખરેખરા પોબાર વાગ્યા હતા. આ લઢાઇમાં **શેરસિંગે એક મજબૂત** જગ્યામાં છાવણી નાંખી હતી. તેની સાથે ૬૦૦૦ માણસ, ૫૯ તોપો, તથા **દોસ્ત મહમદખાનના** એક પુત્રના હાથનીચે ઘોડેસ્વારના **અફગાન સૈન્યની** એક ટૂકડી હતી. ગૂજરાતનું યુદ્ધ ઘણું કરી તોપોના લશ્કરનું **યુદ્ધ હતું.** ઇંગ્રેજ લોકોએ પોતાના મોરચા બાંધી **શીખ**લોક ઉપર એક પ્રહરલગી **તોપો મારી.** પ્રહર વીત્યા પછી ઇંગ્રેજના સૈન્યે **શીખ**લોકના સઘળાં સૈન્યમાં ભંગાણ પાડી તેને નસાડ્યું, તેમની બધી તોપો હાથ કરી, ને અસુર થતા લગી તેમનો કેડો લીધો. **અફગાન** લોક રણક્ષેત્રમાંથી સત્વર નાશી ગયા, ને **સર વાહટર ગિલ્બર્ટ** સાહેબ **ખાઇબરના** ઘાટલગી તેમની પાછળ પડ્યો.

આ લઢાઇમાં ઇંગ્રેજનો ખરેખરો જય થયો. સઘળા મુખ્ય મુખ્ય **શીખ** સરદાર શરણે આવ્યા, ને **શીખ** લોકનું ઘણું કરી બધું સૈન્ય **તૂટી** ગયું. **પંજાબ** જીતી લઇને ઇંગ્રેજે એ સંપત્તિવાન ને રસાળ પ્રાંત પોતાના રાજ્યમાં ભેળવી દીધો. ત્યારથી તેમાં રૂડી રીતે ધમ ધોકાર રાજકારભાર ચાલેછે; તે પ્રાંતમાં સૌ પ્રકારનો સુધારો થયોછે, ને ઇંગ્રેજ અધિકારીઓનો કારભાર ત્યાંની પ્રજાને અતિ પ્રિય લાગેછે.

પંજાબ જીતી લીધો ને તેને ઇંગ્રેજ સરકારના રાજ જોડે જોડી દીધો. ૨૯ મી માર્ચ ૧૮૫૧.

**લોર્ડ ડેલ્હૌઝી પંજાબના** રાજ્યકારભાર સંબંધી ઘટતી વ્યવસ્થા કરવામાં ગૂંથાયો હતો, તેવારે **રંગુનમાં** જે વર્ત્તમાન બન્યાં તેના સમાચાર આવ્યા તે ઉપરથી **બ્રહ્મી** લોક સાથે આપણે બીજી લઢાઈ કરવી પડશે એવો તેને સંભવ જણાયો. **રંગુનના** સુબાએ ઇંગ્રેજ લોકના બે વહાણના અધિપતિઓને અનાહુત પીડા કરીને તે બંદરમાં ઇંગ્રેજનાં ઘણાં ખરાં કામમાં શઠવટ જણાવી હતી. માટે ગવર્નર **જનરલે** થોડાં વહાણ આપીને **નૌકાપતિ લામ્બર્ટને** ત્યાં મોકલવાની યોજના કરી. તેણે એવી સૂચના કરી હતી કે

બ્રહ્મી સાથે તકરાર.

આપણુ લોકને પીડા કરવાનું પ્રયોજન પૂછી આપણું મન મનાવવાનું કહેવું, ને તે સુબો પાંશરો ઉત્તર ન આપે, તો આવાના રાજાને એક પત્ર મોકલી તેને પાછો બોલાવી લેવા વિષે લખવું. રંગુનના સુબાએ ઇંગ્રેજના વકીલનો ભારે અનાદર કર્યો તે ઉપરથી તે નૌકાપતિએ આવાના રાજા ઉપર પત્ર લખી મોકલ્યું. આ પત્ર વાંચીને આવાના ભૂપતિએ ઇંગ્રેજને ખીજવનાર સુબાને બોલાવી લેઇ તેની પદવી ઉપર બીજા સુબાને નીમ્યો.

નૌકાપતિ લામ્બર્ટની નીમણુક.

નવો સુબો તેની પહેલાંના અધિકારી કરતાં અધિક ઉન્મત્તપણે વર્ત્યો. આવી વર્ત્તણુક ઉપરથી નૌકાપતિ લામ્બર્ટે રંગુન તથા બ્રહ્મી લોકના પાસેના બીજાં બંદરને પ્રસિદ્ધ રીતે ઘેરો ઘાલીને નાકાં રોકવાનું જાહેર કર્યું, ને બ્રહ્મી લોકના રાજાને લખી જણાવ્યું કે તમારા સુબાની સાથે કાગળ પત્રનો વ્યવહાર હવેથી અમે ચલાવનાર નથી. અને શત્રુની માઠી વર્ત્તણુકનું વેર વાળવાને રંગુન નદીમાં પોતાના વહાણના થડમાં બ્રહ્મી લોકનું મોટું એક લડાઇનું નાવ હતું તે લેઇ લીધું. બીજે દિવસે પ્રભાતમાં બોલ્યા પ્રમાણે ઘેરો ઘાલવાને તે પોતાનું નૌકા સૈન્ય લેઈ નદીમાં થઈ ચાલ્યો. આ વહાણ જતાં હતાં તેવારે તેમના ઉપર નદીના તીરપર બાંધેલા કાષ્ટકોટ તથા બ્રહ્મી લોકનાં યુદ્ધનાં નાવમાંથી તોપોનો માર ચાલ્યો. ઇંગ્રેજનાં વહાણમાંના લોકે સામી તોપો છોડી તેમાં શત્રુનો ઘણો નાશ થયો, ને તેમણે તોપો છોડવી બંધ કરી. અહિં ઘેરાનો આરંભ કરીને આગળ શું કરવું તે વિષે ગવર્નર જનરલની સૂચના લેવા તે નૌકાપતિ કલકત્તે પાછો ગયો.

લડાઇનો આરંભ.

આવાના રાજાઉપર પત્ર લખી ઇંગ્રેજનું મન મનાવવા તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે તેમ કરવાની ના કહી ને રંગુનના સુબાનાં કૃત્ય પ્રમાણ રાખ્યાં. લાર્ડ ડેલ્હૌઝી જેણે આ વાંધો સલાહ સંપથી પતાવવા સારૂ અંતઃકરણથી પ્રયત્ન કર્યો હતો તેને હવે લડાઇની તૈયારી કરવી પડી. લડાઇને અનુકૂળ ઋતુ વીતી જવા આવી હતી, ને ચાતુર્માસના દિવસ ટૂકડા આવ્યા હતા, પરંતુ બ્રહ્મી સરકારની સત્તાનો એકાએક નાશ કરવો એવા હેતુથી ગવર્નર જનરલે લડાઇની સામગ્રી ધમધોકાર ચલાવી. સન ૧૮૫૨ના એપ્રિલ માસના આરંભમાં ઘણાં વહાણ રંગુન નદીના મુખ આગળ આવી પહોંચ્યાં, તેમાં પુષ્કળ સૈન્ય હતું. તેમનો અધિપતિ જનરલ ગોડવિન નામે હતો તેણે માર્ટાબાન હસ્તગત કર્યું, ને રંગુન પણ ઉગ્ર ઝઘડો થયા

બ્રહ્મદેશ સાથે લડાઇ.

પછી લીધું. બેસીન કરીને એક બીજું ઉપયોગી થાણું હતું તે લીધું. આરીતે ઇંગ્રેજ લોકે યુદ્ધનો અનુકૂળ અવસર વીતતા પહેલાં પેગુ પ્રાંતમાં પૂરો પ્રવેશ કર્યો. પરંતુ ચઢાઈ કરનારૂં સૈન્ય અદ્યાપિ રાજધાનીથી બહુ વેગળું હોવાથી સંધિ કરવાની વાત આવાના રાજાના મનમાં ઊતરી નહિ.

પેગુનું શૌર્યથી રક્ષણ કરવું.

પેગુ પ્રાંતની એજ નામની રાજધાની જુન માસમાં લીધી. પરંતુ ત્યાં તેમણે થોડું માણસ રાખ્યું હતું તેથી થોડા દહાડા પછી બ્રહ્મી લોકે તે ફરી હસ્તગત કરવા પ્રયત્ન કર્યો. તેવારે મદ્રાસના પાયદળના મેજર હિલ તથા તેના હાથ નીચેના માણસોએ, પુષ્કળ બ્રહ્મી લોક હૂમલો કરવા આવ્યા છતાં, તેમની સામે શૌર્યથી લઢી પોતાને જે સ્થળની રક્ષા કરવા મૂકયા હતા તેની રક્ષા રંગુનથી કુમક આવી પહોંચતાં લગી કરી.

આ લઢાઇનું વિલક્ષણપણું.

બ્રહ્મીલોક સાથે જે જે ઝઘડા થયા તે સર્વમાં તે લોકે ઘાયલ થયેલા તથા કેદી પકડાયેલા માણસોની મહા ભૂંડી વલે કરી. પરંતુ ઇંગ્રેજને રોગ રૂપી શત્રુસામે મુખ્ય લઢવાનું હતું. બ્રહ્મીલોકનાં હથિઆર કરતાં કોગળીએ તથા તાવે વિશેષ રોગ વર્ત્તાવ્યો.

પેગુને ઇંગ્રેજી રાજ જોડે જોડી દીધું. ૨૦ મી ડીસેમ્બર, ઇ. સ. ૧૮૫૨.

થોડા દહાડા પછી જનરલ ગોડ્વિન પ્રોમમાં ગયો ત્યાં પોતાના હાથ નીચેના લોક મૂકયા. આ રીતે એવડો મોટો પેગુ પ્રાંત ઇંગ્રેજના સૈન્યને સ્વાધીન થયો, અને તે પ્રાંત ઇંગ્રેજના આશ્રય નીચે રાખવો એ ગવર્નર જનરલને ડહાપણ ભરેલું લાગ્યું. તે ઉપરથી પેગુ પ્રાંત ઇંગ્રેજના રાજ્ય સાથે જોડી દીધોછે એવું જાહેરનામું પ્રગટ કર્યું. બ્રહ્મી લોકના નરસા કારભારમાંથી છૂટીને તે પ્રાંતની સ્થિતિ ધીમે ધીમે સુધરતી જાયછે. આણીગમ આવાના રાજાને તેના ભાઈએ પદભ્રષ્ટ કર્યો. તેને ખાતરી થઈ હતી કે આપણથી પ્રબળ ચઢાઈ કરનારા

બ્રહ્મી લોક સાથે સલાહ. ૩૦ મી જુન સને ૧૮૫૩.

ઇંગ્રેજસાથે બાકરી બાંધવામાં સાર નથી એમ ધારી સંધિ કરવાની તેણે વૃત્તિ જણાવી. ઇંગ્રેજે સંપાદન કરેલા નવા પ્રાંતની સરહદ ઉપરથી તેણે પોતાનું સૈન્ય બોલાવી લીધું તથા આવામાં ઇંગ્રેજ કેદી હતા તેમને છોડી દીધા, તેવારે તેની સાથે સંધિ કરી.

લોર્ડ ડેલૌઝીએ પંજાબ તથા પેગુ પ્રાંત જીતીને ઇંગ્રેજનાં રાજ્યસાથે

જોડી દીધા તે કૃત્યને વારંવાર વખોડવામાં આવ્યુંછે, પરંતુ અમારા વિચારમાં એમ આવેછે કે તેને તેમ કર્યા વિના છૂટકો નહોતો. તેણે એમ કર્યું ન હોત, તો તેના દેશનો સ્વાર્થ ધૂળ મળત ને હિંદુસ્તાનના સંરક્ષણને હાનિ પહોંચત. હિંદુસ્તાનમાં ઇંગ્રેજના રાજ્યમાં વધારો થાય એમાં ભાગ્યેજ રાચવા જેવું હતું, પરંતુ પંજાબમાં તેમ પેગુમાં શત્રુએ ઇંગ્રેજ સરકારની રૂચિ પ્રમાણે કરવા જેવું રાખ્યું નહિ. બંને ભાગમાં બીજીવાર લડાઈ ઊઠી હતી, ને લોર્ડ ડેલૌઝીએ ઇંગ્રેજ લોકની સત્તા અને પ્રતિષ્ઠા ટકાવી રાખવાને યોગ્ય ગોઠવણ કરી ન હોત, તો શત્રુની તરફથી નિરંતર ભય ને નડતર ઉત્પન્ન થવાની બીક રહેત.

લોર્ડ ડેલૌઝીની રાજ્યનીતિ.

# પ્રકરણ ૨૫ મું.

## લોર્ડ ડેલહૌઝીની કારકીર્દિનો અંત.

### સન ૧૮૫૪ થી ૧૮૫૭ સુધી.

**નિજામ સાથે નવી સંધિ—નાગપુરમાં રાજકારભારની સ્થિતિ—ત્યાંના રાજાનું મૃત્યુ—તેને સંતતિ કિંવા સગાં નહિ હોવાથી નાગપુર ઇંગ્રેજ અધિકારીઓની સંભાળમાં સોંપ્યું—સોન્થલ લોકનું બંડ—પુનઃ શાંતિ થાયછે—અયોધ્યાની સ્થિતિ—તે દેશમાં બખેડા—ઇંગ્રેજનું સૈન્ય એકઠું થાયછે—ત્યાંના નવાબે આગલી સંધિ તોડી—અયોધ્યાદેશ ઇંગ્રેજના રાજ્યસાથે જોડી દીધો—ત્યાં ઇંગ્રેજ અધિકારીઓને રાજકારભાર ઉપર નીમ્યા—લોર્ડ ડેલહૌઝીનું સિધાવવું—તેના રાજકારભારમાં પ્રજાની રીતભાતમાં સુધારો—કંપનિના પટામાં ફેરફાર—લોર્ડ કેનિંગ ગવર્નર જનરલ થઈ આવેછે—હિંદુસ્તાનમાં ઇંગ્રેજની સત્તાની વૃદ્ધિ—ઇંગ્રેજના રાજ્યથી લાભ.**

જે વર્ષે બ્રહ્મીલોક સાથેની લડાઈનો અંત આવ્યો તેને બીજે વર્ષે કંપનિના રાજ્યમાં નવો મૂલક વધ્યો. ઈ. સ. ૧૮૫૨ ના વર્ષમાં **નિજામ**નીસાથે નવા કોલ-કરાર થયા, શાથી કે તેના રાજ્યમાં ઇંગ્રેજનું સૈન્ય તેને મદદ કરવા રહેતું હતું તેનું ખરચ તેણે કેટલાક વરસથી નિયમસર આપ્યું નહોતું. ચઢેલા દેવાને પેટે **નિજામે હૈદ્રાબાદ**ની ઉત્તર તથા પશ્ચિમમાંનાં ચાર પરગણાં ઇંગ્રેજને સ્વાધીન કર્યાં. **નાગપુર**નું રાજ્ય પણ ત્યાંના રાજાને સંતતિ નહિ હોવાથી તેજ વરસમાં તેમને મળ્યું. ને ત્યાંનો રાજ્યકારભાર હાલ ઇંગ્રેજલોક ચલાવેછે.

સોન્થલ લોકનું બંડ. જુલાઈ, ૧૮૫૫.

આ ઊથલ પાથલથી કાંઈ કલહ ઉત્પન્ન નહિ થતાં હિંદુસ્તાનમાં કાંઈ વાર લગી પૂર્ણ સ્વસ્થપણું પ્રવર્ત્યું. પરંતુ ૧૮૫૫ ના જુલાઈમાં બંગાળામાં ભયંકર બંડ ઊઠીને શાંતિનો ભંગ થયો. **ભાગલપુર** તથા **રાજમહાલ** પ્રાંતમાં **સોન્થલ** કરીને પહાડી લોક રહેતા હતા તેઓ અદ્યાપિ પર્યંત નિરૂપદ્રવ, સાલસ, ને વશ રહે એવા ગણાતા હતા.

તેમણે એકદમ બંડ કર્યું. તેમના આગેવાન પુરૂષો અમને ઈશ્વર પ્રેરણા થઈછે, એવું કહેવા લાગ્યા. આ લોકે આ વેળા બંડ કર્યું તેનું કારણ એવું કહેવાયછે કે બંગાળના વ્યાજે નાણું ધીરનાર શાહુકારો તેમને અતિશય કનડતા હતા. તે લોકો ડુંગરા ઉપરથી પાસેના પાધર દેશમાં ઊતરી આવ્યા, ત્યાંનાં ગામડાં લૂંટવા તથા બાળવા લાગ્યા, ને તેમાંના સામા નહિ થનારા લોકની કતલ કરવા લાગ્યા. આ પ્રમાણે નાના પ્રકારનો અનર્થ કરવાનું તેમણે આદર્યું હતું. પરંતુ બનતી ત્વરાએ બીજા ભાગમાંથી પલટણો મોકલવામાં આવી. વર્ષાદના દિવસ, ધાડી ઝાડી, તથા જે સ્થિતિમાં કાયદા હતા તે સ્થિતિને લીધે પહાડી લોકસાથે લઢીને તેમનો પૂરો નાશ કરવાનો લાગ હવણાં નથી એવું ઈંગ્રેજ લોકને લાગીને તેમણે સોન્થળ લોકને બીજા પ્રાંતમાં પેસતાં અટકાવવાને ઉજડ કરેલા પ્રદેશની આસપાસ સૈન્ય મૂક્યાં. પરંતુ લઢાઈ ચલાવવાની અડચણ કાંઇક દૂર થઈ, એટલે જનરલ લોયલડ સૈન્ય લેઈ બંડખોર સામે જવા નીકળ્યો. જ્યાં જ્યાં તેઓ ભેગા થયા ત્યાં ત્યાં તેમનીસાથે ઝઘડો કર્યો ને તેમને પોતપોતાનાં ગામડાંમાં પાછા જવાની જરૂર પાડી. આ રીતે સંકટમાં આવી પડેલા પ્રાંતોમાં પાછી વ્યવસ્થા થઈ ને બંડ સમૂળગું બેસાડી દેવામાં આવ્યું.

આ વેળા લોર્ડ ડેલૌઝીની કારકીર્દિ પૂરી થવા આવી હતી. ગવર્નર જનરલની પદવી ઉપર રહી તેણે જે કાંઈ કાર્ય કર્યાં તેમાં છેલ છેલ્લું એ હતું કે અયોધ્યાનું રાજ્ય ઈંગ્રેજના રાજ્યમાં જોડી દીધું. સન ૧૮૦૧ માં નવાબની સાથે સંધિ કરી હતી, ત્યારથી તેના દેશમાં રાજકારભાર બહુ નઠારી રીતે ચાલતો હતો, અને ૧૮૫૫ માં તો હિંદુસ્તાનમાંના સૌ દેશી રાજ્ય કરતાં તેમાં અતિ અંધેર ચાલતું હતું એ વાત સૌ કોઈ માન્ય કરતું હતું. નવાબ વિષયાસકત હોઇને આખો દહાડો દુર્વ્યસની દરબારી લોકની સંગતિમાં રહેતો, તેથી રાજકારભાર તેણે કેવળ વીસારી મૂક્યો, ને તેમાં ઘણા ગરબડ ગોટા ચાલવા લાગ્યા. તેણે કુપાત્ર માનીતા માણસોને મોટી મોટી કારભારની જગ્યાઓ આપી. તેમણે લોકને દંડી દમવા માંડ્યા. લશ્કરમાં ઘટતી વ્યવસ્થા નહિ હોઇને તે લોકને ઓછો પગાર મળવાથી તેઓ મારપીટ, લૂંટફાટ, તથા રક્તપાત કરી પોતાના પિંડ પોષતા. પ્રજાના આ સર્વ દુઃખમાં એક ધર્મસંબંધી વઢવાઢ ઊભી થવાથી ઉમેરો થયો. કેટલાક મુસલમાનોએ હિંદુ લોકના એક દેવા-

અયોધ્યાની હાલત.

તે રાજ્યમાં ફિસાદ.

લય ઉપર હૂમલો કર્યો. તે દેવસ્થાન ઉપર હિંદુઓને અતિશય શ્રદ્ધા હતી. તેમણે તેના સંરક્ષણ અર્થે એકઠા મળી મુસલમાનોનો પરાજય કર્યો. હાર થયાથી બીજવાઇને એક ધર્માંધ અમીરખાનને આગેવાન કરી પુષ્કળ મુસલમાન લોક એકઠા મળ્યા. નવાબ કોનો પક્ષ પકડશે એ વાત કંઈ વારલગી સંશય ભરેલી રહી. પરંતુ તેના મુસલમાન પ્રજાએ જે અનર્થ કરવા ધાર્યો હતો તે અટકાવવા તેણે નિર્ણય કર્યો. ઇંગ્રેજ ઉપરિઓના હાથ નીચેના રાજાના સૈન્યે ધર્માંધ મુસલમાનો ઉપર હૂમલો કરી તેમનો પરાભવ કર્યો ને તેમના આગેવાનને ઠાર માર્યો.

ઇંગ્રેજના લશ્કરનું એકઠું થવું.

અયોધ્યાની આસપાસ ઇંગ્રેજ સરકારનો મૂલક હોઈને તે પ્રાંતમાં ધર્મ સંબંધી લઢાઈ ઊઠવાનો સંભવ જણાયાથી અને એવી લઢાઇ. લશ્કરમાંના સિપાઇ લોકનાં સગાં વહાલાં અયોધ્યામાં હોવાથી તે લોકને અતિશય હાનિકારક થશે એવું ગવર્નર જનરલને લાગ્યા ઉપરથી તેણે સરહદ ઉપર ગોરા લોકનું સૈન્ય એકઠું કરવાની આજ્ઞા કરી, પરંતુ ભાગ્ય પાંશરૂં કે ઇંગ્રેજ લોકને વઢવાની અગત્ય પડી નહિ.

અયોધ્યા ઇંગ્રેજના રાજ્ય સાથે જોડી દીધું. ૬ ઠી ફેબ્રુઆરિ, સન ૧૮૫૬.

પોતાના આશ્રય તળેના રાજ્યમાં આવું અંધેર ચાલવા દેવામાં કાંઇ સાર નથી એવું ઇંગ્રેજોને લાગ્યું. ને કોર્ટ આફ ડાયરેકટરે લોર્ડ ડેલ્હાઉઝીને લખ્યું કે અયોધ્યાનું રાજ્ય તેની પૂર્વની સ્થિતિમાં રાખવું, કિંવા સાક્ષાત આપણા હસ્તકમાં લેવું એ વિષે તમને રૂડું સૂઝે તેમ નિર્ણય કરો. ગવર્નર જનરલે તે રાજ્ય ઇંગ્રેજના હસ્તકમાં લેવાનો નિશ્ચય કર્યો. તેણે નવાબને પાંશરી રીતે કહ્યું કે અમારા તમારા વચ્ચે સંધિ થઈ છે તે બહાલ રાખી એક નવી સંધિ કરવી, અને તેમાં એવું ઠરાવવું કે તમે તમારૂં રાજ્ય સંભાળવા અયોગ્ય છો એવું અમને જણાઇ આવ્યાથી તમે તે રાજ્ય અમારે સ્વાધીન કરોછો, અને તમારાં હવણાંનાં માન પ્રતિષ્ઠા નભ્યાં જાય તેટલા સારૂ તમને એક મોટી વાર્ષિકવૃત્તિ બાંધી આપીએ. નવાબે આવી સરતો માન્ય નહિ કર્યાથી તેની સંમતિ વિના લોર્ડ ડેલ્હાઉઝીએ એક પ્રસિદ્ધ પત્ર પ્રગટ કરી અયોધ્યા પ્રાંત ઇંગ્રેજ સરકારે પોતાના હસ્તક લીધો એવું સર્વને વિદિત કર્યું. એ રાજ્ય ઇંગ્રેજે લીધું તેનાં કારણ એ જાહેરનામામાં જણાવ્યાં હતાં. અયોધ્યાના નવાબને સ્વદેશમાં કિંવા પરદેશમાં શત્રુ ઉત્પન્ન

થાય તેનાથી તેનું સંરક્ષણ કરવા વિષે સન ૧૮૦૧ માં સંધિ થઈ તેમાં ઇંગ્રેજે કબુલ કર્યું હતું. અને નવાબે પોતાના તરફથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે પ્રજાની ચઢતી કળા થાય ને તેમના જીવધનનું રક્ષણ થાય એવો રાજકારભાર હું પોતાના કારભારી દ્વારાએ ચલાવીશ. ઇંગ્રેજે પોતાનું લખ્યું પાળ્યું; નવાબે પોતાના વચન પ્રમાણે વર્ત્તવાની કસૂર કરી, માટે તેણે જે દેશાનું રાજ્ય નઠારી રીતે ચલાવ્યું તે તેના હાથમાંથી ઇંગ્રેજોએ લીધો.

અયોધ્યાનાં વહિવટ.

પંજાબમાં જે ધોરણ રાખ્યું હતું તે અયોધ્યામાં રાખવામાં આવ્યું. રાજ્ય કારભારમાં ઇંગ્રેજ લોકને નીમ્યા. સર જેમ્સ ઔટ્રામ જેને તે દહાડાથી "નાઈટ કમાંડર ઓફ ધ બાથ" એ પદવી મળીછે તેને મુખ્ય કમિશનર નીમ્યો. કંપનિએ અયોધ્યાના લોકનું કલ્યાણ કરવાના હેતુથી તે રાજ્ય પોતાના હસ્તક લીધું, તે વેળા ત્યાં કાંઈ ગરબડાટ નહિ થતાં લોકને આ ફેરફાર અણગમતો હોય એવી કાંઈ વાણી સાંભળવામાં આવી નહિ.

લોર્ડ ડેલૌઝીનું વિદાય થવું.

લોર્ડ ડેલૌઝીનો બહુ દિવસ ટકેલો કારભાર સન ૧૮૫૬ના ફેબ્રુઆરિની તા૦ ૨૯ મીએ બદલાયો, ને લોર્ડ કેનિંગ જે કેટલાક દિવસથી તેની જગ્યાએ નીમાયો હતો તેણે હિંદુસ્તાનના રાજ્યનો કારભાર ચલાવા માંડ્યો. લોર્ડ ડેલૌઝીના સમયમાં હિંદુસ્તાનના લોકની સંસારસ્થિતિસંબંધી નાનાપ્રકારની રૂડી રીતો ચાલવા લાગી, તેથી કરીને તેમનું ઘણું હિત થશે. સરકારે પક્કી ને વ્યવહાર ઉપયોગી કેળવણીને ઉત્તેજન આપ્યું; લોકને વિદ્યા ભણાવવા યોજનાઓ કરીને તે યોજનાઓ સાર્થક કરવાને અધિકારીઓ નીમ્યા; ક્ષેત્રને જળ સિંચન કરવા માટે તથા વ્યાપારવૃદ્ધિ માટે શિલ્પી કામ કર્યાં; લોઢાની સડકો બાંધી અગ્નિરથ ચલાવ્યા, ને હિંદુસ્તાનનાં ત્રણ મુખ્ય નગરોનો તાર દ્વારાએ એક બીજા સાથે સંબંધ કર્યો.

લોકની સંસારસ્થિતિમાં સુધારો.

વળી ઇસ્ટ ઇંડિઆ કંપનિની રાજ્યવિધિમાં વધઘટ કરવામાં આવી. ૧૮૫૩ માં કંપનિના જૂના પટામાં અનેક ફેરફાર કરી નવો પટો કરી આપ્યો. કંપનિના ડાયરેક્ટરની સંખ્યામાં ઘટારો કર્યો, ને તેમાંના કેટલાકને મહારાણીજી નીમે એવો ઠરાવ થયો. આખા હિંદુસ્તાન સારૂ એક ધારા બાંધનારી મંડળી ઠરાવીને જે ઉમેદવાર કાર્યોપયોગી પરીક્ષામાં

કંપનિના પટામાં ફેરફાર.

પાર ઊતરે તેમને વૈદ્યક તથા મુલ્કી ખાતામાં જગ્યાઓ આપવી એવો ઠરાવ થયો.

હિંદુસ્તાનમાં ઇંગ્રેજોની શક્તિની વૃદ્ધિ.

ક્લાઇવ તથા લારેન્સના વારામાં ઇંગ્રેજનું રાજ્ય કશા લેખામાં નહોતું, ને તેવી સ્થિતિમાં છતાં તેની હયાતિ દુર્લભ હતી; ત્યારથી માંડીને હવણાં તે પેશાવરથી પેગુના ઝાંપા લગી વિસ્તાર પામ્યુંછે; અત્યાર સુધીમાં તેની ઉત્તરોત્તર વૃદ્ધિ કેવી રીતે થઈ તે અમે કહી ગયા. તે રાજ્ય વર્ષોવર્ષ વૃદ્ધિ પામતું ચાલ્યું ને અનુક્રમે વધતાં વધતાં હવણાં તેનો પુષ્કળ વિસ્તાર થયોછે. કોઈ પણ દેશની તેમજ માણસની ચઢતી સંબંધી પ્રત્યેક બિના જેની આજ્ઞાથી બનેછે તે પરમેશ્વરેજ રૂડાં અને શાણાં કાર્ય અર્થે ઇંગ્રેજનું રાજ્ય આવડા મોટા વિસ્તારને પામવા દીધુંછે. આ ઈશ્વરેચ્છામાં હિંદુસ્તાનના લોકનું હિત થાય એવો હેતુ રહેલોછે એમાં કાંઈ સંશય નથી. હિંદુસ્તાનના લોકના કલ્યાણ અર્થે ઘણું કામ કરવાનું અધૂરૂં છે, તથાપિ ઇંગ્રેજોએ આજપર્યંત બહુ કર્યુંછે.

ઇંગ્રેજના રાજ્યથી લાભ.

એવું કહેવાયલુંછે કે ઇંગ્રેજ લોક હિંદુસ્તાન છોડી કાલે પાછા સિધાવે, તો આ દેશમાં તેઓના થોડાં વર્ષના નિવાસની કાંઈ એંધાણી રહેશે નહિ. પરંતુ એવું કાંઈ થવાનું નહિ. ઇંગ્રેજોએ હિંદુલોકના ઘણાં હિત કર્યાંછે, ને તેની ઊંડી એંધાણીઓ છપાઈ રહીછે તે કદી ભૂસાઈ જાય એવી નથી. હિંદુસ્તાનના લોક અર્થે ઇંગ્રેજોએ જે કાંઈ કર્યુંછે તેમાં કેટલુંક વખોડવા જેવું છે એમાં કાંઈ સંદેહ નથી, પરંતુ અવશ્ય કરીને સઘળાં મનુષ્ય કૃત્યમાં ખોડો હોયછે, ને તે અત્યંત લગી બંધ પડવાની નહિ. ગયા સો વર્ષથી કંપનિના રાજ્યમાં રક્તપાત ભાગ્યેજ થયોછે. અને ઇંગ્રેજ લોકનું રાજ્ય દયા, શીળતા, અને ક્ષમાને માટે નામાંકિત છે. ઇંગ્રેજ લોક મોટા મોટા અધિકાર ઉપર છે, અને તેઓ ઘણી ખરી વાતમાં સાચા ને વિશ્વાસ રાખવા જોગ માણસ છે. તેઓ પોતાના કાર્ય બજાવવામાં પ્રમાણિકપણે વર્તેછે. સર્વ કોઇને ન્યાય મળેછે, ને કોઈ વેળા અન્યાય થાયછે તો તે દેશીલોકના પ્રપંચથીજ. સતી, બાળહત્યા, મનુષ્ય બળિદાન આપવાનો ચાલ છેક છેક કાઢી નાંખ્યોછે, ને સૌથી શ્રેષ્ઠ વાત એ છે કે આપણા પ્રતાપી ધર્મનું બીજ હિંદુસ્તાનમાં રોપાયું-છે, ને જ્યાંલગી પૃથ્વીના લોકમાં હિંદુસ્તાનનું નામ છે ત્યાંલગી તેના ફણગા ફૂટી નિરંતર ફળ ફૂલ આવ્યાં જશે.

સન ૧૮૫૭ માં હિંદુસ્તાનમાં ઊઠેલા મોટા બળવાનું સંક્ષિપ્ત વર્ણન—એ વર્ષ "બ્રિટિશ ઇંડિઆ" ના ઇતિહાસમાં અત્યંત ખેદકારક થઈ ગયું. વાયવ્ય કોણના પ્રાંતોમાં થોડી મુદતથી ઇંગ્રેજના રાજ્ય સામે ભારે બેદિલી વધતી ચાલી હતી, અને હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ એવી વૃત્તિ થોડી ઘણી પ્રસરી હતી. આ બળવો ઊઠવાનાં ઘણાં કારણ હતાં. હિંદુ રાજાઓને દત્તક લેવાનો હક હતો તે ખૂંચી લેવામાં આવ્યો. અયોધ્યાનું રાજ્ય ઇંગ્રેજના રાજ્યમાં જોડી દેવામાં આવ્યું, અને ઇંગ્રેજ સરકાર હિંદુ લોકને જાતિ ભ્રષ્ટ કરી તેમને તથા મુસલમાનોને બળાત્કારે ખ્રિસ્તિ કરવાનો ઇરાદો રાખેછે એવી ખોટી અફવાઓથી લોકોનાં મન ચિંતાતુર થયાં હતાં. પ્રપંચી અને ઇંગ્રેજ સરકાર પર દાઝે બળતા માણસોએ અવસરનો લાભ લઇને લોકના ઉચાટમાં વધારો કરવાને તથા તેમને ઉશ્કેરવાને બનતા ઉપાય કર્યા. બંગાળાના લશ્કરના લોક જેમાંના ઘણાખરા ઊંચી જાતિના હિંદુ હતા તથા અયોધ્યાના રહેવાસી હતા તેઓનાં મનપર એ ખટપટની આ લોકો પૂરી અસર કરી શક્યા. લશ્કરમાં હવણાં રાઈફલ નામે એક પ્રકારની બંદૂક છોડતાં શીખવાનું કામ નવું ચાલુ થયું હતું. એવિષે એવી ગપ ચલાવવામાં આવી હતી કે જે "કાર્ટ્રિજ" એટલે ચામડાની ટોટીઓ વાપરવાની તેનાપર ગાય તથા સુવરની ચરબી ચોપડેલી હતી. આ વાત બધાના માનવામાં આવી. બંગાળાનું લશ્કર જાણતું હતું કે હિંદુસ્તાનમાં ઇંગ્રેજોની સંખ્યા ઘણી થોડી છે, અને આપણા સામર્થ્ય આગળ તેમનું કાંઈ ચાલવાનું નથી.

પંજાબથી માંડીને છેક કલકત્તા સુધીનું તમામ સૈન્ય બળવો કરવાને સજ્જ રહેલું હતું. આ બળવાનાં પહેલ વહેલાં ચિન્હ કલકત્તા પાસેના બરાનપુરમાં જણાઈ આવ્યાં. ત્યાંની છાવણીમાં દેશી પાયદળની ૧૯ મી પલટણને ચામડાંની ટોટીઓ વહેંચી આપવા માંડી તે લેવાની તેઓએ ના કહી. થોડાં અઠવાડીઆં પછી એ પલટણને બરાકપુરમાં લઈ જઇને તેમાંના માણસોને નોકરીમાંથી કાઢી મૂકયા; પછી થોડે દિવસે બરાકપુરમાં બંડનું ખુલ્લું ઉદાહરણ મળી આવ્યું; અને એક બીજી પલટણના ઘણાખરા માણસોને બે નોકર કર્યા. આ લોકો જે જે જગ્યાએ ગયા ત્યાં બેદિલી તથા બળવાનાં બીજ તેમની સાથે લેતા ગયા.

તથાપિ ધૂંધવાતો દેવતા સળગી ઊઠીને કેવળ નોખાજ ભાગમાં મોટો ભડકો થયો. મીરતમાં કેટલાક ઘોડેસ્વારોને તેમણે "કાર્ટ્રિજ" લેવાની ના પાડ્યાથી

કેદની શિક્ષાનો હુકમ થયો, અને એ શિક્ષા પ્રમાણે અમલ થવાને મે મહિનાની ૯ મી તારીખની સવારમાં તેમને લશ્કરમાંથી લઈ ચાલ્યા. બીજે દહાડે સાંજે છાવણીમાંનું તમામ લશ્કર બંડ કરી ઊઠયું. તેમણે તેમના ઉપરિ અમલદારોને ગોળીઓથી મારયા, ઇંગ્રેજના સૈન્યથી દૂર જે ઇંગ્રેજ રહેવાસીઓ તેમના જોવામાં આવ્યા તે બધાનો ઘાત કરયો, ને રતોવઈ દિલ્લીપર કુચ કરી ગયા.

દિલ્લીમાં તેઓની સાથે વિશ્વાસઘાતી સંહારના કામમાં તેમના સોબતીઓ સામિલ થયા. આ ભંભેરાયેલા લશ્કરના લોકોએ નિમકહરામ થઇને, તથા જે સરકારી લશ્કરી ચાકરી અત્યારસુધી તેમણે ખરી નિષ્ઠાથી બજાવી હતી તેમનો દ્રોહ કરીને તેમના સામે હથિઆર ઝાલ્યાં એટલુંજ નહિ, પણ બિચારી અબળાઓ તથા નિર્દોષી બાળકોનો નિર્દયતાથી બાયલાપણે વધ કરયો. દિલ્લીનો પાદશાહ જે પોતાના મહેલમાં ઘણા વર્ષથી મોજ શોકમાં તથા નિવૃત્તિમાં પડી રહ્યો હતો તે આં વેળા ઘણા ઇંગ્રેજોની કતલ કરાવવામાં સામિલ થયો.

દિલ્લીનું આયુધાગૃહ બંડખોરોના હાથમાં આવ્યું, પણ ઇંગ્રેજોએ નિઃસ્વાર્થી શૌર્યનું કીર્ત્તિમાન્ ઉદાહરણ બતાવ્યાવિના તેમ થવા દીધું નહિ. લેફ્ટેનેન્ટ વિલોબિ તથા બીજા આઠ જણાએ શત્રુના મોટા સૈન્ય સામે કંઈવારલગી કિલ્લાનો બચાવ કરયો, ને પછી દારૂનો ભંડાર સળગાવી દીધો. જેણે એ પ્રમાણે દારૂ ફૂંકી દીધો તે ફરીને જોવામાં આવ્યો નહિ, અને વિલોબિસાહેબ બીરત ગયા ત્યાં તેમનો કાળ થયો. ઘણા માસલગી દિલ્લીશહેર બળવાનું મધ્ય સ્થળ થઈ પડ્યું, ને જ્યાં ત્યાંથી બંડ કરી ઘણીખરી પલટણો ત્યાં ભેગી થઈઓ.

જ્યારે આ બનાવ બન્યા ત્યારે હિંદુસ્તાનનો સેનાધિપતિ જનરલ ઓન્સન સિમલામાં હતો તે એકદમ અંબાલામાં ગયો, પણ થોડા દિવસમાં રોગથી તેનો કાળ થયો. તેની જગ્યાએ સર હેન્રિ બર્નાર્ડ થઈને દિલ્લી ભણી ચાલેછે તેને માર્ગમાં જનરલ વિલસન લશ્કરસાથે આવી મળ્યો. આ લશ્કરે કુચ કરીને દિલ્લી સામેની ડુંગરીઓ ઉપર પડાવ કરયો. ઇંગ્રેજના સૈન્યમાં મંદવાડથી માણસની સંખ્યા ઘટતી જતી, શત્રુનું સૈન્ય સંખ્યામાં અતિશય વધારે હતું, ને શહેરમાંથી નિરંતર હુમલા થયે જતા તે છતાં છેવટ તેમનો જય થતા લગી તેમણે એ ઠેકાણેથી મુકામ ઊઠાવ્યો નહિ.

ત્યાર પછી બળવાના પ્રવાહનો વેગ વધતો ચાલ્યો. બંગાળાની તમામ છાવણીઓમાં બંડો જાગીને તે જગ્યાઓની દુર્દશા થઈ. ઘણીખરી છાવ-

ણીઓના લશ્કરી અધિકારીઓ વેળાસર નહિ ચેતતાં ગાફલ રહ્યા; આપણા નોકરો જેઓનો આપણા પ્રત્યે આદર થાયછે, જેઓએ આપણી આજ્ઞા ઊઠાવીછે તેઓ સામા થઇ આપણને મારશે એ વાત તેઓના ધ્યાનમાં ઊતરી શકી નહિ.

પરંતુ સારા ભાગ્યે લખનૌમાં સર હેન્રિ લારેન્સ સાવધાન થઇને આપત્તિ આવી પડે તેને માટે ગૂપચૂપ તૈયારી કરતો જતો. તેણે શહેરમાં વ્યવસ્થા રાખવાને બહુ ઉપાય કર્યા, પરંતુ છેવટે ત્યાંની પલટણોએ તેમના જાતિ ભાઇઓનું ઉદાહરણ લેઇને બંડ ઊઠાવ્યું. શહેરની મધ્યો મધ્ય ઇંગ્રેજની છાવણી હતી તેમ ઇંગ્રેજોને ઘેરી લેવામાં આવ્યા. ઘેરો ઘાલ્યા પછી થોડે દહાડે એ ભલો, શૂરવીર, તથા પરગજુ સરદાર ગોળો ફાટીને વાગવાથી મરણ પામ્યો. તેણે અંતકાળે પોતાના સોબતીઓને કહ્યું કે તમે શરણ થશો નહિ. તેમણે તેનું વચન પાળ્યું. પૃથ્વીમાં કોઇપણ દેશમાં તેમના કરતાં વિશેષ શૂરવીરપણાથી થોડાજ વિરલાએ યુદ્ધ કર્યુંછે.

ખાનપુરમાં અતિ ઘોર કર્મ કરવામાં આવ્યાં. અહિં બંડખોરોનો આગેવાન છેલા બાજીરાવ પેશવાનોદત્તક પુત્ર નાનાસાહેબ થયો હતો. તેણે કંઇવાર લગી ખાનપુરની છાવણીના મુખ્ય અધિકારી સર હ્યુ વીલરને મદદ આપવાની આશા દેઇને છેતરચો. ઇંગ્રેજ સરકારે બાજીરાવનું વર્ષાશન તેના મરણ પછી બંધ કરચું હતું, તે દહાડાથી તેમનાપર તે અંતઃકરણમાંથી વૈર રાખતો હતો. નાનાસાહેબે નિર્દયતાનાં કૃત્ય કરવામાં આંકો રાખ્યો નહિ. તેણે પ્રથમ એવું વચન આપ્યું કે જો તમે કિલ્લો તમામ દારૂ ગોળા સહિત અમારે સ્વાધીન કરશો તો તમને સુખરૂપે અલાહબાદ જવા દેઇશું. પણ પાછળથી તેણે બોલ્યું અબોલ્યું કર્યું. કિલેદારો તેમને માટે તૈયાર રખાવેલી હોડીમાં બેસવાની પેરવીમાં હતા, તેવારે તેમના ઉપર બંદૂકોની ગોળીઓનો માર ચલાવ્યો. માંદા તથા ઘાયેલ થયેલા સહિત સર્વ પુરૂષોને મારી નાંખ્યા. બૈરાં છોકરાંને જુલાઇ તા૦ ૧૫ મી સુધી સખ્ત કેદમાં રાખી મૂક્યાં. તેઓને છોડાવવાને ઇંગ્રેજનું લશ્કર ઝટપટ આવતું હતું તે વેળા નાનાસાહેબે જનરલ હેવલોક સાથે લઢતાં તેની હાર થયાથી બીજવાઇને તેમનો ઘાતકી રીતે વધ કરાવ્યો.

પરંતુ તેનાં માઠાં કામનો બદલો સમીપ આવ્યો હતો. ચોમેરથી ઇંગ્રેજને મદદ આવી પહોંચવા માંડી હતી. બંડરૂપી ભરતીને રોકનાર પહેલવહેલો કર્ન-

લ **નીલ** હતો. **કલકત્તે** આવ્યા પછી તે તુરત **બનારસ (કાશી)** તથા **અલાહબાદ** ગયો, ત્યાં લશ્કર સાથે રહીને તેણે લોકોમાં વ્યવસ્થા તથા ધૈર્ય પાછું આણ્યું. **ફત્તેપુર**માં **જનરલ હેવલોકે** પહેલવહેલો વિજય મેળવ્યો. ત્યાર પછી બીજી બે લઢાઇઓ થઇ તેમાં પણ તેની જીત થઇ. પછી તેણે **કાનપુર** તરફ કુચ કરી. ત્યાંથી **નાનાસાહેબ** સામો લઢવા આવ્યો. તેને ઇંગ્રેજના સૈન્યે હરાવ્યો ત્યારે **કાનપુર** આગળ નહિ ઊભો રહેતાં **બિઠૂર**માં તેનો કિલ્લો હતો ત્યાં નાશી ગયો. બીજે દિવસે વહાણમાં **હેવલોક**નું સૈન્ય **કાનપુર**માં આવ્યું, ને શત્રુઓએ કરેલાં પાપીષ્ટ કામની એંધાણીઓ તેમના જોવામાં આવી.

થોડા દિવસમાં **જનરલ હેવલોક લખનૌ**ના કિલેદારોને સંકટમાંથી મુક્ત કરવાના હેતુથી **ગંગા** નદી ઊતરીને **અયોધ્યા**માં ગયો. એના વચમાં તેણે **બિઠૂર**નો કિલ્લો હાથ કર્યો હતો. અહિં **નાનાસાહેબ**ના મહેલને બાળી મૂકયો. પછી **જનરલ હેવલોક લખનૌ**માંના કિલેદારોની વહારે ધાયો. તેને ઊભી વાટે યુદ્ધ કરવું પડ્યું હતું. આ રીતે લઢતાં લઢતાં તે તથા તેના હાથ નીચેના યોદ્ધાઓ છેક છાવણીમાં જઇ પહોંચ્યા. ત્યાં ઘેરા ઘલાયેલા લોકોએ પોતાનો છૂટકો થયો જોઇને તેઓને બચાવનારાઓનો ઉપકાર માનીને હર્ષનાં આંસુ પાડ્યાં. ઠેઠ છાવણીમાં પહોંચ્યા તેજ વેળા **કર્નલ નીલ** મરાયો. **લખનૌ**નો બચાવ કર્યા પછી **સર જેમ્સ ઔટ્રમ** ત્યાં સૈન્યનો ઉપરિ થઈ રહ્યો. કિલેદારોને ઘેરામાંથી છોડાવ્યા હતા, પણ તેમને બીજી જગ્યાએ લેઇ જવાનું બીજી મદદ આવી પહોંચતા લગી બને એમ નહોતું.

એ મુદતમાં **દિલ્લી** ઇંગ્રેજોએ પાછી લીધી. **પંજાબ**ના ચીફ કમિશનર **સર જોન લારેન્સ**ને **દિલ્લી** તથા **મીરત**માં બંડ થવાના સમાચાર મળ્યા, ત્યારે તેણે **પંજાબ** પ્રાંતમાં સ્વસ્થતા તથા નિર્ભયતા રાખવા બનતી સાવધાની રાખી. તેણે ત્યાંની બંડખોર પલટણોના હથિઆર ખૂંચી લીધાં; **શીખ**લોકને ઇંગ્રેજનાં લશ્કરમાં ચાકરી રહેવા તેડાવ્યા, ને એકદમ વિના અડચણે મોકલી શકાય તેટલું લશ્કર **દિલ્લી** ભણી મોકલ્યું. **દિલ્લી** પાસેની ડુંગરીઓ ઉપર ઇંગ્રેજના જે લોકો છાવણી નાંખી રહ્યા હતા તેમને આ સૈન્યની સહાયતા આવી મળ્યાથી તેમણે **દિલ્લી** શહેરને ઘેરો ઘાલીને તે હસ્તગત કર્યું. આ ઠેકાણે જે યુદ્ધ થયું હતું તે નાનુંસૂનું નહોતું. બંડખોર લોકોની દઢ તેમના પર હૂમલો કરનારાની સંખ્યા કરતાં ઘણીજ વધારે મળેલી હતી; પણ અંતે તેમનો પરાભવ થયો. **હિં**-

દુસ્તાનમાંની ઇંગ્રેજની સત્તા ટકાવી રાખવાને ઇંગ્લાંડથી સૈન્ય નીકળેલું હતું તેમાંના એક પણ માણસે હિંદુસ્તાનને કિનારે પગ મૂકતા પહેલાં હિંદુસ્તાનમાં-નાજ સૈન્યે દિલ્લીમાં જય મેળવ્યો હતો.

દિલ્લીનો પાદશાહ નાશી ગયો હતો, પણ તેને કેપ્ટન હડસને બંદીવાન કરી લીધો હતો. બીજે દિવસે વહાણામાં આજ પુરૂષે એ પાદશાહના બે પુત્ર તથા એક પૌત્રને કેદી કરયા. તે પાછો ફરી પોતાનાં થોડાં માણસો સહિત શાહેરના દરવાજાના થડમાં આવ્યો, તેવારે લોકોની ઠઠ તેને વીંટાઇ વળી. આ લોકોનો પેલા રાજકુંવરોને છોડાવી લેઈ જવાનો મનસુબો હતો, પણ તેમનું કાંઈ નહિ ચાલતાં તેણે તો શાહજાદાઓને પોતાની પિસ્તોલથી ઠાર મારયા. પાદ-શાહની ઘણા દિવસ નિષ્પક્ષપાત તપાસ ચાલ્યા પછી તેના પર ખૂનનો અપરાધ સાબીત થયથી તેને જીવતપર્યંત દેશનિકાલની શિક્ષા ઠરાવીને રન્ગુનમાં રાખ્યો.

ઇંગ્લાંડના તાબાનાં સંસ્થાનોમાંથી અથવા ખુદ તે દેશથી પ્રતિદિન લસ્કર ચાલવા લાગ્યાં. સર કોલિન કેમ્પબેલ હિંદુસ્તાનનાં સૈન્યનો અધિપતિ ઠરીને ઇંગ્લાંડથી અત્રે આવ્યો. અતિ જુસ્સાથી લઢનાર હાઈલાન્ડર તથા શીખ લોકનું સૈન્ય લેઈને તે ૫૦૦૦૦ શત્રુની વચમાં થઇને છાવણીમાં પહોંચ્યો. શૂરવીર યોદ્ધાઓમાં સૌથી મોખરે કેપ્ટન પીલ તથા તેના ખલાસીઓ હતા. તેઓ કલકત્તામાંની શાનન નામની મનવારમાંથી ભારે કદની બંદૂકો ઊચકીને લઢવા આવ્યા હતા. આવી મોટી બંદૂકો તેમને મન હાથમાં રમકડાં ઝાલ્યાં જેવી હતી. સર કેમ્પબેલનો એક હેતુ એ હતો કે લખનૌમાંનાં સ્ત્રીઓ તથા બાળકોનું સંરક્ષણ કરવું. તેણે યુક્તિ કરીને આ મનોરથ સિદ્ધ કર્યો. તે પછી એ તમામ ખટલાને લેઇને પાછો ખાનપુર ગયો. ડીસેંબર તા૦ ૬ ૧૮૫૭.

ગ્વાલિયરમાં ઇંગ્રેજ સરકાર ભણીથી મહારાજાની મદદ માટે મૂકેલા લસ્કરે બંડ કર્યું. આ બંડખોર લોકોને સર કોલિન કેમ્પબેલ સાહેબે તેના યુદ્ધ ચાતુ-ર્યથી હરાવીને નસાડી મૂકયા.

સેનાધિપતિ કેટલાક દિવસ ખાનપુરમાં રહીને બારીલિ તથા લખનૌપર ખરેખરો ઘાવ કરવાને સૈન્ય ભેગું કરવામાં ગૂંથાયો હતો. તે વેળામાં હાથ નીચેના સરદારો ઘણી જગ્યાઓએ શત્રુ સામે વિજય મેળવતા જતા, અને નેપાળનો મુખ્ય પ્રધાન જંગબહાદુર ગૂર્ખા લોકનું સૈન્ય લેઇને ઇંગ્રેજોના સેના-

ધિપતિને મદદ આપવાને આવતો હતો. લખનૌનો ઘેરો ઊઠયા પછી અતિશય શ્રમ પહોંચ્યાથી સર હેન્રિ હેવલોકનો દેહ પડયો હતો, તેથી કરીને ઓટ્રામ સાહેબને હવે તેની ઓથ રહી નહોતી. તોપણ તે શત્રુઓ ઉપર વારંવાર હૂમલા કરીને આલમબાગ પોતાને હસ્તગત રાખી રહ્યો હતો. છેલે લઢાઈની બધી સામગ્રી તૈયાર થઈને ફેબ્રુઆરિની તા૦ ૨૯ મીએ સર કોલિન કેમ્પબેલ ગંગા નદી ઊતરી અયોધ્યામાં જવા નીકળ્યો. તા૦ ૨૧ માર્ચને રોજ અયોધ્યાની રાજધાની છેલી વહેલી હાથ કરવામાં આવી.

નાનાસાહેબ, અયોધ્યાની બેગમ, અને ફીરોજશાહ, એ બંડખોરોના મુખ્ય અગ્રેસરો બારીલિમાં નાશી ગયા હતા, અને સેનાધિપતિ કેમ્પબેલ સાહેબ હવે ખાનપુરથી ત્યાં જવાને નીકળ્યો. બારીલિ હસ્તગત કર્યાથી ફિતૂરી સરદારો ત્યાંથી પલાયન કરી ગયા.

સર કોલિન કેમ્પબેલ તથા તેનું સૈન્ય ઉત્તરમાં યુદ્ધ કરતું હતું તે વેળા મધ્ય હિંદુસ્તાન તથા રજપુતાનામાં થઈને ત્રણ ટૂકડીઓ મુંબાઈ તથા મદ્રાસથી કુચ કરતી આગળ ચાલી આવતી હતી. સર હ્યુ રોઝના હાથ તળેના મધ્ય હિંદુસ્તાનના સૈન્યની ઘણી અગત્યની તથા યશસ્વી સ્વારી હતી. આ નાનું પણ શૂરવીર સૈન્ય પર્વતોનાં કોતરોમાં થઈને તથા વિકટ જંગલોમાં થઈને પશ્ચિમ કાંઠેથી તે જમુના નદીના કિનારા સુધી આવ્યું હતું ; મોટા મોટા મજબૂત કિલ્લા લીધા હતા, ને જ્યાં જ્યાં શત્રુ સામા મળ્યા તેમનાથી પાછા નહિ હઠતાં સર્વ પ્રસંગે તેમનો પરાજય કર્યો હતો. સર હ્યુ રોઝ સાગરમાંના કિલેદારોની મદદે ગયો હતો ; બેટવા નદીને કાંઠે નાનાસાહેબનો સગો જે તાત્યાટોપી તેનો પરાભવ કર્યો હતો ; જહાનસીનો કિલ્લો હાથ કર્યો હતો. આ ઠેકાણે ત્યાંની રાણી પંડે મરદની પેઠે લઢી હતી ; રાણી તથા તાત્યાટોપી બંને સામે કુચ મુકામે જીત મેળવી હતી, અને કાલ્પીનો કિલ્લો લેઈ લીધો. પછી તાત્યાટોપી સિંધિઆની રાજધાની ગ્વાલિયર તરફ ફર્યો. મહારાજા ઇંગ્રેજોનો સાચો સ્નેહી રહીને તેના બળવાખોર સૈન્યથી દૂર નાશી જઈને આગ્રે જઈ રહ્યો હતો. તેને ઝાઝા દિવસ વિદેશમાં રહેવું પડયું નહિ. સર હ્યુ રોઝ એકદમ ગ્વાલિયર ગયો ને એક ભારે ઝઘડો થયા પછી તે હાથ કરી લીધું, ને મહારાજાને વીસ દિવસમા પાછો પોતાના રાજ્યમાં આણ્યો. ગ્વાલિયર આગળના ઝઘડામાં જહાનસીની રાણી મરાઇ, ને તાત્યાટોપી જે પોતાના થોડા બાકી રહેલા લસ્કર સાથે

નાશી ગયો, તે ઘણા માસ લગી રખડ્યા પછી પકડાયો. હવે પાછી દેશામાં સર્વ ઠેકાણે સમાધાની તથા શાંતિ થઈ. ઇંગ્રેજનાં શસ્ત્રને સર્વત્ર વિજય પ્રાપ્ત થયો. જીતાયેલા બળવાખોરોમાંના ઘણા ખરાને માફી આપી; જેમણે સંકટના સમયમાં શરણે નાશી આવેલા ઇંગ્રેજોને રક્ષણ આપ્યું તેમને તથા ઇંગ્રેજની સાથે સ્નેહ ટકાવી રાખ્યો હતો તેમને ઇંગ્રેજ સરકારે ઉદાર બુદ્ધિથી ઇનામ આપ્યાં. જેઓ ખૂનના ગુનેગાર ઠર્યા હતા માત્ર તેટલાઓને શિક્ષા કરવામાં આવી. બળવાખોરોમાંના પ્રસિદ્ધ આગેવાનોને તેમનાં માઠાં કૃત્યના પ્રમાણમાં બદલો મળ્યો. સર્વમાં અતિ ઘાતકી નાનાસાહેબ નેપાળમાં નાસેડુની સ્થિતિમાં મરણ પામ્યો.

આ બળવાથી રાજ પ્રકરણી મુખ્ય ફેરફાર એ થયો કે ઈસ્ટ ઇંડિઆ કંપનિના હાથમાંથી હિંદુસ્તાનનું રાજ્ય લઈને મહારાણીએ પોતે સર્વ સત્તા ધારણ કરી આ મોટો ફેરફાર લોકોને માલમ થવાને સારૂ સન ૧૮૫૮ ના નવેંબર માસની તા૦ ૧ લીએ આખા હિંદુસ્થાનનાં મુખ્ય શાહેરોમાં એક જાહેરનામું પ્રસિદ્ધ રીતે વાંચવામાં આવ્યું.

---

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.